# प्रकरण सुखसिन्धु.

## ( प्रथम विभाग. )



संग्राहक अने प्रयोजकः—

पंन्यासजी अजितसागरजी गणि.

श्री वीतरागाय नमः

# પ્રકરણ સુખસિન્ધુ.

## [ પ્રથમ વિભાગ. ]

સંગ્રાહક અને પ્રયોજક:-
પ્રસિદ્ધ વક્તા
પંન્યાસજી અજીતસાગરજી ગણિ.

મ્હેસાણાનિવાસી
પારેખ ઉત્તમભાઈ હરીચંદનાં માતુશ્રી ઉજમબાઈ
તરફની મોટી આર્થિક સહાય તથા અન્ય
સદ્ ગૃહસ્થોની સહાયથી

પ્રકાશક:-
વિઠ્ઠલભાઈ જીવાભાઈ પટેલ.
ઝવેરીવાડ, નાગોરીસરાહ-અમદાવાદ.

વીર સંવત્ ૨૪૪૭. પ્રત ૨૫૦૦. સને ૧૯૨૦.

મૂલ્ય રૂ. ०—८—०.

આ પુસ્તક તથા અન્ય છપાતાં પુસ્તકો
નીચેના ઠેકાણેથી મળી શકશે.

---

૧ ગીત રત્નાવળિ. પૃષ્ઠ ૧૦૦ (શિલીકમાં નથી) રૂ. ૦-૪-૦

૨ પ્રકરણ સુધાસિન્ધુ-પ્રથમ વિભાગ પૃષ્ઠ ૩૫૨. રૂ. ૦-૮-૦

૩ ,, દ્વિતીય વિભાગ-છપાય છે.

૪ સંવેધ છત્રીશી.
૫ સુપાર્શ્વનાથ ચરિયં-ગુ. ભાષાંતર. } તૈયાર થાય છે.

મળવાનું ઠેકાણું:—

૧. પ્રકાશક પાસેથી.

૨. સેક્રેટરી,
મુનિરાજશ્રી સુખસાગરજી લાયબ્રેરી
માહેસાણા.

૩. પં. અજીતસાગરજી ગણિ શાસ્ત્રસંગ્રહ તરફથી
શા. સામળદાસ તુલજારામ કાપડીઆ.
મોટા આઢ-પ્રાંતીજ. (એ. પી. રેલ્વે.)

૪. ઝવેરી ભોગીભાઇ વિમળભાઈ.
ઝવેરીવાડ, ચોરા સામે—અમદાવાદ.

---

'વસંત' પ્રિન્ટીંગ પ્રેસમાં ચીમનલાલ ઈશ્વરલાલે છાપી.
પાનકોર નાકા અમદાવાદ.

મહેસાણા નિવાસી

શેઠ ઉત્તમભાઈ પારેખનાં



માતુશ્રી શ્રાવિકા ઉજમબાઈ.

લક્ષ્મી આર્ટ, મુંબાઈ, નં. ૮

# આભાર.

આ પુસ્તક પ્રગટ કરવા માટે નીચે જણાવેલા સદ્‌ગૃહસ્થો તરફથી જે સહાય મળી છે તે માટે તેઓનો પોતાના સુકૃત કમાઈના દ્રવ્યનો આ રીતે કરેલા સદુપયોગ માટે અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે અને બીજા સદ્‌ગૃહસ્થો પણ તેઓનું અનુકરણ કરશે એમ ઇચ્છી અત્રે વિરમીએ છીએ.

રૂ. ૧૦૦૦. મહેસાણાનિવાસી પારેખ ઉત્તમભાઈ હરીચંદના માતુશ્રી ઉજમબાઈ તરફથી.

રૂ. ૩૦૦. પારેખ ઉત્તમભાઈના ભત્રિજા મર્હુમ પ્રેમચંદભાઈ લલ્લુભાઈના સ્મરણાર્થે.

રૂ. ૫૦૧. એક સદ્‌ગૃહસ્થ તરફથી—મહેસાણા.

રૂ. ૧૫૦. પુનાનિવાસી શેઠ બલાખીદાસ પ્રતાપચંદ હા. મોહનલાલ.

ઝવેરીવાડ–નાગોરીસરાહ, અમદાવાદ. | લી. "પ્રકાશક."

**તા. ક.** આ પુસ્તક ઉપરોક્ત ગૃહસ્થો તરફથી સમગ્ર સમાજને ઘણીજ નજીવી એટલે પડતર કીંમતના અર્ધ કરતાં પણ ઓછી કીંમતથી આપી તેના વેચાણની ઉપજ આવા બીજા કાર્યમાં વાપરવા ઠરાવ્યું છે.

# अनुक्रमणिका.








જૈન ધર્મમાં એટલાં બધાં પુસ્તકો છે કે તેનો પાર આવતો નથી. તેમાં પણ કેટલાંક પુસ્તકો અને પ્રકરણો નાનાં હોવા છતાં ઘણાં ઉપયોગી છે. તે જીવનને ઉપયોગી હોવાથી સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો તથા શ્રાવિકાઓ તેનું અહર્નિશ પઠન પાઠન કરે છે અને તદનુસાર વર્તવાને યથાશકિત પ્રયત્ન કરે છે. આ પુસ્તકો પ્રકરણો અથવા શતકો નામે પ્રસિદ્ધ છે. તેવાં છ પુસ્તકો આ ગ્રંથના પ્રથમ ભાગમાં દાખલ કરવામાં આવ્યા છે તેમનાં નામ ( ૧ ) વૈરાગ્યશતક ( ૨ ) ઇન્દ્રિયપરાજયશતક ( ૩ ) સંબોધ સત્તરી ( ૪ ) ચઉશરણ પયન્નો ( ૫ ) આઉર પચ્ચખ્ખાણ પયન્નો અને ( ૬ ) કર્પૂર પ્રકરણ છે.

**વૈરાગ્યશતક** અને **ઇન્દ્રિયપરાજયશતક** નામના પ્રથમ બે પુસ્તકોમાં મુખ્ય બાબત એ પ્રતિપાદન કરવામાં આવી છે કે આ જગતના પદાર્થો નાશવંત છે, દુઃખમય છે, અને અનેક પ્રકારે પીડા કરનારા છે, માટે તે વસ્તુઓમાં નહિ રાચતાં મનુષ્યે શાશ્વત સુખ આપી શકે તેવી વસ્તુઓમાં રમણતા કરવી. આયુષ્યનો વિશ્વાસ નથી, યૌવન સદા ટકતું નથી, લક્ષ્મી વીજળીની માફક ચપળ છે; કોઇ ખરી રીતે આપણું સ્વજન નથી, આપણે મરણને આધીન છીએ, સ્ત્રી એ પાપની પુતળી છે. એવો બોધ આપવામાં આવ્યો છે. જગતના પદાર્થોમાંજ જે મનુષ્યો રાચ્યા માચ્યા રહે છે, અને અનેક રીતે દુઃખી થાય છે, તથા પોતાનું ખરૂં સ્વરૂપ ભૂલી

જાય છે, તેમને આ જગતના પદાર્થોની અસારતાનો ખ્યાલ આપી સદ્વસ્તુ તરફ દોરવા એ ઇષ્ટ અને આદરણીય છે.

આ જગતમાં સુખ નથી, એમ તો કોઇ કહી શકે નહિ. સુખ એવો પદાર્થ તો છે; માટે જ જગતના જીવો તે સુખ મેળવવા અનેક વસ્તુઓની પાછળ ગાંડાની માફક ભમ્યા કરે છે, પણ તે સુખમાં ત્રણ અવગુણો રહેલા છે. તે સુખ ક્ષણિક છે–ઘણું જ અસ્થિર છે. તે સુખ દુ:ખગર્ભિત છે. કારણ કે સુખ આપનાર પદાર્થનો વિશેષ ઉપભોગ કરવામાં આવે છે ત્યારે તેજ પદાર્થ દુ:ખના કારણભૂત થાય છે. જો તે પદાર્થમાં સુખ હોય તો પછી તે દુ:ખકારક શી રીતે થઈ શકે? વળી જગતના પદાર્થોમાં સૌથી મોટો અવગુણ એ છે કે તે મળ્યા પછી બીજા સુખની આકાંક્ષા રહે છે. જ્યાં સુધી કોઇ વસ્તુની પ્રાપ્તિ થઇ નથી, ત્યાં સુધી તે વસ્તુ અતિ મોહક લાગે છે. તેની પ્રાપ્તિને વાસ્તે જીવ રાત દિન તલપે છે. પણ તે વસ્તુ મળતાં તેમાંથી મોહકતા ચાલી જાય છે, અને જીવ બીજી કોઈ સુખ આપી શકે તેવી વસ્તુ મેળવવા માટે પ્રયત્નશીલ થાય છે. આ ત્રણ કારણો માટે જગતના તમામ પદાર્થો પ્રત્યે વૈરાગ્ય ભાવ ખીલવવાનો છે. તેની સાથે ઇન્દ્રિયોના વિષયો પ્રત્યે વૈરાગ્ય ભાવ ધારણ કરી ઇન્દ્રિયોપર જય મેળવવાનો છે. વિષયના પદાર્થોની વચમાં રહી મેળવેલો જય વધારે ઉત્તમ પ્રકારે ગણી શકાય, પણ તે સ્થિતિ એકદમ પ્રાપ્ત થઈ શકે નહિ, પ્રારંભમાં તો મનુષ્યે ઇન્દ્રિયોના તે તે વિષયોથી બલાત્કારે પણ દૂર ભાગવું જોઇએ. આને કોઈ હઠ યોગ કહે તો ભલે કહે, પણ પ્રારંભમાં તે જરૂરનું છે આથી ઉપશમ થશે.

**विषयास्तु निवर्तन्ते निराहारस्य देहिनः** જે આત્મા

ઇન્દ્રિયોને આહાર આપતો નથી, તેની પાસેથી વિષયો સ્વયમેવ નાસવા લાગે છે, આ રીતે વિષયોની ઉપશાંતિ થાય છે અને જો અગ્નિ ઉપર લાંબા વખત સુધી છારી વળેલી રહે તો તે અગ્નિ બુઝાઇ જાય છે, તેમ લાંબા વખત સુધી વિષયોથી દૂર રહેવાથી તે વિષયો પ્રત્યેની રૂચિ ધીમે ધીમે સર્વથા નાશ પામતી જાય છે. કારણ કે ઉપશમ એ ક્ષયનું પ્રબળ કારણ છે. ઇન્દ્રિયો પર જય મેળવવાને અનેક માર્ગ બતાવવામાં આવે છે. તેમાંનો એક માર્ગ જે જ્ઞાનીઓએ અનુભવી સિદ્ધ કરેલો છે તે નીચે પ્રમાણે છે.

"ઇન્દ્રિયોની ઇચ્છા વિરૂદ્ધ કોઇ પણ એક કામ કરવાને મન સાથે દૃઢ નિશ્ચય કરો; અને જ્યારે અમુક ઇન્દ્રિય પ્રબળ આવેગમાં હોય, પોતાના વિષયની તૃપ્તિને સારૂ તત્પર થઇ રહી હોય, તે મેળવવાને અત્યંત ઉત્સુક હોય, ઇન્દ્રિયનો વિષય સન્મુખ હોય, અને તમે તે ગ્રહણ કરવાને તમારો હાથ લંબાવવાની છેલ્લી પળમાં હો, તેવો સમય પસંદ કરો. તે સમયે તે ઇન્દ્રિયને જણાવો કે 'હું' તારા કરતાં વધારે સમર્થ અને સત્તાવાળો છું: તને તારી વાસના પૂર્ણ કરવા દઇશ નહિ. આ પ્રમાણે જુદે જુદે પ્રસંગે જુદી જુદી ઇન્દ્રિયોના વિષયોના સંબંધમાં મહાવરો પાડતા જાઓ. એટલે પછી શરીર તેમજ ઇન્દ્રિયો તમારી ઉન્નતિમાં વિઘ્નરૂપ થશે નહિ. જ્યાં સુધી તમને એમ ન લાગે કે શરીર અને ઇન્દ્રિયો તમારાં ગુલામ છે, નોકર છે, તમારી ઇચ્છા પ્રમાણે ચાલનારા કિંકર છે, ત્યાં સુધી ઉપર દર્શાવેલી રીતને અનુભવમાં મૂકો, અને જે કાર્યને મન ધિક્કારે છે તે કાર્ય તમારી પાસે શરીર કરાવે ત્યારે તમે શરમાઓ. મનની ઇચ્છા વિરૂદ્ધ ઇન્દ્રિયોથી ઘસડાઇ જવું તે પોતાની માણસાઇ (મનુષ્યત્વ) ખોવા બરોબર છે. એમ હૃદયથી ધારો."

જો આપણે આપણી પાશવ વૃત્તિઓ ( animal instincts )ને આપણા સ્વાધીન ન કરી શકીએ, તો પશુઓમાં અને આપણામાં રતીભાર ભેદ નથી. આપણે મનુષ્ય રૂપમાં પશુ સમાનજ ગણાવાને લાયક છીએ, માટે પોતાનું મનુષ્યત્વ સિદ્ધ કરવાને ઇન્દ્રિયો અને શરીરને પ્રથમ વશ કરવાં.

જ્યારે મનુષ્યને સંસારના પદાર્થો પ્રત્યે દુઃખથી વૈરાગ્ય આવે છે, ત્યારે તે પદાર્થો પ્રત્યે અરૂચિ થાય છે; પણ આ વૈરાગ્ય ક્ષણિક હોય છે. તેવા વૈરાગ્યને સ્મશાન વૈરાગ્ય કહીએ તો ખોટું નહિ; પણ તે વૈરાગ્યને વધારે સ્થાયી બનાવવાને જ્ઞાનની જરૂર છે. જો મનુષ્યને આત્મા અને તેના શાશ્વત ગુણો પ્રત્યે રૂચિ થાય, તો અનિત્ય પદાર્થોનો ત્યાગ કરતાં તેને દુઃખ થશે નહિ જે મનુષ્યે હીરો જોયો છે, તે કાચના કકડામાં કેમ આસક્ત થઈ શકે ? જેણે સૂર્યનો પ્રકાશ નિહાળ્યો છે, તે આગીયાના પ્રકાશમાં કેમ લુબ્ધ થાય ? માટે ઉચ્ચ વસ્તુઓ અને ગુણો પ્રત્યે પ્રેમ થવાથી હલકી વસ્તુઓનો ત્યાગ કરવાનું કામ ઘણું સરલ બની જાય છે.

ત્રીજું પુસ્તક **સંબોધ સત્તરી** છે તેનો અર્થ એ થાય છે કે એમાં બોધ આપનારા સો શ્લોકો છે. તે શ્લોકો બહુ વિચારણીય છે. તેનો પ્રથમજ શ્લોક તેના લેખકના હૃદયની વિશાળતા પુરવાર કરી આપે છે.

**सेयबंरो य आसंबरो य, बुद्धो अ अहव अन्नो वा ।**
**समभावभाविअप्पा, लहेइ मुक्खं न संदेहो ॥**

ચાહ્ય શ્વેતાંબર હોય, અથવા દિગંબર હોય, વા બૌદ્ધ હોય અથવા અન્ય કોઇ ધર્મી હોય, પણ જેનો આત્મા સમભાવથી ભાવિત હોય, તે મોક્ષ પામશે, એમાં સંદેહ નથી. મનુષ્યે અધ્યાત્મ

માર્ગમાં આગળ વધવું હોય તો આ સમભાવનો ગુણ ખીલવવો જોઇએ. શરીર તરફ દૃષ્ટિ કરવાથી આપણે સમાન તત્ત્વ જોઇ શકતા નથી કારણ કે કોઈ શરીર સ્થૂળ તો કોઇ સૂક્ષ્મ, કોઈ પુરૂષ તો કોઇ સ્ત્રી, કોઇ કાળો તો કોઇ શ્વેત. તેમ મનુષ્યની લાગણી તરફ દૃષ્ટિ કરીએ તો ત્યાં પણ સમાનતા જણાતી નથી. કારણ કે એક મનુષ્યને અમુક બાબત રૂચે, ત્યારે બીજાને તેનાથી વિરૂદ્ધજ બાબત રૂચિકર થાય, મનુષ્યોની લાગણીઓમાં વિવિધતા જ નજરે પડે છે. તેમ મનમાં પણ સમાન તત્ત્વ દૃષ્ટિગોચર થતું નથી. "કપાળે કપાળે જૂદી મત" કોઇ પણ બે વ્યક્તિઓના વિચારો સરખા દેખાતા નથી. ત્યારે સામ્ય અથવા સમાનતા કયાં જોવી? સમાનતા આ સર્વની પાછળ રહેલા આત્મતત્ત્વમાં જોવી. આત્મા જ્ઞાનદર્શન અને ચારિત્રની અપેક્ષાએ મૂળસ્વરૂપે સમાન છે. બાહ્ય આકારો, વિવિધ લાગણીઓ અને વિચારના ભેદો પર દૃષ્ટિ નહિ કરતાં જે પ્રમાણમાં મનુષ્ય અંદર રહેલા આત્મતત્ત્વ તરફ દૃષ્ટિ કરે છે, તે પ્રમાણમાં સમાનભાવ ખીલવી રાગદ્વેષ રહિત દશા અનુભવી શકે છે વળી તેજ પુસ્તકના ૧૨ મા શ્લોકમાં લખેલું છે કે:-

**दंसणभट्ठो भट्ठो दंसणभट्ठस्स नत्थि निव्वाणं ।**
**सिज्झंति चरणरहिआ, दंसणरहिआ न सिज्झंति ॥**

જે જીવ દર્શનથી—સમ્યક્ત્વથી ભ્રષ્ટ થાય છે, તે સર્વથા ભ્રષ્ટ થાય છે, અને દર્શનથી ભ્રષ્ટ થનારને માટે નિર્વાણ નથી. (દ્રવ્ય) ચારિત્રથી રહિત મનુષ્યો પણ સિદ્ધિને પામે છે, પણ દર્શનથી રહિત મનુષ્યો કદાપિ સિદ્ધિ પામતા નથી. આ શ્લોક આપણને બેધડક જણાવે છે કે મનુષ્યની માન્યતા એ બહુ મહત્ત્વની બાબત છે: કારણ કે માન્યતા પ્રમાણે તેનું વર્તન થવાનું એ નિર્વિવાદ છે.

કોઇ મનુષ્ય કદાચ પોતાના જ્ઞાન પ્રમાણે ન વર્તી શકે, પણ જો તે પોતાના વર્તનને ભૂલરૂપ માનતો હોય તો તેના ઉદ્ધારને વાસ્તે માર્ગ છે. જેવી ભાવના તે પ્રમાણે મનુષ્યનું વર્તન થાય છે. તેજ વર્તન લાંબો સમય કરવાથી ટેવ પડે છે, તે ટેવ સમય જતાં સ્વભાવરૂપ થઈ જાય છે, અને તે સ્વભાવ સાથે મનુષ્ય બીજા ભવમાં જન્મે છે. આ ઉપરથી એ ફલિત થાય છે કે મનુષ્યની માન્યતા અને તે ઉપરથી તેના મનમાં સ્ફુરતી ભાવનાઓ એજ મનુષ્યના જીવનને દોરનારી છે.

એજ પુસ્તકના ૨૫ મા શ્લોકમાં જણાવવામાં આવ્યું છે કે 'નિંદા અને પ્રશંસામાં, માન અને અપમાનમાં તથા સ્વજન અને પરજનમાં જે જીવનું મન સમાન છે; તેને સામાયિકમાં સ્થિત થયેલો પુરૂષ ગણવો.' આ શ્લોક જણાવે છે કે ઉચ્ચ જીવન ગાળવાના અભ્યાસીએ સમવિષમ સ્થિતિમાં તેમજ તેને અંગે થતી પ્રશંસા કે નિંદાના સમયમાં, મળેલા માન કે અપમાનના પ્રસંગમાં સમતોલવૃત્તિ રાખતાં શીખવું જોઇએ. આ સમતોલવૃત્તિ રાખવાને ઉત્તમ માર્ગ એ છે કે તેણે પોતાના મન સાથે નીચેનું સૂત્ર ગુંથી દેવું. તે સૂત્ર કહે છે કે **इयमपि गमिष्यति**–આ પણ જતું રહેશે. માન પણ જશે, તેમ અપમાન પણ ચાલ્યું જશે. પ્રશંસા જશે તેમ નિંદા પણ જશે. સુખ પણ જશે તેમ દુઃખ પણ જશે. આ દ્વન્દ્વમાંથી કોઈ પણ બાબત સ્થાયી નથી. તો તેને વાસ્તે હર્ષ શોક નહિ કરતાં મનને સ્થિર રાખવાનો પ્રયત્ન કરવો. જે મનુષ્ય તે તે સંયોગોમાં મનને સમભાવે રાખી શકે છે તેજ શાંતિ અનુભવી શકે છે. આવા ઘણા શ્લોકો આ લેખકની નજર આગળ તરી આવે છે, જેનાપર લંબાણથી વિવેચન કરી શકાય. પણ અત્રે વિવેચન કરવાનો

સમય નથી. આ બે ત્રણ શ્લોકનું વિવેચન કરી જણાવવાનો હેતુ એ છે કે આ શ્લોકોને જેમ તેમ વાંચી નહિ જતાં તે વાંચીને વિચારવા અને તેનો ભાવાર્થ સમજી તદનુસાર જીવન ગાળવાને કટીબદ્ધ થવું

**ચઉશરણુ પયન્નો** તથા **આઉર પચ્ચખ્ખાણુ પયન્નો** અંતકાળે વાંચવામાં આવે છે. અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવળિ પ્રણીત ધર્મ—આ ચાર વસ્તુઓ જ મનુષ્યને અંતકાળે શરણરૂપ છે. આ વાત સત્ય છે; પણ જેને આખી જીંદગી સુધી તે ચાર બાબતોમાં શ્રદ્ધા રાખી નથી, અથવા તેનું બહુ માન કર્યું નથી, અથવા તેમના ઉપદેશ પ્રમાણે જે ચાલ્યો નથી. તેને મરણ સમયે આ બાબતોની શી રીતે અસર કરી શકે ? માટે જ્યારે શરીર સુદૃઢ હોય. ઇન્દ્રિયો શક્તિવાળી હોય, આયુષ્ય દૂર હોય. અને મન બરાબર કામ કરતું હોય તે પળે આ ચાર શરણનો વિચાર કરવો કે જેથી અંતકાળે તે વસ્તુઓનું સ્મરણ શાંતિ આપનારૂં અને બોધજનક નીવડે.

**આઉર પચ્ચખ્ખાણુ પયન્નામાં** આતુર ( રોગી ) મનુષ્યે કરવા યોગ્ય પ્રત્યાખ્યાનનું વર્ણન છે એમજ બાળ મરણ, બાળ પંડિત મરણ, અને પંડિત મરણ એમ ત્રણ વિભાગ પાડી મરણ વખતે જૂદા જૂદા જીવોની કેવી સ્થિતિ થાય છે, તેનું વર્ણન કરવામાં આવ્યું છે. આ પયન્નો મરણ સમયે રોગી આગળ વાંચવા માટે છે, પણ ઉપર જણાવ્યા પ્રમાણે પ્રથમથી તૈયારી કરવામાં આવી નથી હોતી તો મરણ સમયે રોગી મનુષ્ય કાંઇ વિશેષ કરી શકતો નથી.

છેવટે **કર્પૂર પ્રકરણ** મૂકવામાં આવ્યું છે. તેમાં પૌષધ, સાધુ, શીલ, તપ, બોધ, શ્રાવક, શ્રાવિકા, જ્ઞાન વગેરે અનેક ઉપયોગી

બાગતોપર ઉત્તમ પ્રકારની સંસ્કૃત ભાષામાં શ્લોકો આપવામાં આવ્યા છે.

કેટલાક સાધુઓ, સાધ્વીઓ તથા શ્રાવકો અને શ્રાવિકાઓ આવા શ્લોકો મોંઢે કરે છે, તે બહુ સારી વાત છે. પણ તે સાથે જો તેના અર્થ બરાબર રીતે તેના મનમાં ઠસાવવામાં આવે તો ઘણો લાભ થઈ શકે. કારણ કે અર્થ વગરનો શ્લોક લુણ વિનાના ભોજન જેવો છે.

આવાં અમૂલ્ય છ પુસ્તકોનો સાધુઓ, સાધ્વીઓ તથા શ્રાવકો અને શ્રાવિકાઓ લાભ લઇ શકે તેવા ઉમદા આશયથી **પંન્યાસ શ્રી અજીતસાગરજીએ** દરેક શ્લોકનું મૂળ આપવા ઉપરાંત તેની સંસ્કૃત છાયા તથા તેનું ગુજરાતી ભાષાંતર કર્યું છે. દરેક શ્લોકપરઆંક આપેલા છે તે ઉપરથી ભાષાંતર સમજવાનું કામ ઘણું સરલ થાય છે. આવા ઉમદા અને બોધજનક પુસ્તકોનું ભાષાંતર બહુજ ઉત્તમ રીતે કરી જૈન સમાજને **અજીતસાગરજીએ** પોતાની વિદ્વત્તાનો સારો લાભ આપ્યો છે, અને પોતાના સમયનો અત્યુત્તમ ઉપયોગ કર્યો છે.

આ પુસ્તકનો બીજો ભાગ છપાવવાનો છે, તેમાં પણ આવી જ શૈલિએ બીજાં કેટલાંક પ્રકરણો પ્રસિદ્ધ થશે જે ઉચ્ચ આશયથી આ પુસ્તક પ્રકટ કરવાનું કામ હાથ ધરવામાં આવ્યું છે, તેવોજ ઉચ્ચ આશય ધ્યાનમાં રાખી વાંચકવર્ગ આ પુસ્તકનો સદુપયોગ કરશે એવી આશા સાથે વિરમું છું.

રતનપોળ—**અમદાવાદ.**
તા. ૩૦–૧૦–૨૦

**મણિલાલ ન. દોશી.**

# પ્રકાશકની પ્રસ્તાવના.

પ્રસિદ્ધ વક્તા **પંન્યાસજી અજીતસાગરજી** ગણિનું સં. ૧૯૭૫ ની સાલનું ચાતુર્માસ પાલણપુરમાં થયેલ તે વખતે તત્ર ચાતુર્માસ રહેલાં **સાગરસંપ્રદાયનાં મર્હુમ સાધ્વીજી શ્રી હરખશ્રીજીનાં** મુખ્ય શિષ્યા સાધ્વીજી **લાભશ્રીજીની** પ્રથમથી એવી ઇચ્છા હતી કે જો **વૈરાગ્યશતકાદિ** પ્રકરણો અન્વયના આંકડા, સંસ્કૃત છાયા અને સરળભાષામાં લખાયેલા અર્થ સાથે એકત્ર કરી પ્રગટ કરવામાં આવે તો તે હાલના જમાનામાં જન-સમાજને વધુ ઉપયોગી થઇ પડે. તેઓશ્રીની આવી પ્રેરણાને લઇને પંન્યાસજી મહારાજશ્રીએ તે કાર્ય પૂર્ણ કરી આપવા સંપૂર્ણ સહાનુ-ભૂતિ દર્શાવી. જે માટે તેઓશ્રીનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે. પરંતુ તેઓશ્રીનું ત્યાંનું ચાતુર્માસ પૂર્ણ થવાથી આ કામ થોડા વખત બંધ રહ્યું. અત્રે એક પ્રાસાંગિક બીના ( મહારાજશ્રીના વિહાર )ની નોંધ લઇએ છીએ.

મહારાજશ્રી પાલણપુરથી વિહાર કરી વગદા. મેમદપુર વિગેરે સ્થળોએ થઇ તારંગાજીની યાત્રા કરી, ઇડર અને વડાલી વિગેરે ગામોમાં બોધ આપતા પ્રાંતીજ પધાર્યા. જે સમયે ત્યાંના શ્રાવકોએ "**પંન્યાસજી અજીતસાગરજીગણિશાસ્ત્રસંગ્રહ**" એ નામથી પુસ્તકસંગ્રહની સ્થાપના કરી. તદનન્તર ત્યાંથી વિહાર કરી વિજાપુર **શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગર**

**સૂરિજીના** દર્શનનો લાભ મેળવી વિસનગર થઈ ચાણસમા પધારવું થયું. ત્યાં આગળ **માણેકબાઇ** નામની એક શ્રાવિકાને ઘણા મહોત્સવ સાથે દિક્ષા આપવામાં આવી અને બાણુના ઉપાશ્રયમાં એક જાહેર ભાષાણ આપ્યું જેની અંદર ઘણો જનસમુહ એકત્ર થયો હતો. ત્યાંથી પાટણમાં શાંતિસ્નાત્રાદિ ઘણાં ધાર્મિક કાર્યો હોવાને લઇને ત્યાંના સંઘના આગ્રહથી સાગરગચ્છના ઉપાશ્રયે આવવું થયું. અત્રે કેટલાક દિવસ વ્યતીત કર્યા બાદ **મહેસાણાવાળા શેઠ પાનાચંદ કસ્તુરભાઇ મણીયારને** ત્યાં ઓચ્છવ હોવાથી તેમનો તથા **શેઠ કુળચંદ ગાંધી** વિગેરેના અત્યાગ્રહને લઇને સં. ૧૯૭૬ ના વૈશાખ વદી ૧૧ ને રોજ મહેસાણા પધારવું થયું. તે વખતે અત્રે **શા.સ્ત્રવિશારદ જૈનાચાર્ય વિજયસિદ્ધિ સૂરિજીના શિષ્યસમુદાય પૈકી મુનિરાજ કલ્યાણવિજયજી, સૌભાગ્યવિજયજી તથા શ્રીમાન્ શિવવિજયજી** આદિ સાધુમંડળ તથા અન્ય સાધ્વીમંડળ પણ બિરાજતાં હતાં. શેઠ **પાનાચંદભાઇને** ત્યાં ઓચ્છવ, વરઘોડો તથા જમણો ઘણાજ આનંદ સાથે સમાપ્ત થયાં. ત્યારબાદ ચાતુર્માસનો સમય પાસે આવવાથી પાટણ, પાલણપુર, ઉંઝા, વિસનગર, વડનગર, ચાણસમા, પ્રાંતીજ વડાલી અને અમદાવાદ વિગેરે વિગેરે ગામો મળી લગભગ અઢાર ગામોની વિનતીઓ ઉપરા ઉપરી અત્રે આવવાથી અત્રેનો સકળ સંઘ તે વખતે માણસા બિરાજતા **શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજી** પાસેથી પંન્યાસજીના ચાતુર્માસ માટે રજા મેળવી આવ્યો. જેથી કરીને મહારાજશ્રીનું ચાતુર્માસ મહેસાણામાં નક્કી થયું. બાદ **જેઠ વદી ૧૧** અને **આષાઢ વદી ત્રીજને** રોજ અનુક્રમે **મર્હુમ જગત વિખ્યાત પરમપૂજ્ય રવિસાગરજી** તથા **ગચ્છાધિપતિ શ્રીમદ્**

**સુખસાગરજી મહારાજશ્રીની જયંતિઓ** તેમના ગુણુ ગાન સાથે ઘણાજ ઠાઠમાઠ સાથે ઉજવવામાં આવી હતી. જેનો હેવાલ અન્ય સાપ્તાહિક પત્રોમાં પ્રસિદ્ધ થયો છે. ત્યારબાદ અત્રેની શ્રીમદ્ **રવિસાગરજી પાઠશાળા** કે જે થોડો વખત થયાં મંદ પડી ગઇ હતી અને જેને **શેઠ ભીખાભાઇએ** પ્રયાસ કરી સતેજ કરી હતી, તેના માટે મહારાજશ્રીએ ગામના સંભાવિત ગૃહસ્થોને બોધ આપી છોકરાઓને ઇનામ આપવા માટે તથા ખર્ચ માટે બંદોબસ્ત કરાવી આપ્યો. જેની અંદર **શેઠ રાયચંદભાઈએ રૂ. ૩૦, શેઠ ડાહ્યાભાઇએ રૂ. ૩૦, શેઠ માણેકલાલભાઇએ રૂ. ૧૫, તથા શેઠ ઉત્તમભાઇએ રૂ. ૧૫,** એ પ્રમાણે આ ગૃહસ્થોએ દરમાસે બે વરસ સુધી તે રકમ આપવા કબુલ કર્યું છે. આ પ્રમાણે પાઠશાળાને નાણાં સંબંધી મદદ કરાવી, તેના ધારાધોરણ બનાવી, તેને પગભર કરી. ત્યારબાદ અત્રેની જગજાહેર **શ્રીમદ્ યશોવિજયજી પાઠશાળા તથા રવિસાગરજી પાઠશાળાના** વિદ્યાર્થીઓને ઇનામ આપવાના સમારંભ વખતે મહારાજશ્રીએ પ્રમુખસ્થાનેથી વિદ્યાર્થીઓને તથા અન્ય ગૃહસ્થોને અમૂલ્ય બોધ આપ્યો હતો. ચાતુર્માસ દરમિઆન મહારાજશ્રીએ અત્રેના સંઘને ઉપદેશ આપી **ભાયખલાની જમીન બાબત નામદાર ગવર્નર સાહેબ ઉપર તથા શીરોહી દરબાર સાહેબ ઉપર** તેમના રાજ્યમાં જૈનો ઉપર થયેલા હુમલા માટે દિલગીરી પ્રદર્શીત કરવા બાબત તથા **જોધપુર દરબાર સાહેબ ઉપર નગરશેઠ જોઇતારામભાઈ** મારફત તાર કરાવ્યા હતા. અત્રેની ગુજરાતી તથા ઇંગ્રેજી સ્કુલના વિધાર્થીઓને પાણી પીવાની પરબ માટે તથા બકરીઇદના દિવસે નિર્દોષ જનાવરો છોડાવવા માટે તથા અત્રેની બ્હેરાં—મૂંગાની નિશાળ સારૂ

વિગેરે કાર્યો માટે અત્રેના ગૃહસ્થોને ઉપદેશ આપી તેમાં યોગ્ય મદદ કરાવી. અત્રેના તળાવમાં માછલાં નહિ મારવાના હુકમ માટે સંઘને ઉપદેશ આપી નગરશેઠ જોઇતારામભાઇ મારફત **મે. સુબા સાહેબ** પાસેથી તેવો હુકમ મેળવાગ્યો અને તળાવની ચારેબાજુ ઉપર **શેઠ રામચંદભાઇ, ડાહ્યાભાઇ, ઉત્તમભાઇ** તથા **સરૂપચંદના** ખર્ચે આ હુકમના પીલરો ચોડાવ્યા. ઉપરોક્ત કાર્યમાં લીધેલા શ્રમ માટે **મે. સુબાસાહેબ** તથા **નગરશેઠ જોઇતારામભાઇનો** આભાર માનવામાં આવે છે.

ત્યારબાદ પર્વાધિરાજ પર્યુષણ પર્વ આવતાં, તે પર્વ ઘણાજ આનંદથી, તપ, પૂજાદિ ધાર્મિક કાર્યોમાં વ્યતીત થયાં હતાં. ચાલુ-સાલના પર્યુષણની અંદર સુપન તથા પારણાના ઘીની ઉત્પન્ન એકંદરે મળી **પાંત્રીસ હજારની** થઇ હતી. જેની અંદર **પંદર હજારના ચઢાવાથી પારણું** શેઠ **રામચંદ ગાંધી** લઇ ગયા હતા. અને **બારસાસૂત્ર રૂ. ૩૧૦૧ ના ચઢાવાથી શેઠ રતચંદ વજેચંદ પારેખ** તરફથી **શેઠ ઉત્તમભાઈ** પોતાને ઘેર લઇ ગયા હતા. **પારણું બાંધવાનો ચઢાવો રૂ. ૧૦૦૦ શેઠ ઘેલાભાઈ કરમચંદ** તરફથી **શેઠ ડાહ્યાભાઇ** બોલ્યા હતા. ત્યારબાદ **પાટણ મણીયાતીપાડાના દેરાસર માટે રૂ. ૬૮૦** તથા **વરસોડા, સંઘપુર અને મડાણા** વિગેરેના ગામોના દેરાસરો માટે ટીપ કરવામાં આવી હતી. તે દરેકને રૂ. ૨૦૯-૨૦૯ આપવામાં આવ્યા છે. આ ઉપરાંત **જીવદયા માટે** એક ખાસ ટીપ કરવામાં આવી હતી. જેની અંદર રૂ. **અઢારસો ઓગણીસો** સુધી એકડા થયા હતા. જેમાંથી નીચે જણાવેલા ખાતાઓમાં તેમના નામ આગળ જણાવેલી રકમ મોકલવા ઠરાવવામાં આવ્યું છે.

રૂ. ૫૦૦ જીવદયા જ્ઞાન પ્રસારક મંડળ-મુંબાઈ.
રૂ. ૨૦૦ અનુકંપા ફંડ-મુંબાઇ.
રૂ. ૨૦૦ જીવદયા જ્ઞાન પ્રસારક ફંડ-હૈદરાબાદ.
રૂ. ૨૦૦ પશુરક્ષા ફંડ-ધુળીયા.
રૂ. ૫૦ સત્સંગ ઓફીસ-સુરત.
રૂ. ૨૦૦ કાશી પશુશાળા.
રૂ. ૩૫ તારંગાહીલ કબુતર ફંડ.
રૂ. ૫૦ પ્રાણીરક્ષક સંસ્થા-રાજકોટ.
રૂ. ૨૫ જીવદયા પ્રચારણિ સભા-અમદાવાદ.
રૂ. ૫૧ જુનાગઢ પાંજરાપોળ.
રૂ. ૨૦૦ મહેસાણા પાંજરાપોળ.

બાકી બચેલા પૈસા જીવદયા માટેજ રાખ્યા છે. વીછીયા પાંજરાપોળની ટીપ કરાવી આપી હતી તેમાં પણ રૂપીયા, ૨૦૦ ઉપરાંત થયા હતા. તેમજ કચ્છના વાગડ તાલુકાના કટારીયા ગામના જીનાલયના જીર્ણોદ્ધાર માટે ઉપદેશ આપી રૂપીયા પાંચસો કરાવી આપ્યા હતા.

આ સિવાય ગરીબ કુટુંબોને ખાનગી રીતે રીતે મદદ મોકલવાની સગવડ કરવામાં આવી હતી. આ પર્વમાં તપસ્યાઓ તથા પ્રભાવનાઓ સારા પ્રમાણુથી થઇ હતી. ચાલુ સાલમાં દસ સ્વામિ વાત્સલો ( નોકારસીઓ ) ઘણાજ ભાવ સાથે કરવામાં આવ્યાં હતાં. શેઠ. ડાહ્યાભાઇ તરફથી શ્રીમદ્ રવિસાગરજી મહારાજ

**શ્રીની દેરીએ** પૂજા ભણાવી પ્રભાવના કરવામાં આવી હતી. અને ત્યાર પછી તેમના તરફથી ત્યાંજ એક પ્રીતિ ભોજન આપવામાં આવ્યું હતું. દર રવિવારે ત્યાં ગુરૂપાદુકાના દર્શન કરવા જવા માટે ઘણા માણસોએ નિયમ સ્વિકાર્યોછે.

મહારાજશ્રીએ ચાલુ સાલમાં સમગ્ર મહેસાણાના **હિન્દુ મુસલમાનની** એક ગંજાવર સભામાં ચા નહિ પીવા માટે અસરકારક બોધ આપ્યો હતો, જેના પરિણામે સમગ્ર ગામની હોટેલો બંધ થઇ છે અને ઘણાખરા જનોએનો સદન્તર ચાનો ત્યાગ કર્યો છે. અને નગરવાસીજનોએ ચાનું સરઘસ ચઢાવી ચાને જળસમાધી કરાવી છે.

તેમજ મહેસાણાના ઢેડ, **ભંગી, ચમાર અને ગરોડા લોકોને તથા સ્ટેશન ઉપરના નોકરોને** એકત્ર કરાવી તેમને સારી રીતે બોધ આપી તેમની કોમોમાં સદાને માટે દારૂ નહિ વાપરવા માટેનો બંદોબસ્ત કરાવ્યો છે.

ઉપરનાં બન્ને કાર્યો ઘણાંજ લાભદાયક તેમજ સ્તુત્ય થયાં છે.

મહારાજશ્રીના ચાતુર્માસથી અત્રે પર્યુષણમાં થયેલી બાદશાહી ઉત્પન્નમાંથી તેઓશ્રીના ઉપદેશથી તેનો મોટો ભાગ સંઘે નીચેના કામોમાં વાપરવા નક્કી કર્યું છે અને કાર્ય પણ થોડા વખતમાં શરૂ થવા સંભવ છે.

**૧. અત્રેના ઋષભદેવ ભગવાનના દેરાસરના જીર્ણ થઇ ગયેલા ભોંયરાના સમારકામ માટે.**

૨. સુપન વિગેરે બીજો કેટલોક જીર્ણ થઇ ગયેલો સામાન સુધરાવી નવો બનાવવા માટે.

વળી **રાધનપુરવાળા શેઠ ચંદુલાલ વજેરાજ મહારાજશ્રીને વંદનાર્થે** અત્રે આવેલા તે વખતે તેમણે **શ્રીમદ્ રવિસાગરજી પાઠશાળાની** મુલાકાત લઈ વિદ્યાર્થીઓને એક એક પાવલી તથા શ્રીફળ ઇનામ તરીકે આપ્યાં હતાં. મહારાજશ્રીના ચાતુર્માસ દરમિઆન અત્રેની **યશોવિજયજી પાઠશાળાના માસ્તર દુર્લભદાસ તથા આણંદજીભાઈ વિગેરે વિદ્યાર્થીઓએ તથા સુખસાગરજી લાયબ્રેરીના મેમ્બરોએ** જે શ્રમ લઈ મહારાજશ્રીની સેવા ઉઠાવી છે તે બદલ તેઓને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપવામાં આવે છે. તેમજ મહેસાણાના સમગ્ર સંઘે આ માસમાં તન મન અને ધનથી પંન્યાસજી મહારાજશ્રીની સેવાનો જે અપૂર્વ લાભ મેળવ્યો છે તેના માટે તેઓને ઘણુંજ ગૌરવ ઘટે છે. અને અત્રેના **સુધારાખાતાના ભંડારીજી શેઠ હરગોવનદાસ ગાંધીએ તો** મુનિભક્તિનો અપૂર્વ લાભ મેળવી ઘણું પુન્ય ઉપાર્જન કર્યું છે.

ચાલુ ચાતુર્માસ દરમિઆન મહારાજશ્રીના ઉપદેશથી આ પુસ્તક છપાવવા માટે જે સદ્ગૃહસ્થોએ આર્થિક સહાય આપી છે તેમનાં નામ આભારની નોંધમાં જણાવવામાં આવ્યાં છે. તેઓની સહાયથી જ અમે આ સંગ્રહ પુસ્તકદ્વારા જનસમાજ સમક્ષ મૂકવા ભાગ્યશાળી થયા છીએ. પ્રથમ પાંચ માગધી પ્રકરણો તથા પાંચ સંસ્કૃત પ્રકરણો છપાવી ભેગા બંધાવી એક વૉલ્યુમમાં બહાર પાડવાનો વિચાર હતો પણ તેનું કદ એકદમ વધી જશે એમ લાગવાથી પાંચ માગધી પ્રકરણો તથા એક સંસ્કૃત પ્રકરણ ભેગા બંધાવી **પ્રકરણ સુખસિન્ધુના** પ્રથમ વિભાગ તરીકે બહાર પાડવામાં આવે છે અને બીજો વિભાગ પણ થોડા વખતમાં વાંચક વર્ગ સમક્ષ રજુ કરવા ભાગ્યશાળી થઈશું એમ ઇચ્છીએ છીએ.

પ્રથમ વિભાગની પ્રસ્તાવના લખી આપવા **પ્રસિદ્ધ વિદ્વાન શ્રીયુત મણિલાલ નથુભાઇ દોસી. બી. એ.** એ સ્વીકાર્યું છે, જે માટે તેઓનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે. આ પ્રસ્તુત પુસ્તકની મહારાજશ્રીએ તૈયાર કરેલી પ્રેસ કૉપી તથા છેવટનાં દરેક પ્રુફ તપાસી જવા માટે **વ્યાકરણાચાર્ય શાસ્ત્રીજી શ્રીમાન ભાઇશંકરભાઇએ** પોતાના વખતનો જે ભોગ આપ્યો છે તે માટે તેઓનો પણ અત્રે આભાર માનવામાં આવે છે.

પ્રથમ વિભાગમાં રહેલી ભૂલો માટે શુદ્ધિપત્ર આપવામાં આવ્યું છે તેમ છતાં દૃષ્ટિદોષથી વા છાપાકામને લઇને જે અશુદ્ધિ રહી ગઇ હોય તે વાંચકવર્ગ સુધારી લેશે એમ ઇચ્છી અત્રે વિરમીએ છીએ.

**ॐ शान्ति.**

| | |
|---|---|
| ઝવેરીવાડ—નાગજીભુદરની પોળ, | લી. સેવાભિલાષી. |
| **અમદાવાદ.** | **વિઠ્ઠલભાઈ જીવાભાઈ પટેલ.** |
| વિક્રમાર્ક—૧૯૭૯, | |
| આશ્વિન, શુક્લપક્ષ—પૂર્ણિમા. | |

# श्री वैराग्यशतकादि प्रकरणोनी अशुद्धि-शुद्धि.

| पृष्ठ. | पंक्ति. | अशुद्धि. | शुद्धि. |
| --- | --- | --- | --- |
| १ | ६ | धंम | धम्मंम |
| २ | १२ | न्धरमाणा | त्वरमाणाः |
| ३ | ३ | भाव | भावा |
| ४ | ४ | हट्टं | घट्टं |
| ५ | १२ | कुरुध्वं | कुरुत्वम् |
| १२ | १६ | पुत्र | पुत्र |
| १९ | १० | कुप | कूपं |
| २१ | १२ | न्धपि | स्वपी |
| २६ | १४ | मातृ | मातृ |
| २७ | १० | दुःखं,अ | दुःख-म |
| ३१ | १६ | इतिअ | इत्य |
| ४१ | ८ | तेम्नि | तेम्नि |
| ,, | ,, | हाम्मां | होत्ते |
| ४२ | १३ | બેટી | બેટીઓ |
| ४३ | २ | दुखाः | दुःखाः |
| ४४ | १६ | शितળ | શીતળ |
| ४५ | १३ | કર્મ | કર્મોએ |
| ४९ | ६ | मुज्झमि | मुज्झसु |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૫૧ | ૯ | સયોગ | સંયોગ |
| ૫૨ | ૨ | અથાત્ | અર્થાત્ |
| ૫૩ | ૧૦ | पयट्ठा | पयट्टा |
| ૫૪ | ૧૦ | दुख | दुःख |
| ૫૬ | ૧૩ | जनैः | जैनैः |
| ,, | ૧૭ | मह् | सद् |
| ૫૮ | ૮ | महा | महो |
| ૬૦ | ૧૬ | भुंजन्ता | भुज्यमाना |
| ૬૪ | ૪ | पस्सु | पसु |
| ૭૦ | - | भ्रंसितं | भ्रंशितं |
| ,, | ૧૬ | सुखा | सौख्या |
| ,, | ૧૭ | ,, | ,, |
| ૭૧ | ૧૦ | प्राकट | प्रकट |
| ૭૨ | ૧ | सुखम् | सौख्यम् |
| ૭૭ | ૨ | बुडन्ति | बुडन्ति |
| ,, | ૮ | खाणी | खणी |
| ,, | ૧૬ | दिठि | दिट्ठि |
| ૭૮ | ૨ | भमरो | भमरौ |
| ૭૯ | ૧૦ | मणय | मयण |
| ,, | ૧૭ | મુનિનું | મુનિઓનું |
| ૮૮ | ૧૫ | इणमा | इणमो |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ९९ | १६ | च्रोटित्वा | त्रोटित्वा |
| १०० | १० | वेद् | येद् |
| १०१ | ८ | माहेइ | मोहेइ |
| १०४ | १७ | ચાટ | ચોટ |
| १०५ | ३ | वह | वहो |
| १०८ | ५ | लाए | लोए |
| १२१ | ८ | लति | लन्ति |
| १२२ | १२ | तुख | दुःख |
| ,, | १८ | अग्गिमि | अग्गिम्मि |
| १२३ | १८ | मम्मत्त | मम्मत्तं |
| १२५ | १६ | जावि | जोवि |
| १२६ | ८ | भावणाआ | भावणाओ |
| १२८ | १८ | लाग | लोग |
| ,, | ,, | असढा | असढो |
| १३९ | ७ | माज्ञां | माज्ञा |
| १४२ | २ | मग्गंमि | मग्गम्मि |
| ,, | ,, | तेणगं | तेणगो |
| १४६ | १० | ज | जं |
| १४८ | ११ | वुब्बइ | वुच्चइ |
| १५३ | ११ | बाही | बाहो |
| १६२ | १५ | रक्खं | रक्खं |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧૬૨ | ૧૭ | प्रव्य | प्रव्यं |
| ૧૬૧ | ૮ | लाहं | लोहं |
| ૧૭૨ | ૯ | સંદેહ | સંદેહ |
| ૧૭૮ | ૧૧ | मावयोग | लाघवयोग |
| ,, | ,, | मत्कोर्सनं | सत्कीर्त्तनं |
| ૧૮૨ | ૮ | महिव | महिदं |
| ૧૮૭ | ૭ | जाई | जोई |
| ૧૯૧ | ૧ | विराहा | विरोहा |
| ૧૯૩ | ૧૧ | सुठिआ | सुट्ठिआ |
| ,, | ૧૭ | કયા | કર્યાં |
| ૨૦૪ | ૬ | પમડ | પમાડ |
| ૨૦૬ | ૯ | तुले | तेल |
| ,, | ૧૪ | मणो | मणे |
| ૨૦૮ | ૮ | तवुफ | तवुक्तं |
| ,, | ૧૧ | કયા | કર્યાં |
| ૨૧૦ | ૧ | उत्तमठं | उत्तमट्ठं |
| ૨૧૨ | ૧૯ | ध्यान | ध्याने |
| ૨૧૬ | ૬ | भूतेपु | भूतेषु |
| ૨૧૮ | ૧૭ | ઉપાધિ | ઉપધિ |
| ૨૨૦ | ૬ | उवठि | उवट्ठि |
| ૨૨૧ | ૯ | मंजाग | संजोग |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૨૨૨ | ૧૩ | अठ | अट्ठ |
| ૨૨૯ | ૨ | પ્રમોદે | પ્રમાદે |
| ,, | ૧૧ | अठ | अट्ठ |
| ૨૩૦ | ૧૨ | वठ | वट्ठ |
| ,, | ૧૬ | ઉત્પ્રન્ન | ઉત્પન્ન |
| ૨૩૧ | ૭ | कठे | कट्ठे |
| ૨૩૩ | ૧૧ | जाग | जोग |
| ૨૩૪ | ૧ | अट | अट्ट |
| ,, | ૪ | हट्टं | घट्टं |
| ,, | ,, | भवाद्दिमो | भवाह्निमो |
| ,, | ૧૦ | श्रद्व | श्रद्द |
| ,, | ૧૯ | सुअक्खंधो | सुअक्खंधो |
| ૨૩૭ | ૧૭ | मत्तम | मत्तुम |
| ૨૩૮ | ૧૨ | पप्फा | पप्फो |
| ૨૩૯ | ૧૬ | लाग | लोग |
| ૨૪૧ | ૬ | रुप | रूप |
| ૨૪૧ | ૯ | पुण्याब्धि | पुण्याब्धि |
| ૨૪૩ | ૧ | शार्दुल | शार्दूल * |
| ૨૪૯ | ,, | ओप | औप |
| ૨૯૧ | ,, | સમકત | સમ્યક્ત્વ |

* આ શબ્દની અશુદ્ધિ કોઈ ઠેકાણે આવે તો આ પ્રમાણે સમજવી.

| પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| २५७ | १६ | तुंजन् | अंतुन् |
| २६३ | १० | કયા | કર્યા |
| २७१ | ११ | भाजः | भाज |
| २७४ | ३ | સ્પર્શિત | સ્પર્શિત |
| ,, | ७ | अतिथी | अतिथि |
| ,, | १० | फलञ्चयै | फलञ्चयैं |
| २७५ | १२ | वंश | वंशा |
| २७६ | २ | कल्कि | कल्कि |
| ,, | ७ | થય | થાય |
| ,, | १९ | અથા | અર્થાત્ |
| ,, | ,, | ઇ.ત્ | ઇ. |
| २७७ | ७ | નિમાણુ | નિર્માણુ |
| ,, | ९ | આદ્ર | આર્દ્ર |
| २८० | ४ | लाक | लोके |
| ,, | १४ | दपम्या | दपम्यां |
| २८४ | १ | वृ | वृत्तम् |
| २८६ | १७ | श्री ॒जा | श्रीपूजा |
| ,, | १९ | नैव | नैवे |
| २९२ | ४ | કયો | કર્યો |
| ३०२ | ८ | पक्ष | पक्वा |
| ३०७ | १६ | ધ્રુત | ધ્રૃત |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
| --- | --- | --- | --- |
| ૩૦૮ | ૧૪ | પાપર્દ્ધિ | પાપર્દ્ધિ |
| ,, | ૧૭ | નિર્ધન | નિર્ધન |
| ૩૦૯ | ૧૧ | नृप | नृपं |
| ૩૧૬ | ૯ | યુગ | યુગં |
| ૩૧૯ | ,, | कनकद्रां | कनकद्रौ |
| ૩૨૯ | ૨ | क्रया | क्रया |
| ૩૩૬ | ૧૯ | क्षाराण्य | क्षाराण्य |
| ૩૩૮ | ૧૨ | धूरि | धुरि |
| ૩૩૯ | ૧૦ | ગુવા | ગુર્વી |
| ,, | ૧૭ | स्ताय | स्ताप |
| ૩૪૨ | ૪ | नुन | नूनं |
| ,, | ૭ | कोटि | कोटी |
| ૩૪૩ | ૧૩ | ग्रहे | गृहे |
| ૩૪૪ | ૩ | स्तात | स्तात्त |
| ,, | ૯ | વસ્ત્ર | વસ્ત્ર |
| ૩૪૯ | ૧૧ | સ્પધા | સ્પર્ધા |
| ૩૫૦ | ૧૯ | नंदावर्त | नंदावर्त्त |
| ૩૫૧ | ૧૦ | तोत | तोतं |
| ૩૫૨ | ૨૧ | मला | मूला |



॥ सच्चारित्रचूडामणि शुद्धक्रियायोगि गच्छाऽधिपति श्रीमत्सुखसागरगुरुचरणकमलेभ्यो नमः ॥

श्री

# वैराग्यशतकम्.

( મૂળાન્વય, સંસ્કૃત છાયા અને ભાષાન્તરયુક્ત. )

---

संसारंमि असारे, नत्थि सुहं वाहिवेअणापउरे ।
जाणंता इह जीवो, न कुणइ जिणदेसियं धम्मं ॥१॥

संसारेऽसारे नास्ति सुखं, व्याधिवेदनाप्रचुरे ।
जानन्निह जीवो, न करोति जिनदेशितं धर्मं ॥ १ ॥

અર્થઃ-સાર રહિત તથા વ્યાધિ (શરીર સંબંધિ દુઃખ) અને વેદના ( મન સંબંધિ ) વડે ભરેલા આ સંસારમાં સુખ નથી એમ જાણતાં છતાં પણ જીવ જીનેશ્વરના પ્રરૂપેલા ધર્મને કરતો નથી.

२ ३ ४ ५ १ ७ ६

**अज्जं कल्लं परं परारिं, पुरिसा चिंतंति अत्थसंपत्तिं।**

८ १० ९ ११ १२ १३ १४

**अंजलिगयं व तोयं, गलंत माउं न पिच्छंति ॥२॥**

अद्य कल्ये परस्मिन् परतरस्मिन्, पुरुषाश्चिन्तयन्त्यर्थसंपत्तिम् ।
अंजलिगतमिव तोयं, गलदायुर्न पश्यन्ति ॥ २ ॥

અર્થ:-મૂઢ પુરૂષો આજ કાલ પહોર (આવતે બીજે વર્ષે) અને પરાર (આવતે ત્રીજે વર્ષે) ધનની પ્રાપ્તિ (ધન મળશે એમ) ચિંતવે છે, અર્થાત્ આજ નહિ તો કાલે, કાલે નહિ તો બીજે વર્ષે ને બીજે વર્ષે નહિ તો ત્રીજે વર્ષે ધનની પ્રાપ્તિ થશે એમ આશામાં ને આશામાં દિવસો ગુમાવે છે, પરન્તુ તે મૂઢ પુરૂષો હથેલીમાં રહેલા પાણીની પેઠે ક્ષય થતા પોતાના આયુષ્યને જોતા નથી.

१ २ ३ ४ ५ ६ ८ ७

**जं कल्ले कायव्वं, तं अज्जं चिय करेह तुरमाणा ।**

११ १० ९ १३ १२ १४

**बहुविग्घा हि मुहुत्तो, मा अवरण्हं पडिक्खेह ॥३॥**

यत्कल्ये कर्त्तव्यं, तदद्यैव कुरुध्वं त्वरमाणा ।
बहुविघ्न एव मुहूर्त्तो, माऽपराह्णं प्रतीक्षध्वम् ॥ ३ ॥

**અર્થ:**-હે પ્રાણીઓ! જે ધર્મકાર્ય કાલે કરવા યોગ્ય હોય તેને નિશ્ચય આજેજ ઉતાવળથી કરો, કારણકે મુહૂર્ત્ત (બે ઘડીનો કાળ) પણ ઘણુજ વિઘ્નવાળો છે (અર્થાત્ એક

મુહૂર્ત્તમાં પણ અનેક વિઘ્નો આવી પડે છે). માટે જે ધર્મ-
કાર્ય પહેલા પહોરમાં કરવાનું હોય તેને પાછલે પહોર કરીશું
એમ ધારી વિલંબ ન કરો.

२ १ ४
**ही! संसारसहावा-चरियं नेहाणुरायरत्तावि ।**
३ ५ ६ ७ ८ ९ १०
**जे पुव्वण्हे दिट्ठा, ते अवरण्हे न दीसंति ॥४॥**

ही ! संसारस्वभावचरितं स्नेहानुरागरक्ता अपि ।
ये पूर्वाह्णे दृष्टास्तेऽपराह्णे न दृश्यन्ते ॥ ४ ॥

અર્થઃ-સંસારના સ્વભાવનું આચરણ દેખીને મને ઘણોજ ખેદ થાય છે, કારણકે પ્રેમબંધને કરી બંધાયેલા એવા જે સ્વજનાદિકને પ્રાતઃકાળમાં દીઠા હોય તે ( સ્વજનાદિક ) પાછા સાંજે દેખાતા નથી.

२ ३ १ ४ ५ ६
**मासुअहजग्गिअव्वे,पलाइअव्वंमिकीसविसमेह ?।**
१२ १३ ७ ८ ९ १० ११
**तिनिजणा अणुलग्गा, रोगो अ जरा अ मच्चू अ ॥५॥**

मा स्वपित जागरितव्ये, पलायितव्ये कस्माद् विश्राम्यथ ? ।
त्रयो जना अनुलग्ना, रोगश्च जरा च मृत्युश्च ॥ ५ ॥

અર્થઃ-હે પ્રાણીયો ! જાગવાને સ્થાને સૂઈ ન રહો ( અર્થાત્ ધર્મકાર્યમાં પ્રમાદ ન કરો ). અને નાસવાની જગ્યાએ વિસામો કેમ કરો છો ? (અર્થાત્ આ સંસાર નાસવાની જગ્યા

છે તો તેમાં નિરાંતે કેમ બેસી રહ્યા છો ? ) કારણકે રોગ, વૃદ્ધાવસ્થા, અને મૃત્યુ એ ત્રણ જણા તમારી પાછળ લાગ્યા છે.

२ ४ ३ ५

**दिवसनिसाघडिमालं, आउसलिलं जिआण घित्तूणं।**

१ ६ ७

**चंदाइच्चबइल्ला, कालरहट्टं भमाडंति ॥६॥**

दिवसनिशा घटीमालया, आयुःसलिलं जीवानां गृहीत्वा ।
चंद्रादित्यबलिवर्दौ, कालाऽरहट्टं भ्रमयतः ॥ ६ ॥

**અર્થ:**-ચંદ્ર અને સૂર્ય રૂપી બળદો દિવસ રાત્રિ રૂપી ઘડાની પંક્તિયોવડે જીવોનાં આયુષ્યરૂપ પાણીને ગ્રહણ કરી કાળરૂપી રેંટ ( અરહટ ) ને ઉંચે નીચે ભમાવે છે ( અર્થાત્ ઉંચે દેવાદિગતિમાં અને નીચે નરકાદિ ગતિમાં ફેરવે છે).

६ ८ ७ ९ ११ १० १२ १५ १३ १४

**सा नत्थि कला तं नत्थि, उसहं तं नत्थि किंपिविन्नाणं**

४ ५ ३ २ १

**जेण धरिज्जइ काया, खज्जंति कालसप्पेणं ॥७॥**

सानास्तिकला तन्नास्त्यौषधं, तन्नास्ति किमपि विज्ञानम् ।
येन धार्यते कायः, खाद्यमानः कालसर्पेण ॥ ७ ॥

**અર્થ:**-હે ભવ્ય જીવો ! કાળરૂપી સર્પે ખાવા માંડેલી કાયા જેના વડે ધારણ કરીએ ( રાખી શકીએ ) તેવી ૭૨ કળામાંની કોઇ પણ કળા નથી, તેવું કોઇ ઔષધ નથી, અને તેવું કોઇ વિજ્ઞાન ( શિલ્પ ચાતુરી ) પણ નથી. અર્થાત્

કાળવડે નાશ પામતી કાયાને બચાવી શકે તેવી કોઈ વસ્તુ વા ઉપાય નથી.

**दीहरफणिंदनाले, महिअरकेसरदिसामहदलिल्ले ।**
**ओ ! पीअइ कालभमरो, जणमयरंदं पुहविपउमे ॥८॥**

दीर्घफणीन्द्रनाले, महीधरकेसरे दिशामहादले ।
ओ ! पिबति कालभ्रमरो, जनमकरंदं पृथ्वीपद्मे ॥ ८ ॥

**અર્થ**:-ઘણી ખેદની વાત છે કે કાળરૂપી ભ્રમર મ્હોટા *શેષનાગરૂપી નાળવાળા, પર્વતરૂપ કેસરાવાળા, અને દિશારૂપ મ્હોટા પત્રવાળા પૃથ્વિરૂપ કમળમાં રહેલા જનરૂપી મકરંદને ( જીવ-લોકરૂપી રસને ) પીએ છે.

**छायामिसेण कालो, सयलजिआणं छलं गवेसंतो ।**
**पासं कहवि न मुंचइ, ता धम्मे उज्जमं कुणह ॥९॥**

छायामिषेण कालः, सकलजीवानां छलं गवेषयन् ।
पार्श्वंकथमपि न मुंचति, तस्माद् धर्मे उद्यमं कुरुध्वं ॥ ९ ॥

**અર્થ**:-હે ભવ્યપ્રાણીયો ! છિદ્રને ખોળનારો કાળ

---

*" શેષનાગરૂપી નાળવાળા " એ વચન લોકપ્રસિદ્ધિની અપેક્ષાએ જાણવું. અન્યથા શેષનાગે પૃથ્વીને ધારણ કરી રાખી છે એવી માન્યતા જૈનદર્શનની નથી.

શરીરની છાયાને મિશે (મ્હાને) સર્વ જીવોનાં પડખાંને કોઇ પણ પ્રકારે મૂકતો નથી ( અર્થાત્ જીવોના શરીરની છાયા જેમ શરીરની સાથે ને સાથેજ રહે છે તેમ કાળ પણ નિરંતર સર્વજીવોની પાછળ લાગેલોજ છે. ) માટે ધર્મને વિષે ઉદ્યમ કરો.

२ १ ४ ३
**कालंमि अणाइए, जीवाणं विविहकम्मवसगाणं ।**
५ ७ ६ ९ ८ १० ११
**तं नत्थि संविहाणं, संसारे जं न संभवइ ॥१०॥**

कालेऽनादिके, जीवानां विविधकर्मवशगानां ।
तन्नास्ति संविधानं, संसारे यन्न संभवति ॥ १० ॥

અર્થ:-આદિ રહિત (કાળ, કર્મ, જીવ, અને સંસાર એ સર્વનું અનાદિપણું છે. ) કાળચક્રમાં પરિભ્રમણ કરતા અને અનેક પ્રકારના કર્મને વશ થયેલા જીવોને તેવો કોઇ સંવિધાન (એકેન્દ્રિયાદિક ભેદ) નથી કે જે સંસારમાં જીવોને પ્રાપ્ત ન થયો હોય. અર્થાત્ સંસારમાં જીવો એકેન્દ્રિયાદિક સર્વ ભેદોને પામી ચૂક્યા છે.

१ २ ७ ३ ४ ५ ६
**बंधवा सुहिणो सव्वे, पिअ माया पुत्त भारिया ।**
१० ११ ९ ८
**पेअवणाओ निअत्तंति, दाउणं सलिलंजलिं ॥११॥**

बांधवाः सुहृदः सर्वे, मातापितरौ पुत्रभार्याः ।
प्रेतवनान्निवर्तंते, दत्त्वा सलिलाऽञ्जलिम् ॥ ११ ॥

**અર્થ:**–હે જીવ! બંધુઓ, મિત્રો, માતા, પિતા, પુત્ર, અને સ્ત્રી એ સર્વે મૃત્યુ પામેલા મનુષ્યને પાણીની અંજલિ આપીને સ્મશાનથી પાછા ઘેર આવે છે, (પરન્તુ તેમાંનું કોઇ મરણ પામેલા મનુષ્યની સાથે જતું નથી).

( आर्यावृत्तम् )

४ ३ ६ ५ ८ ७ ९
विहडंति सुआ विहडंति, बंधवा वल्लहा य विहडंति ।
१० १३ १४ १५ १२ *१ २ ११
इक्को कहविन विहडइ, धम्मो रे जीव जिणभणिओ॥१२

विघटन्ते सुता विघटन्ते, बान्धवा वल्लभाश्च विघटन्ते ।
एकः कथमपि न विघटते, धर्मो रे जीव! जिनभणितः ॥१२॥

**અર્થ**–રે અજ્ઞાની જીવ! પુત્ર પુત્રિયોનો વિયોગ થાય છે, સ્વજનનો વિયોગ થાય છે, અને વ્હાલી સ્ત્રીયોનો પણ વિયોગ થાય છે, પરન્તુ હે જીવ! જીનેશ્વરે કહેલા ધર્મનો ક્યારે પણ વિયોગ થતો નથી. અર્થાત્ આ જીવને સાચું સગપણ તો ધર્મનુંજ છે.

---

*આ ગાથામાં “ રે ” એવું અધમ સંબોધન મૂક્યું છે તેનું કારણ એ છે કે આ જીવને ધર્મવિના કોઇપણ સહાયકારી નથી તોપણ તેને મૂકીને બીજાને ( સ્વજનાદિકને ) સહાયકારી માની બેઠો છે માટે.

१ * २ ३ ४
**अडकम्मपासबद्धो, जीवो संसारचारए ठाइ ।**
५ * ६ ७ ८
**अडकम्मपासमुक्को, आया सिवमंदिरे ठाइ ॥१३॥**

अष्टकर्मपाशबद्धो, जीवः संसारचारके तिष्ठति ।
अष्टकर्मपाशमुक्त, आत्मा शिवमंदिरे तिष्ठति ॥ १३ ॥

અર્થ:-હે આત્મન્! આઠ કર્મરૂપી પાશવડે બંધાયેલો જીવ સંસારરૂપી કેદખાનામાં (બંદિખાનામાં) રહે છે, અને આઠ કર્મરૂપી પાશથી મૂકાયલો આત્મા મોક્ષમંદિરમાં રહે છે.

१ २ ३ ४
**विहवो सज्जणसंगो, विसयसुहाइं विलासललिआइं ।**
६ ५
**नलिणीदलग्ग घोलिर, जललवपरिचंचल सव्वं ॥१४॥**

विभवः सज्जनसंगो, विषयसुखानि विलासललितानि ।
नलिनी दलाग्रघूर्णयितृ-जललवपरिचंचलं सर्वम् ॥ १४ ॥

અર્થ:-વિભવ એટલે લક્ષ્મી, તથા માતા, પિતા, ભાઈ, ભાર્યા વગેરેનો સંબંધ અને વિલાસે કરીને સુંદર

---

*અહિં એકજ ગાથામાં **जीव** અને **आत्मा** એવા બે શબ્દ મૂક્યા છે તેનું કારણ એ છે કે આઠ કર્મસહિત હોય તે **जीव** અને આઠ કર્મરહિત હોય તે **आत्मा** કહેવાય છે.

એવાં વિષયસુખ એ સર્વ કમલિનીના પાનના અગ્રભાગપર ધુમરાતાં એટલે રહેલાં પાણીના બિંદુ જેવાં અતિશય ચંચળ છે.

१ ३ २ ४ ६ ५ ७ ८
**तं कत्थ बलं तं कत्थ, जुव्वणं अंगचंगिमा कत्थ?।**
१२ १३ १४ १० ११ ९
**सव्व मणिच्चं पिच्छह, दिट्ठं नट्ठं कयंतेण ॥१५॥**

तत् कुत्र बलं? तत्कुत्र, यौवनं? अंगचंगिमा कुत्र?।
सर्वमनित्यं पश्यत, दृष्टं नष्टं कृतान्तेन ॥ १५ ॥

અર્થ:-હે પ્રાણીયો! તે શરીરનું બળ ક્યાં ગયું? તે જુવાનીપણું ક્યાં ગયું? અને તે શરીરનું સુંદરપણું પણ ક્યાં ગયું? માટે જે પ્રથમ દીઠું હતુ તે યમરાજાએ નાશ કર્યું. એ પ્રમાણે સર્વ વસ્તુઓનું અનિત્યપણું જુઓ. અર્થાત્ અનિત્ય વસ્તુનો વિચાર કરો.

१ ३ ४
**घणकम्मपासबद्धो, भवनयरचउप्पहेसु विविहाओ।**
६ ५ २ ९ ७ १९ ८
**पावइ विडंबणाओ, जीवो को इत्थ सरणं से ॥१६॥**

घनकर्मपाशबद्धो, भवनगरचतुष्पथेषु विविधाः।
प्राप्नोति विडंबना, जीवः कोऽत्र शरणं तस्य? ॥ १६ ॥

અર્થ:-હે પ્રાણી! નિબિડ કર્મરૂપી પાશથી બંધાયલો જીવ સંસારરૂપી નગરના ચાર ગતિરૂપ ચોટામાં અનેક

પ્રકારની દુઃખદાયક વિટંબનાઓ પામે છે તે કારણ માટે સંસારમાં તે પ્રાણીનું રક્ષણ કરનાર કોણ છે ? અર્થાત્ રક્ષણ કરનાર કોઇ નથી.

**घोरंमि गब्भवासे, कलमलजंबालअसुइबीभच्छे ।**
**वसिओ अणंतखुत्तो, जीवो कम्माणुभावेण ॥१७॥**

घोरे गर्भवासे, कलमलजंबालाऽशुचिबीभत्से ।
उषितोऽनंतकृत्वो, जीवः कर्मानुभावेन ॥ १७ ॥

અર્થઃ-જીવ ભયાનક પેટમાં રહેલા દ્રવ્યના (પદાર્થના) સમૂહરૂપ કાદવવડે અશુચી અને બીભત્સ એટલે કમકમાટ ભરેલા ગર્ભવાસમાં શુભાશુભ કર્મના પ્રભાવે અનંતીવાર રહેલો છે.

**चुलसीइ कीर लोए, जाणीणं पमुहसयसहस्साइं ।**
**इक्किक्कंमि अ जीवो, अणंतखुत्तो समुप्पन्नो ॥१८॥**

चतुरशीतिः किल लोके, योनीनां प्रमुखशतसहस्राणि ।
एकैकस्यां च जीवोऽनंतकृत्वः समुत्पन्नः ॥ १८ ॥

અર્થઃ-લોકમાં નિશ્ચે જીવોની ઉત્પત્તિના સ્થાનક (ચોરાશી પ્રમુખ લાખ એટલે) ચોર્યાશી લાખ જ છે. અને

તે ચોરાશી લાખ યોનિમાંની પ્રત્યેક ( એકએક ) યોનિમાં જીવ અનંતવાર ઉત્પન્ન થયો છે.

૩ ૧ ૫ ૪

**मायापियबंधूहिं, संसारत्थेहिं पूरिओ लोओ ।**

૨ ૧૧ ૭ ૮ ૬ ૧૦ ૯

**बहुजोणिनिवासीहिं, नय ते ताणं च सरणं च ॥१९॥**

माता-पितृ-बन्धुभिः, संसारस्थैः पूरितो लोकः ।

बहुयोनिनिवासिभिः, नच ते त्राणं च शरणं च ॥१९॥

અર્થ:-સંસારમાં રહેલા અને ઘણી એટલે ચોર્યાશી લાખ જીવયોનિમાં નિવાસ કરીને રહેલા માતા-પિતા અને બંધુઓ વડે જ આ લોક પૂરેલો છે, અને તે સર્વે ત્હારૂં રક્ષણ કરનાર નથી તેમજ ત્હને તેઓ શરણ કરવા યોગ્ય પણ નથી. ( કારણ કે જેઓ પોતેજ બંધનમાં પડયા હોય તેઓ બીજાને શી રીતે છોડાવે ! )

૨ ૧ ૪ ૫ ૩ ૬

**जीवो वाहिविलुत्तो, सफरो इव निज्जले तडप्फडइ ।**

૭ ૮ ૯ ૧૧ ૧૨ ૧૦

**सयलोविजणोपेच्छइ,कोसक्कोवेअणाविगमे ॥२०॥**

जीवो व्याधिविलुप्तः, शफर इव निर्जले तडप्फडयति ।

सकलोऽपि जनः पश्यति, कः शक्तो वेदनाविगमे ? ॥२०॥

અર્થ–વ્યાધિ વડે ઉપદ્રવ પામેલો જીવ જળરહિત પ્રદેશમાં ( સ્થાનમાં ) માછલાની પેઠે તરફડે છે, અને તે તરફડતા પ્રાણીને સર્વ લોક દેખે છે. પરન્તુ તેની વેદનાનો નાશ કરવાને કોણ સમર્થ થાય ? અર્થાત્ વેદનાનો નાશ કરવાને જગતમાં કોઇપણ સમર્થ નથી.

६ ७ १ ५ २ ३ ४
**मा जाणसि जीव तुमं, पुत्तकलत्ताइ मज्झ सुहहेऊ।**
११ १२ १० ८ ९
**निउणं बंधणमेयं, संसारे संसरंताणं ॥ २१ ॥**

मा जानीहि जीव !, त्वं पुत्रकलत्रादि मम सुखहेतुम् ।
निपुणं बंधनमेतत्, संसारे संसरताम् ॥ २१ ॥

અર્થ:–હે જીવ ! પુત્ર તથા સ્ત્રી વગેરે મ્હારે સુખનું કારણ થશે એમ તું ન જાણીશ. કારણ કે સંસારમાં ભ્રમણ કરતા જીવોને એ પુત્ર અને સ્ત્રી વિગેરે ઉલટાં અધિક બંધનરૂપ થાય છે.

५ १३ ६ ८ ९ ११ ७ १२ १०
**जणणी जायइ जाया, जाया माया पिया य पुत्तो य।**
४ १ २ ३
**अणवत्था संसारे, कम्मवसा सव्वजीवाणं ॥२२॥**

जननी जायते जाया, जाया माता पिता च पुत्रश्च ।
अनवस्था संसारे, कर्मवशात् सर्वजीवानाम् ॥ २२ ॥

**અર્થ**:-સંસારમાં કર્મના વશથી સર્વજીવોની અનવસ્થા થાય છે, એટલે એક જાતની સ્થિતિ રહેતી નથી. જેમકે માતા અન્યભવમાં સ્ત્રીરૂપે, સ્ત્રી માતારૂપે, પિતા પુત્રરૂપે, અને પુત્ર પિતારૂપે થાય છે.

११ ९ १० १४ १२ १३ १७ १५ १६ २० १८ १९

**न सा जाइ न सा जाणी, न तं ठाणं न तं कुलं ।**

५ ६ ७ ८ १ २ ३ ४

**न जाया न मुआ जत्थ, सव्वे जीवा अणंतसा ॥२३॥**

न सा जातिर्न सा योनि, र्न तत्स्थानं न तत्कुलम् ।
न जाता न मृता यत्र, सर्वे जीवा अनंतशः ॥ २३ ॥

**અર્થ**:-જ્યાં સર્વ જીવો અનંતીવાર ઉત્પન્ન નથી થયા અને મરણ નથી પામ્યા એવી કોઈપણ જાતિ નથી, યોનિ નથી, સ્થાન નથી, અને કુળ પણ નથી, (અર્થાત્ પૂર્વ કહેલાં જાતિ વગેરે સર્વ સ્થાનકોમાં દરેક જીવ અનંતીવાર ઉત્પન્ન થયો છે અને મરણ પણ પામ્યો છે.)

३ ४ ६ ५ १ २

**तं किंपि नत्थि ठाणं, लोए वालग्गकोडिमित्तंपि ।**

७ ११ ८ ९ १० १२

**जत्थ न जीवा बहुसो, सुहदुःक्खपरंपरं पत्ता ॥२४॥**

तत् किमपि नास्ति स्थानं, लोके वालाग्रकोटिमात्रमपि ।
यत्र न जीवा बहुशः, सुखदुःखपरंपरां प्राप्ताः ॥ २४ ॥

અર્થ:-આ લોકમાં વાળના અગ્રભાગના છેડા જેટલું તેવું કોઈપણ સ્થાન નથી કે જ્યાં જીવો ઘણીવાર સુખદુઃખની પરંપરાને ન પામ્યા હોય. ( અર્થાત્ આ જીવ સર્વ સ્થાને સુખદુઃખ ભોગવી આવ્યો છે. )

**सव्वाओ रिद्धीओ, पत्ता सव्वेवि सयणसंबंधा ।**
**संसारे तो विरमसु, तत्तो जइ मुणसि अप्पाणं ॥२५॥**

सर्वा ऋद्धयः प्राप्ताः, सर्वेऽपि स्वजनसंबंधाः ।
संसारे तस्माद् विरम, ततो यदि जानास्यात्मानम् ॥२५॥

અર્થ:-હે જીવ ! તું સંસારમાં સર્વ ઋદ્ધિયો અને સર્વ સ્વજન સંબંધ પામી ચુકયો છે માટે હવે જો આત્માને જાણે છે તો તે ઋદ્ધિ વિગેરેથી વિરામ પામ. ( અર્થાત્ ઋદ્ધિ વિગેરેનો ત્યાગ કર. )

**एगो बंधइ कम्मं, एगो वहबंधमरणवसणाइं ।**
**विसहइ भवंमि भमडइ, एगुच्चियकम्मवेलविओ॥२६॥**

एको बध्नाति कर्म, एको वध-बन्ध-मरण-व्यसनानि ।
विषहते भवे भ्राम्यति, एक एव कर्मवंचितः ॥ २६ ॥

અર્થ:-જીવ એકલોજ જ્ઞાનાવરણીયાદિ કર્મ બાંધે છે. તથા જીવ એકલોજ વધ બંધન અને મરણાદિ કષ્ટોને

(દુઃખોને) સહન કરે છે, અને નિશ્ચય કર્મ વડે ઠગાયલો જીવ એકલોજ સંસારમાં ભ્રમણ કરે છે.

१ ३ ४ २ ५ ६ ७ १० ८ ९
**अन्नो न कुणइ अहियं, हियंपि अप्पा करेइ न हु अन्नो ।**
११ १२ १३ १४ १५ १६
**अप्पकयं सुहदुक्खं, भुंजसि ता कीस दीणमुहो ॥२७॥**

अन्यो न करोत्यहितं, हितमप्यात्मा करोति नैवाऽन्यः ।
आत्मकृतं सुखदुःखं, भुंक्षे ततः कस्माद्दीनमुखः ॥ २७ ॥

અર્થ:-હે જીવ ? બીજો કોઈપણ અહિત (અનિષ્ઠ) કરતો નથી, તેમજ હિત પણ આત્માજ કરે છે પરંતુ નિશ્ચે બીજો કોઈ હિત કરતો નથી અને આત્માએ કરેલા સુખદુઃખને આત્મા પોતેજ ભોગવે છે તો તું દીન મુખવાળો કેમ થાય છે ?

२ ३ ५ १ ४
**बहुआरंभविढत्तं, वित्तं विलसंति जीव सयणगणा ।**
७ १० ६ ८ ९
**तज्जणियपावकम्मं, अणुहवसि पुणो तुमं चेव ॥२८॥**

बह्वारंभाऽर्जितं, वित्तमनुभवन्ति जीव ! स्वजनगणाः ।
तज्जनितपापकम, अनुभवसि पुनस्त्वमेव ॥ २८ ॥

અર્થ:-હે જીવ ! ઘણા આરંભથી ઉપાર્જન કરેલા ધનવડે માતા પિતા ભાઈ સ્ત્રી અને પુત્ર વગેરે સ્વજનનો

સમૂહ વિલાસ કરે છે, અને તે આરંભવડે ઉત્પન્ન થયેલા પાપ કર્મને તું એકલોજ અનુભવીશ. અર્થાત્ નરકાદિકમાં તે પાપનું ફળ તું એકલોજ ભોગવીશ.

४ ५ ६ ७ २ ८ ३
**अहदुःक्खियाइंतहभु-क्खियाइंजहचिंतियाइंडिंभाइं।**
९ ११ १२ १० १३ १ १४ १५
**तहथोवंपिनअप्पा,विचिंतिओजीवकिंभणिमो॥२९॥**

अथ दुःखितास्तथा, बुभुक्षिता यथा चिन्तिता डिम्भाः ।
तथा स्तोकमपि नात्मा, विचिन्तितो जीव! किं भणाम? ॥२९॥

અર્થઃ-હે જીવ! મોહને વશ થયેલા તેં જેમ આ મ્હારાં બાળક હવે દુઃખી છે, તેમજ ભુખ્યાં છે, એમ રાત્રિ દિવસ ચિંતવન કર્યું છે, પરન્તુ તેવી રીતે તેં પોતાના આત્માને લગાર પણ ચિંતવ્યો નથી, માટે તને શું કહીએ?

२ १ ५ ६ ३ ४
**खणभंगुरं सरीरं, जीवो अन्नो य सासयसरूवो।**
७ ८ १२ ९ ११ १०
**कम्मवसा संबंधो, निब्बंधो इत्थ को तुज्झ ॥३०॥**

क्षणभंगुरं शरीरं, जीवोऽन्यश्च शाश्वतस्वरूपः ।
कर्मवशात् संबन्धो, निर्बन्धोऽत्र कस्तव? ॥ ३० ॥

અર્થઃ-હે જીવ! આ શરીર તો ક્ષણભંગુર એટલે ક્ષણમાં નાશ પામવાના સ્વભાવવાળું છે, અને શાશ્વતસ્વરૂપવાળો

એવા જીવ તો શરીરથી જુદો છે, તને કર્મના આધીનપણાથી શરીરની સાથે સંયોગ થયો છે, માટે એ શરીરમાં ત્હારે શો નિર્બંધ એટલે મુચ્છાભાવ છે ?

२ ३ ४ ५ ६ ७ ८ ९ १०
**कहआयंकहचलियं, तुमंपिकहआगओकहगमिही ? ।**
११ १२ १३ १ १४ १६ १५
**अन्नन्नंपि न याणह, जीव ! कुटुंबं कओ तुज्झ ? ॥३१॥**

कुत आगतं कुत्र चलितं, त्वमपि कुत आगतः कुत्र गमिष्यसि ? ।
अन्योऽन्यमपि न जानीथ, जीव ! कुटुम्बं कुतस्तव ? ॥३१॥

**અર્થ**:—હે જીવ ! આ માતા પિતા ભાઇ તથા સ્ત્રી વગેરે કુટુંબ ક્યાંથી આવ્યું ? અને અહિંથી મરીને ક્યાં ગયું ? તેમ તું પણ ક્યાંથી આવ્યો ? અને ક્યાં જઇશ ? એમ એક બીજાને જાણતા પણ નથી તો કુટુંબ ત્હારૂં છે તે ક્યાંથી ? અર્થાત્ એક બીજાને જાણ્યા ઓળખ્યા વગર આ મ્હારૂં કુટુંબ છે એમ માની બેસવું તે ખોટું છે.

१ २ ४ ३
**खणभंगुरे सरीरे, मणुअभवे अब्भपडलसारिच्छे ।**
९ ८ ५ ८ ६ ७
**सारं इत्तियमेत्तं, जं कीरइ सोहणो धम्मो ॥३२॥**

क्षणभंगुरे शरीरे, मनुजभवेऽभ्रपटलसदृशे ।
सारमेतावन्मात्रं, यत् क्रियते शोभनो धर्मः ॥ ३२ ॥

અર્થ:—હે જીવ ! ક્ષણમાં નાશ પામનારા શરીરમાં અને વાયરાથી નાશ પામનારા મેઘના સમૂહ સરખા મનુષ્ય ભવમાં સુંદર જીનપ્રણિત ધર્મનું સેવન કરીએ તેટલોજ માત્ર સાર છે.

( अनुष्टुप् वृत्तम् )

૨ ૩ ૫ ૪ ૭ ૬
**जम्मदुक्खं जरादुक्खं, रोगा य मरणाणि य ।**
૧ ૧૩ ૮ ૧૨ ૯ ૧૧ ૧૦
**अहो ! दुक्खो हु संसारो, जत्थ कीसंति जंतुणो ॥३३॥**

जन्मदुःखं जरादुःखं, रोगाश्च मरणानि च ।
अहो ! दुःखो हि संसारो, यत्र क्लिश्यन्ति जन्तवः ॥३३॥

અર્થ:—આશ્ચર્ય છે કે આ સંસારમાં કાંઇ પણ સુખ નથી, કારણ કે જન્મ સંબંધિ દુ:ખ, ઘડપણનું દુ:ખ, અનેક પ્રકારની વ્યાધિનાં દુ:ખ, અને મરણનાં પણ દુ:ખજ હોય છે, માટે જે સંસારમાં પ્રાણી કલેશ પામે છે તે સંસાર કેવળ દુ:ખરૂપજ છે !

૧ ૩ ૨ ૪ ૬ ૫ ૭
**जाव न इंदियहाणी, जाव न जररक्खसी परिप्फुरइ ।**
૮ ૧૦ ૯ ૧૧ ૧૩ ૧ ૧૪
**जाव न रोगविआरा, जाव न मच्चू समुल्लिअइ ॥३४॥**

यावन्नेन्द्रियहानि, यावन्न जराराक्षसी परिस्फुरति ।
यावन्नरोगविकारा, यावन्न मृत्युः समुच्छ्लिष्यति ॥ ३४ ॥

**અર્થ:**—હે જીવ! જ્યાં સુધી ઇન્દ્રિયોનું ક્ષીણપણું નથી થયું, જ્યાં સુધી વૃદ્ધાવસ્થારૂપ રાક્ષસી વ્યાપી નથી, જ્યાં સુધી રોગ વિકારો પ્રગટ નથી થયા, અને જ્યાં સુધી મૃત્યુ ઉદયમાં નથી આવ્યું ત્યાં સુધીમાં બને તેટલું ધર્મ સાધન કરી લે.

२ ४ ३ ६ ७ ८ ९ ५
**जह गेहंमि पलित्ते, कूवं खणिउं न सक्कए कोइ ।**
१० १२ ११ १३ १४ १५ १
**तह संपत्ते मरणे, धम्मो कह कीरए? जीव! ॥३५॥**

यथा गेहे प्रदीप्ते, कूप खनितुं न शक्नोति कोऽपि ।
तथा संप्राप्ते मरणे, धर्मः कथं क्रियते? जीव! ॥ ३५ ॥

**અર્થ:**—હે જીવ! જેમ ઘર બળવા માંડયું હોય તે વખતે કોઇ કૂવો ખોદાવવાને સમર્થ ન થાય તેમ મરણ પ્રાપ્ત થાય તે વખતે ધર્મ કયે પ્રકારે કરી શકાય? **અર્થાત્** મરણ સમયે ધર્મ નહિ થઈ શકે માટે પ્રથમથીજ ધર્મ સાધી લેવો.

२ ३ १ ६ ४ ५
**रूव मसासय मेयं, विज्जुलयाचंचलं जए जीअं ।**
८ १० ७ ९
**संझाणुरागसरिसं, खणरमणीअं च तारुण्णं ॥३६॥**

रूपमशाश्वतमेतद्, विद्युल्लताचंचलं जगति जीवितम् ।
संध्यानुरागसदृशं, क्षणरमणीयं च तारुण्यम् ॥ ३६ ॥

**અર્થ:**—હે જીવ ! આ શરીરનું સુંદરપણું અશાશ્વત છે, જગતમાં જીવિત (આયુષ્ય) તે વિજળીની લતા (રેખા) સરખું ચંચળ છે, અને જુવાનીપણું સંધ્યાકાળના નાના પ્રકારના રંગ સરખું ક્ષણમાત્ર સુંદર દેખાય તેવું છે.

૪ ૩ ૭
**गयकण्णचंचलाओ,लच्छीओतिअसचावसारिच्छं ।**
૬ ૫ ૮ ૧ ૨ ૯ ૧૦
**विसयसुहं जीवाणं, बुज्झसु रे जीव! मा मुज्झ ॥३७॥**

गजकर्णचंचला, लक्ष्म्यस्त्रिदशचापसदृक्षम् ।
विषयसुखं जीवानां, बुध्यस्व रे जीव! मा मुह्य ॥ ३७ ॥

**અર્થ:**—જીવોની લક્ષ્મીઓ હાથીના કાન સરખી ચંચળ છે, અને વિષયસુખ ઈન્દ્રધનુષ્ય (આકાશમાં સપ્તવર્ણી મેઘધનુષ્ય રચાય છે તે) સરખું ક્ષણભંગુર છે, માટે હે મૂઢ જીવ ! બોધ પામ, અને તે લક્ષ્મી તથા વિષય સુખમાં મોહ ન પામ.

૧ ૨ ૩ ૪ ૬ ૭ ૫ ૮
**जह संझाए सउणा-णसंगमो जह पहे अ पहिआणं ।**
૧૧ ૧૨ ૯ ૧૩ ૧૦
**सयणाणं संजोगो, तहेव खणभंगुरो जीव ! ॥३८॥**

यथा संध्यायां शकुनानां, संगमो यथा पथि च पथिकानाम् ।
स्वजनानां संयोग, स्तथैव क्षणभंगुरो जीव ? ॥ ३८ ॥

**અર્થ**:-સંધ્યાકાળે પક્ષીઓનો, અને માર્ગમાં મુસાફરોનો સમાગમ થાય છે તે જેમ થોડા કાળનોજ હોય છે તેમ હે જીવ ! આ સ્વજનનો સંયોગ પણ ક્ષણભંગુર છે, અર્થાત્ ક્ષણમાં નાશ પામનારો છે.

( काव्यम् )

निसाविरामे[1] परिभावयामि[2],
गेहे[8] पलित्ते[7] कि[10] महं[9] सुयामि[11] ।
डज्झंत[12] मप्पाण[13] मुवक्खयामि[14],
जं[3] धम्मरहिओ[4] दिअहा[5] गमामि[6] ॥३९॥

निशाविरामे परिभावयामि, गेहे प्रदीप्ते किमहं स्वपिमि ।
दहन्तमात्मानमुपेक्षे, यद्धर्मरहितो दिवसान् गमयामि ॥३९॥

**અર્થ**:—હે જીવ ! તને એવો વિચાર કેમ નથી આવતો કે હું પાછલી ચાર ઘડી રાત્રી રહે ત્યારે જાગીને એવો વિચાર કરૂં કે " હું ધર્મ રહિત થયો છતાં ફોગટ દિવસો કેમ ગુમાવું છું ? તથા શરીરરૂપી ઘર બળતે છતે પણ હું

શા માટે સૂઈ રહ્યો છું : અને શરીરરૂપ ઘર સાથે બળતા આત્માની ઉપેક્ષા ( અનાદર ) કેમ કરૂં છું ? ( અથાત્ હું દેહ સાથે બળતા આત્માનું રક્ષણ કેમ કરતો નથી ? ) ”

( अनुष्टुप् वृत्तम् )

१ २ ४ ३ ६ ५ ७

**जा जा वच्चइ रयणी, नय सा पडिनियत्तइ ।**

८ ९ ११ १२ १०

**अहम्मं कुणमाणस्स, अहला जंति राइओ ॥४०॥**

या या व्रजति रजनी, न च सा प्रतिनिवर्तते ।
अधर्मं कुर्वाणस्या, ऽफला यान्ति रात्रयः ॥ ४० ॥

**અર્થ**:—હે જીવ! જે જે રાત્રિ દિવસ જાય છે, તે તે પાછા આવતા નથી, માટે અધર્મને કરનારા ત્હારા રાત્રિ દિવસો નિષ્ફળ જાય છે.

१ ४ २ ३ ५ ७ ६

**जस्स ऽत्थि मच्चुणा सक्खं, जस्स अत्थि पलायणं ।**

८ ९ १० ११ १२ १५ १४ १३

**जो जाणे न मरिस्सामि, सोहुकंखेसुएसिया ॥४१॥**

यस्याऽस्ति मृत्युना सख्यं, यस्याऽस्ति पलायनम् ।
यो जानाति न मरिष्यामि, स खलु काङ्क्षेत श्वः स्यात् ॥४१॥

**અર્થ**:—હે જીવ! જે પુરૂષને મૃત્યુ સાથે મિત્રતા છે, જે પુરૂષને મૃત્યુથી નાસી જવું છે, અને જે પુરૂષ એમ

જાણે છે કે હું મરીશજ નહિં તે પુરૂષ કદાચિત્ આવતી કાલે ધર્મ થશે એવી ઇચ્છા કરે તો ભલે.

( आर्यावृत्तम् )

दंडकलिअं करित्ता, वच्चंति हु राइओ अ दिवसा अ।
आउस संविल्लंता, गयावि न पुणो नियत्तंति ॥४२॥

दण्डकलितं कृत्वा, व्रजन्ति खलु रात्रयश्च दिवसाश्च ।
आयुः संविलयन्तो, गता अपि न पुनर्निवर्तन्ते ॥ ४२ ॥

અર્થ:—હે જીવ ! જેમ દંડ સૂત્રની કલના કરે છે, એટલે લૂગડું વણવાને માટે કાળકા ઉપર રહેલા સૂત્રને જેમ અંત્યજ લોકો દંડથી ઉકેલે છે તેમ રાત્રિ દિવસો પણ આયુષ્યને ઉકેલતા જાય છે પરન્તુ તે ગયેલા રાત્રિ દિવસો પાછા આવતાજ નથી.

( उपजाति वृत्तम )

जहेह सीहो व मियं गहाय,
मच्चू नरं णेइ हु अंतकाले।
न तस्स माया न पिया न भाया,
कालंमि तंमि सहरा भवंति ॥ ४३ ॥

यथेह सिंह इव मृगं गृहीत्वा, मृत्युर्नरं नयति खल्वन्तकाले ।
नतस्यमातानपितानभ्राता,कालेतस्मिन्सहायकराभवन्ति ॥४२॥

**અર્થ:**—જેમ આ લોકમાં સિંહ મૃગને ગ્રહણ કરીને નાશ કરે છે, તેમ મૃત્યુ નિશ્ચે પુરૂષને આયુષ્ય પૂર્ણ થયે લઇ જાય છે, તે સમયે તેના માતા પિતા અને ભાઇ ક્ષણમાત્ર પણ સહાય કરવાને સમર્થ થતા નથી.

( आर्यावृत्तम )

१ २ ३ ४
**जीअं जलबिन्दुसमं, संपत्तीओ तरंगलोलाओ ।**
७ ५ ६ ८ ९ १० ११
**सुमिणयसमंचपिम्मं, जंजाणसुतंकरिज्जासु ॥४४॥**

जीवितं जलबिन्दुसमं, सम्पत्तयस्तरंगलोलाः ।
स्वप्नसमं च प्रेम, यज्जानीयास्तत्कुरुष्व ॥ ४४ ॥

**અર્થ:**—હે આત્મા ! જીવિત ( આયુષ્ય ) દર્ભના અગ્ર ભાગપર રહેલા પાણીના બિંદુ સમાન અસ્થિર છે, અને સંપત્તિઓ જળના તરંગ સરખી ચપળ છે, અને સ્ત્રી વગેરેનો પ્રેમ સ્વપ્ન જેવો છે, તો હવે જેમ જાણે ( ઉચિત લાગે ) તેમ કર.

१
**संझरागजलबुब्बुओवमे,**
४ २ ३
**जीविए अ जलबिन्दुचंचले ।**

७ ५ ६
**जुव्वणे अ नइवेगसंनिभे,**
८ १२ ११ ९ १०
**पावजीव ! कि मियं न बुज्झसे? ॥४५॥**

सन्ध्यारागजलबुद्बुदोपमे, जीविते च जलबिन्दुचंचले ।
यौवने च नदीवेगसन्निभे, पापजीव ! किमिदं न बुध्यसे ? ॥

**અર્થ**:—સંધ્યાના રંગ અને પાણીના પરપોટા સરખું અને દર્ભના અગ્ર ભાગ ઉપર ( અણી ઉપર ) રહેલા પાણીના બિન્દુ સરખું ચંચળ એવું જીવિત ( આયુષ્ય ) છતે, અને નદીના વેગ સરખી જુવાની છતે પણ હે પાપી જીવ ! તું બોધ પામતો નથી એ તે શું ?

( आर्यावृत्तम )

३ २ ५ ४ ६ ७
**अन्नत्थ सुआ अन्नत्थ, गेहिणी परिअणोवि अन्नत्थ ।**
९ ८ १० १
**भूअबलिव्व कुडुंबं, पक्खित्तं हयकयंतेणं ॥४६॥**

अन्यत्र सुता अन्यत्र, गेहिनी परिजनोऽप्यन्यत्र ।
भूतबलिरिव कुटुम्बं, प्रक्षिप्तं हतकृतान्तेन ॥ ४६ ॥

**અર્થ**:—ઘણા ખેદની વાત છે કે ક્રૂર યમરાજાએ ( કાળે ) પુત્ર પુત્રીને બીજી ગતિમાં; સ્ત્રીને અન્ય ગતિમાં અને સ્વજન પરિવારને પણ કોઇ બીજે સ્થળે, એ પ્રમાણે

કુટુંબને ભૂતને બલિ ફેંકવાની માફક જુદી જુદી ગતિમાં ફેંકયું છે ( મોકલ્યું છે. )

२ ३ ४ ७ ६ ५ १
**जीवेण भवे भवे, मिल्लियाइ देहाइ जाइ संसारे ।**
८ १२ ११ १३ ९ १०
**ताणं न सागरेहिं, कीरइ संखा अणंतेहिं ॥४७॥**

जीवेन भवे भवे, मेलितानि देहानि यानि संसारे ।
तेषां न सागरैः, क्रियते संख्याऽनंतैः ॥ ४७ ॥

**અર્થ:**—હે આત્મા ! આ સંસારમાં જીવે ભવોભવમાં જે શરીરો ધારણ કર્યાં છે, તે શરીરોની સંખ્યા અનંત સમુદ્રના જળબિંદુઓ વડે અથવા અનંત સાગરોપમ જેટલા કાળે પણ ગણી શકાતી નથી.

६ ३ ७ ८ ९
**नयणोदयंपि तासिं, सागरसलिलाओ बहुयरं होइ ।**
५ २ ४ १
**गलितं रुअमाणीणं, माऊणं अन्नमन्नाणं ॥४८॥**

नयनोदकमपि तासां, सागरसलिलाद् बहुतरं भवति ।
गलितं रुदतीनां, मातृणामन्यान्यासाम् ॥ ४८ ॥

**અર્થ:**—બીજા બીજા ભવોમાં થયેલી અને શોકથી રડતી માતાઓનું પડેલું આંસનું જળ સમુદ્રના પાણીથી પણ અધિક થાય છે.

**जं नरए नेरइया, दुहाइ पावंति घोरऽणंताइ ।**
**तत्तो अणंतगुणियं, निगोअमज्झे दुहं होइ ॥४९॥**

यन्नरके नैरयिका, दुःखानि प्राप्नुवन्ति घोराऽनंतानि ।
ततोऽनंतगुणितं, निगोदमध्ये दुःखं भवति ॥ ४९ ॥

અર્થઃ—નરકમાં નારકી જીવો જે ઘોર અનંત દુઃખ ભોગવે છે, તેથી પણ અનંત ઘણું દુઃખ નિગોદમાં હોય છે.

**तंमिविनिगोअमज्झे, वसिओ रे जीव! कम्मवसा।**
**विसहंतो तिक्खदुक्खं, अणंतपुग्गलपरावत्ते ॥५०॥**

तस्मिन्नपि निगोदमध्ये, उषितो रे जीव! कर्मवशात् ।
विषहमाणस्तीक्ष्णदुःखं, अनंतपुद्गलपरावर्तान् ॥ ५० ॥

અર્થઃ—હે જીવ! વિવિધ પ્રકારના કર્મના વશથી તે નિગોદની મધ્યે પણ અનંત પુદ્ગલ પરાવર્ત કાળ સુધી તું તીક્ષ્ણ દુઃખને સહન કરતો રહ્યો છે, માટે હવે તેવાં દુઃખો ન ભોગવવા પડે તે માટે વીતરાગ ધર્મ આરાધવાને તત્પર થા.

**निहरीअ कहवि तत्तो, पत्तो मणुअत्तणंपि रे जीव!।**
**तत्थवि जिणवरधम्मो, पत्तो चिंतामणिसरिच्छो॥५१॥**

निःसृत्य कथमपि ततः, प्राप्तो मनुजत्वमपि रे जीव !।
तत्रापि जिनवरधर्मः, प्राप्तश्चिंतामणिसदृक्षः ॥ ५१ ॥

અર્થ:—હે જીવ ! તું કોઇ મહા કષ્ટે કરીને પણ તે નિગોદમાંથી નિકળીને મનુષ્યપણું પામ્યો છે, ને તેમાં પણ તને ચિંતામણિ રત્ન સરખો શ્રી જીનેશ્વરભાષિત ધર્મ પ્રાપ્ત થયો છે.

पत्तेवि तंमि रे जीव!, कुणसि पमायं तुमं तयं चेव।
जेणं भवंधकूवे, पुणोवि पडिओ दुहं लहसि ॥५२॥

प्राप्तेऽपि तस्मिन् रे जीव !, करोषि प्रमादं त्वं तदैव ।
येन भवान्धकूपे, पुनरपि पतितो दुःखं लप्स्यसे ॥ ५२ ॥

અર્થ:-હે જીવ ! જીનવરનો ધર્મ પામીને પણ જો તું પ્રમાદ કરે છે તો ફરીથી ભવરૂપી અંધ કૂવામાં પડી ઘોર દુઃખ પામીશ. (માટે પ્રમાદનો ત્યાગ કર.)

उवलद्धो जिणधम्मो, नयअणुचिण्णो पमायदोसेणं।
हा जीव! अप्पवेरिअ!, सुबहुंपर आविसूरिहिसि ॥५३॥

उपलब्धो जिनधर्मो, न चाऽनुचीर्णः प्रमाददोषेण ।
हा जीव ! आत्मवैरिक !, सुबहु परतः खेत्स्यसे ॥ ५३ ॥

અર્થઃ-હે જીવ! તું દૈવયોગથી જીનધર્મ પામ્યો, પરન્તુ પ્રમાદના દોષવડે તેં આચર્યો નહિં, તે ઘણી ખેદની વાત છે, માટે હે આત્માના વૈરી ? તું પરલોકમાં ઘણોજ ખેદ પામીશ.

११ ६ ७ १० ९ ८
**सोअंति ते वराया, पच्छा समुवट्ठियंमि मरणंमि ।**
२ ४ ५ १ ३
**पावपमायवसेणं, न संचियो जेहि जिणधम्मो ॥५४**

शोचन्ते ते वराकाः, पश्चात् समुपस्थिते मरणे ।
पापप्रमादवशेन, न संचितो यैर्जिनधर्मः ॥ ५४ ॥

અર્થઃ-જેઓએ પાપરૂપ પ્રમાદને વશ થઇને જીન ધર્મ નથી કર્યો તેવા રાંક પુરૂષો મરણ આવ્યે છતે પાછળથી શોક કરે છે.

११ १० २ ३ १ ४ ५
**धी धी धी !!! संसारं, देवो मरिऊण जं तिरी होइ ।**
७ ६ ९ ८
**मरिऊण रायराया, परिपच्चइ नरयजालाए ॥५५॥**

धिग् धिग् धिक् !!! संसारं, देवो मृत्वा यत्तिर्यग् भवति ।
मृत्वा राजराजः, परिपच्यते नरकज्वालया ॥ ५५ ॥

**અર્થઃ**-જે કારણુ માટે દેવતા મરણુ પામીને તિર્યંચ થાય છે, અને રાજાનો પણ રાજા ચક્રવર્તિ મરણુ પામીને નરકની જ્વાલામાં ( અગ્નિમાં ) અતિશય પકાય છે, માટે તેવા સંસારને ધિક્કાર થાઓ ! ધિક્કાર થાઓ ! ધિક્કાર થાઓ !

**जाइ अणाहो जीवो, दुमस्स पुप्फंव कम्मवायहओ।**
**धणधन्नाहरणाइ, घरसयणकुडुंबमिल्लेवि ॥ ५६ ॥**

यात्यनाथो जीवो, द्रुमस्य पुष्पमिव कर्मवातहतः ।
धनधान्याऽऽभरणानि, गृहस्वजनकुटुम्बं मुक्त्वाऽपि ॥५६॥

**અર્થઃ**-અનાથ જીવ ધન, ધાન્ય અને આભરણોને તથા ઘર, સ્વજન અને કુટુંબને મૂકીને કર્મરૂપ વાયરાથી હણાયલા વૃક્ષના પુષ્પની પેઠે દૂર જાય છે, અર્થાત્ નરકાદિ દુર્ગતિમાં જાય છે.

**वसियं गिरीसु वसियं, दरीसु वसियं समुद्दमज्झंमि।**
**रुक्खग्गेसु य वसियं, संसारे संसरंतेणं ॥ ५७ ॥**

उषितं गिरिषूषितं, दरीषूषितं समुद्रमध्ये ।
वृक्षाग्रेषु चोषितं, संसारं संसरता ॥ ५७ ॥

અર્થ:–હે આત્મા ! સંસારમાં ભ્રમણ કરતા તેં પર્વતોમાં, પર્વતની ગુફાઓમાં, સમુદ્રના મધ્યભાગમાં, અને વૃક્ષોની ટોચ ઉપર પણ નિવાસ કર્યો છે. (અર્થાત્ પર્વતાદિ સ્થાનોમાં તેં અનંતીવાર નિવાસ કર્યો છે. )

१ २ ३ ४ ५ ६ ७
**देवो नेरइओत्ति य, कीड पयंगुत्ति माणुसो एसो ।**
८ ९ १० ११ १३ १२
**रूवस्सी य विरूवो, सुहभागी दुःक्खभागी य ॥५८॥**

देवो नैरयिक इति च, कीटः पतंग इति मानुष एषः ।
रूपी च विरूपः, सुखभागी दुःखभागी च ॥ ५८ ॥

અર્થ:–આ જીવ કેટલીએક વખત દેવતા, નારકી અને કીડો થયો, કેટલીએક વખત મનુષ્ય થયો, વળી તેજ તું કેટલીએક વખત રૂપવાન, કુરૂપવાન, સુખી અને દુઃખી પણ થયો છે.

३ ४ ५ १ २ ६ ७ ८
**राउत्ति य दमगुत्ति य, एस सवागुत्ति एस वेयविऊ ।**
९ १० ११ १२ १३ १४
**सामी दासो पुज्जो, खलोत्ति अधणो धणवइत्ति ॥५९॥**

राजेति च द्रमक इति च, एष श्वपाक इति एष वेदवित् ।
स्वामी दासः पूज्यः, खल इति अधनो धनपतिरिति ॥५९॥

**અર્થ**:-વળી આજીવ કેટલીએક વખત રાજા, ભિખારી, ચંડાળ, અને તેજ જીવ વેદનો જાણનાર ( બ્રાહ્મણ ) થયો, વળી તેજ જીવ સ્વામી, દાસ, પૂજ્ય, ખલ ( દુર્જન,) નિર્ધન અને ધનપતિ ( ધનવાન ) પણ થયો છે.

**नवि[४] इत्थ[१] कोवि[२] नियमो[३],**
**सकम्मविणिविट्ठसरिसकयचिट्ठो[५] ।**
**अन्नुनरूववेसो[६],**
**नडुव्व[८] परिअत्तए[९] जीवो[७] ॥ ६० ॥**

नाऽप्यत्र कोऽपि नियमः, स्वकर्मविनिविष्टसदृशकृतचेष्टः ।
अन्योऽन्यरूपवेषो, नट इव परिवर्तते जीवः ॥ ६० ॥

**અર્થ**:-એમાં (જુદા જુદાં દેહ ધારણ કરવામાં ) કોઈ પણ નિયમ નથી. કારણ કે સ્વકૃતકર્મના ઉદય સરખી ચેષ્ટા કરવાવાળો અને તેથી જુદા જુદા રૂપ અને વેષને ધારણ કરનારો આ જીવ નટની પેઠે પરાવર્ત્તન પામે છે એટલે નવાં નવાં રૂપ ધારણ કરે છે ( અથવા પર્યટન ભ્રમણ કરે છે ).

नरएसु वेअणाओ, अणोवमाओ असायबहुलाओ।
रे जीव ! तए पत्ता, अणंतखुत्तो बहुविहाओ॥६१॥

नरकेषु वेदना, अनुपमा असातबहुलाः।
रे जीव ! त्वया प्राप्ता, अनन्तकृत्वो बहुविधाः ॥६१॥

**અર્થ**:-હે જીવ ! તેં રત્નપ્રભાદિક સાતે નરકોમાં, ઉપમા રહિત, ઘણા દુઃખે કરીને ભરેલી, એટલે તીવ્ર અશાતા વેદનીય કર્મના ઉદયવાળી ઘણા પ્રકારની વેદનાઓ અનંતીવાર ભોગવી, તોપણ હજુ તારી શુદ્ધિ ઠેકાણે આવી નહિ ?

देवत्ते मणुअत्ते, पराभिओगत्तणं उवगएणं।
भीसणदुहं बहुविहं, अणंतखुत्तो समणुभूअं॥६२॥

देवत्वे मनुजत्वे, पराभियोगत्वमुपगतेन।
भीषणदुःखं बहुविधं, अनंतकृत्वः समनुभूतम् ॥६२॥

**અર્થ**:-હે જીવ ! દેવભવમાં અને મનુષ્યભવમાં પરતંત્રતાના પાશમાં સપડાઈ બહુ પ્રકારનું ભયાનક દુઃખ અનંતીવાર અનુભવ્યું.

तिरियगइं अणुपत्तो, भीममहावेअणा अणेगविहा।
जम्ममरणऽरहट्टे, अणंतखुत्तो परिब्भमिओ ॥६३॥

तिर्यग्गतिमनुप्राप्तो, भीममहावेदना अनेकविधाः ।
जन्ममरणाऽरघट्टे, अनंतकृत्वः परिभ्रान्तः ॥ ६३ ॥

**અર્થ**:-હે આત્મા! તું તિર્યંચગતિ પામ્યો, ત્યાં અનેક પ્રકારની ભયંકર મ્હોટી વેદનાઓ સહન કરી. આવી રીતે ચારે ગતિમાં જન્મ અને મરણરૂપ રેંટને વિષે અનંતીવાર ભમ્યો.

**जावंति केवि दुक्खा, सारीरा माणसा य संसारे ।**
**पत्तो अणंतखुत्तो, जीवो संसारकंतारे ॥ ६४ ॥**

यावन्ति कान्यपि दुःखानि, शारीराणि मानसानि च संसारे।
प्राप्तोऽनंतकृत्वो, जीवः संसारकान्तारे ॥ ६४ ॥

**અર્થ**:-જીવે આ સંસારમાં શારીરિક અને મન સંબંધિ જેટલાં કોઇ દુઃખ છે, તે સર્વ દુઃખોને સંસાર રૂપ અટવીમાં ભ્રમણ કરતાં અનંતીવાર પ્રાપ્ત કર્યાં છે.

**तण्हा अणंतखुत्तो, संसारे तारिसी तुमं आसी ।**
**जं पसमेउं सव्वो-दहीणमुदयं न तीरिज्जा ॥६५॥**

तृष्णाऽनन्तकृत्वः, संसारे तादृशी तवाऽऽसीत् ।
यां प्रशमयितुं सर्वो-दधीनामुदकं न शक्नुयात् ॥ ६५ ॥

**અર્થ**:-હે જીવ! તને નરકરૂપ સંસારમાં અનંતીવાર એવી તૃષાનાં દુઃખ ભોગવવાં પડયાં છે કે જે તૃષાને છીપવા માટે સર્વ સમુદ્રોનું પાણી પણ સમર્થ ન થાય.

६ ५ १ २ ४ ३
**आसी अणंतखुत्तो, संसारे ते छुहावि तारिसिया।**
७ ८ ९ १० ११ १२
**जं पसमेउं सव्वो, पुग्गलकाओऽवि न तीरिज्जा॥६६॥**

आसीदनन्तकृत्वः, संसारे तव क्षुधाऽपि तादृशिका ।
यां प्रशमयितुं सर्वः, पुद्गलकायोऽपि न शक्नुयात् ॥६६॥

**અર્થ**:-હે જીવ! તને નરકરૂપ સંસારમાં અનંતીવાર એવી તીવ્ર ક્ષુધાની વેદનાઓ ભોગવવી પડી કે જે ક્ષુધાને શાન્ત કરવાને જગત્‌ના સર્વ પુદ્ગલો પણ સમર્થ ન થાય.

५ * ३ ४
**काऊण मणेगाइं, जम्ममरणपरियट्टणसयाइं।**
६ ७ १ ९ ८ २
**दुक्खेण माणुसत्तं, जइ लहइ जहिच्छियं जीवो॥६७॥**

कृत्वाऽनेकानि, जन्ममरणपरिवर्तनशतानि ।
दुःखेन मानुषत्वं, यदि लभते यथेच्छितं जीवः ॥६७॥

*अणंताइं એવો પણ પાઠ છે.

અર્થ:-જ્યારે જીવ અનેક સંકડો જન્મ મરણના પરાવર્ત્તન કરીને ઘણા કષ્ટે મનુષ્યપણું પામે છે ત્યારે તેને ઇચ્છિત સુખની પ્રાપ્તિ થાય છે.

૫ ૨ ૪ ૩ ૬
**तं तहदुल्लहलंभं, विज्जुलयाचंचलं च मणुयत्तं।**
૭ ૧ ૮ ૯ ૧૦ ૧૨ ૧૧
**धम्मंमिजोविसीयइ,सोकाउरिसोनसप्पुरिसो॥६८॥**

तत्तथा दुर्लभलाभं, विद्युल्लताचंचलं च मनुजत्वम् ।
धर्मे यो विषीदति, स कापुरुषो न सत्पुरुषः ॥ ६८ ॥

અર્થ:-જે પુરૂષ આવા દશ દૃષ્ટાંતે કરી દુ:ખે પામવા યોગ્ય, અને વીજળીના ઝબકારા જેવું ચંચળ મનુષ્યપણું પામીને ધર્મમાં ખેદ પામે છે, એટલે ધર્મ કરવામાં પ્રમાદ કરે છે તેને કાયર પુરૂષ સમજવો. તે સત્પુરૂષોની પંક્તિમાં ગણાવા લાયક થતો નથી.

( उपजाति वृत्तम् )

૩ ૨ ૪
**माणुस्सजम्मे तडि लद्धियंमि,**
૫ ૬ ૭ ૯ ૧
**जिणिंदधम्मो न कओ य जेणं।**
૧૩ ૧૨ ૧૦ ૧૧
**तुट्टे गुणे जह धाणुक्कएणं,**
૧૫ ૧૬ ૧૭ ૧૪ ૮
**हत्था मलेव्वा य अवस्स तेणं॥६९॥**

मानुष्यजन्मनि तटे लब्धे,
जिनेन्द्रधर्मो न कृतश्च येन ।
त्रुटिते गुणे यथा धानुष्ककेण,
हस्तौ मेलायितव्यौ च अवश्यं तेन ॥ ६९ ॥

**અર્થ**:-જેણે સંસાર સમુદ્રના કાંઠારૂપ મનુષ્યજન્મ પ્રાપ્ત કરવા છતાં શ્રી જીનેન્દ્રનો ધર્મ નથી કર્યો, તેને દોરી તૂટી ગયેલા ધનુષ્યધારીની પેઠે પાછળથી અવશ્ય હાથ ઘસવા પડે છે-પશ્ચાત્તાપ કરવો પડે છે.

( पद्धडि वृत्तम )

**रे जीव! निसुणि चंचलसहाव,**
**मिल्हेविणु सयलवि बज्झभाव ।**
**नवभेयपरिग्गहविविहजाल,**
**संसारि अत्थि सह इंदयाल ॥७०॥**

रे जीव! निश्रृणु चंचलस्वभावान्,
मुक्त्वाऽपि सकलानपि बाह्यभावान् ।
नवभेदपरिग्रहविविधजालान्,
संसारेऽस्ति सर्वमिन्द्रजालम् ॥ ७० ॥

અર્થ:–હે જીવ ! સાંભળ–તું આ ચંચળ સ્વભાવવાળા સર્વ શરીરાદિ બાહ્યભાવને તથા *નવ પ્રકારના પરિગ્રહના જુદા જુદા સમૂહને મૂકીને પરલોકમાં જઈશ. એ કારણ માટે સંસારમાં જે શરીરાદિક દેખાય છે, તે સર્વ ઇંદ્રજાળસમાન છે.

पियपुत्तमित्तघरघरणिजाय,
इहलोइय सव्व नियसुहसहाय।
नवि अत्थि कोइ तुह सरणि मुक्ख!
इक्कल्लु सहसि तिरिनिरयदुक्ख ॥७१॥

पितृपुत्रमित्रगृहगृहिणीजातम्,
ऐहलौकिकं सर्वं निजसुखसहायम्।
नाऽप्यास्ति कोऽपि तव शरणं मूर्ख!,
एकाकी सहिष्यसे तिर्यग्नरकदुःखानि ॥७१॥

અર્થ:–હે મુર્ખ ! આ લોકમાં તને અતિશય વહાલો એવો પિતા–પુત્ર–મિત્ર–ઘર અને સ્ત્રી વિગેરેનો સમૂહ પોતે પોતાનું સુખ કરવાના સ્વભાવવાળો છે, અને નરક તથા તિર્યંચ સંબંધિ દુ:ખને તું એકલોજ સહન કરીશ, પરંતુ તે વખતે તેમાંનું કોઇ પણ ત્હારૂં રક્ષણ કરવા આવતું નથી.

---

* ધન–ધાન્ય–ક્ષેત્ર–ઘર–સોનું–રૂપું–ત્રાંબુ–પીતળ–દ્વિપદ અને ચતુષ્પદ એ ૯ પ્રકારનો પરિગ્રહ છે.

( मार्गधिका वृत्तम् )

**कुसग्गे जह ओसबिंदुए, थोवं चिट्ठइ लंबमाणए।**
**एवंमणुआणजीवियं,समयंगोयम! मापमायए॥७२॥**

कुशाग्रे यथाऽवश्यायाबिन्दुकः, स्तोकं तिष्ठति लंबमानकः ।
एवं मनुजानां जीवितं, समयं गौतम! मा प्रमादीः ॥७२॥

**અર્થઃ**-શ્રી મહાવીર સ્વામી ગૌતમ સ્વામીને કહે છે કે હે ગૌતમ! જેમ ડાભના અગ્રભાગે લટકી રહેલું (ઝુલતું) ઝાકળનું બિંદુ જેમ થોડો કાળ ટકી રહે છે, તેમ મનુષ્યોનું જીવિત ( આયુષ્ય ) પણ અતિ અલ્પકાળનું છે માટે હે ગૌતમ! એક સમયમાત્ર પણ પ્રમાદ કરીશ નહિ.

**संबुज्झह किं न बुज्झह,**
**संबोही खलु पेच्च दुल्लहा।**
**नो हु उवणमंति राइओ,**
**नो सुलहं पुणरवि जीवियं ॥ ७३ ॥**

संबुध्यध्वं किं न बुध्यध्वं, संबोधिः खलु प्रेत्य दुर्लभा ।
नैवोपनमन्ति रात्रयो, नो सुलभं पुनरपि जीवितम् ॥७३॥

અર્થઃ-હે ભવ્ય જીવો ! તમો બોધ પામો, બોધ કેમ પામતા નથી ? કારણ કે જેમણે ધર્મ નથી કર્યો તેવા પુરૂષોને મરણ પામ્યા પછી પરભવમાં બોધિબીજ ( સમ્યક્ત્વ ) દુર્લભ જ છે, કારણ કે ગયેલા રાત્રિ દિવસો નિશ્ચે પાછા આવતા નથી. તેમજ જીવિત પણ ફરી ફરીને મળતું નથી.

હવે સંસારી જીવોને આયુષ્યનું અનિત્યપણું દર્શાવે છે.

૧ ૩ ૨ ૭ ૪ ૬ ૫
**डहरा बुड्ढा य पासह, गब्भत्थावि चयंति माणवा।**
૯ ૮ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
**सेणे जह वट्टयं हरे, एव माउक्खयंमि तुट्टइ ॥७४॥**

बालावृद्धाश्च पश्यत, गर्भस्था अपि च्यवन्ते मानवाः ।
श्येनो यथा वर्तकं हराति, एवमायुः क्षये त्रुट्यति ॥७४॥

અર્થઃ-હે પ્રાણીઓ જુઓ ! કેટલાક મનુષ્યો ગર્ભમાં પણ મરણ પામે છે, અને કેટલાએક બાલ્યાવસ્થામાં અને કેટલાએક વૃદ્ધાવસ્થામાં મરણ પામે છે, જેમ બાજપક્ષી તેતરને ઓચિંતો ઝાલી લેછે તેમ આયુષ્ય ક્ષય થતાં યમદેવ જીવિતને હરેછે, માટે જીવિતનો વિશ્વાસ રાખવો નહિ.

( आर्या वृत्तम )

૩ ૨ ૪ ૭ ૧ ૬ ૫
**तिहुयणजणं मरंतं, दट्ठूण नयंति जे न अप्पाणं ।**
૧૦ ૯ ૮ ૧૩ ૧૧ ૧૨
**विरमंति न पावाओ, धी! धी! धिट्ठत्तणं ताणं॥७५॥**

त्रिभुवनजनं म्रियमाणं, दृष्ट्वा नयन्ति ये नात्मानम् ।
विरमन्ति न पापाद्, धिग् धिग् धृष्टत्वं तेषाम् ॥ ७५॥

**અર્થઃ**–જે પુરૂષો ત્રણ ભુવનના મનુષ્યને મરણ પામતા દેખીને પોતાના આત્માને ધર્મમાં જોડતા નથી, અને પાપ થકી વિરામ પામતા નથી, એવા નિર્લજ્જ પુરૂષોની ધૃષ્ટતાને ધિક્કાર હો ! ધિક્કાર હો !

६ ७ ५ १ ४ २ ३
**मामा जंपय बहुयं, जे बद्धा चिक्कणेहिं कम्मेहिं।**
९ ८ १२ १० ११
**सव्वेसिं तेसि जायइ, हिओवएसो महादोसो॥७६॥**

मा मा जल्पत बहुकं, ये बद्धाश्चिक्कणैः कर्मभिः ।
सर्वेषां तेषां जायते, हितोपदेशो महाद्वेषः ॥ ७६ ॥

**અર્થઃ**–અયોગ્ય શિષ્યોને કૃપાથી ઉપદેશ કરતા જોઈ યોગ્ય શિષ્યો ગુરૂને કહે છે કે હે ગુરૂ ! જે પુરૂષો ચીકણાં કર્મોવડે બંધાયલા છે, તે પુરૂષોને ઘણો ઉપદેશ ન કરો, કારણ કે તે સર્વ અયોગ્ય શિષ્યોને હિતોપદેશ કેવળ મહાદ્વેષની જ વૃદ્ધિ કરે છે.

४ ३ २ १
**कुणसि ममत्तं,धणसयणविहवपमुहेसु अणंतदुक्खेसु।**
९ ८ ५ ६ ७
**सिढिलेसिआयरंपुण,अणंतसुक्खंमिमुक्खंमि ॥७७॥**

करोषि ममत्वं, धनस्वजनविभवप्रमुखेष्वनंतदुःखेषु ।
शिथिलयस्यादरं, पुनरनन्तसौख्ये मोक्षे ॥ ७७ ॥

અર્થઃ-હે જીવ! અનંત દુઃખના કારણરૂપ ધન, માતાપિતાદિ સ્વજન, અને હાથીઘોડા પ્રમુખ વૈભવમાં તો તું મમતાભાવ કરે છે, અને અનંત સુખવાળા મોક્ષના આદરને શિથિલ કરે છે. ( તે ઉચિત નથી. )

१ २ ३ ५ ४
संसारो दुहहेऊ, दुक्खफलो दुसहदुक्खरूवो य।
१० ११ ९ ८ ७ ६
न चयंति तंपि जीवा, अइबद्धा नेहनिअलेहिं ॥७८॥

संसारो दुःखहेतु, र्दुःखफलो दुस्सहदुःखरूपश्च ।
न त्यजन्ति तमपि जीवा, अतिबद्धा स्नेहनिगडैः ॥ ७८॥

અર્થઃ-હે જીવ! આ સંસાર દુઃખનું કારણ અને દુઃખના ફળવાળો છે, અને તે દુઃસહ ઘોર દુઃખરૂપ છે, તેમાં સ્નેહરૂપ બેડીવડે અતિશય બંધાયલા જીવો તે સંસારનો ત્યાગ કરતા નથી. ( અર્થાત્ સંસારને દુઃખરૂપ જાણવા છતાં પણ તેનો ત્યાગ કરતા નથી. )

३ ४ २ १
नियकम्मपवणचलिओ, जीवो संसारकाणणे घोरे।
६ ७ ८ ९ १० ५
का का विडंबणाओ, न पावए दुसहदुक्खाओ!॥७९॥

निजकर्मपवनचलितो, जीवः संसारकानने घोरे ।
काः का विडंबना, न प्राप्नोति दुस्सहदुखाः ॥ ७९ ॥

**અર્થઃ**-પોતાના કરેલા કર્મરૂપ પવનવડે ચલાયમાન થયેલો જીવ આ ભયંકર સંસાર રૂપ અટવીમાં દુઃસહ ( સહન ન થઇ શકે તેવી આકરી ) દુઃખવાળી કઇ કઈ વિટંબનાઓ પામતો નથી ? અર્થાત્ સર્વ વિટંબનાઓ પામે છે.

सिसिरंमि[3] सियलानिल,[4]-
लहरिसहस्सेहि भिन्नघणादेहो[5]।
तिरियत्तणंमि[1] ऽरण्णे,[2]
अणंतसो[6] निहण[7] मणुपत्तो[8] ॥ ८० ॥

शिशिरे शीतलाऽनिल, लहरिसहस्रैर्भिन्नघनदेहः ।
तिर्यक्त्वेऽरण्ये, अनन्तशो निधनमनुप्राप्तः ॥ ८० ॥

**અર્થઃ**-હે જીવ ! તિર્યંચના ભવમાં અરણ્યને વિષે શિશિર ઋતુના પોષ અને માઘ માસના શીતળ વાયુની હજારો લ્હેરોવડે પીડાયલા શરીરવાળો તું અનંતીવાર મરણ-દુઃખ પામ્યો છે.

गिम्हायवसंतत्तो, ऽरण्णे छुहिओ पिवासिओ बहुसो।
संपत्तो तिरियभवे, मरणदुहं बहु विसूरंतो ॥८१॥

ग्रीष्मातपसंतप्तो, ऽरण्ये क्षुधितः पिपासितो बहुशः।
संप्राप्तस्तिर्यग्भवे, मरणदुःखं बहु खिद्यमानः ॥ ८१ ॥

**અર્થઃ**–હે જીવ! તિર્યંચના ભવમાં ઘોર જંગલને વિષે ગ્રીષ્મ ઋતુના (વૈશાખ અને જેઠ માસના) તડકાવડે અત્યંત તપેલો, અને ઘણી ક્ષુધા તથા તૃષાવાળો તું ઘણો જ ખેદ પામતો અનેક વખત મરણને શરણ થયો છે.

वासासु ऽरण्णमज्झे,
गिरिनिज्झरणोदगेहि वज्जंतो।
सीयाऽनिलडज्झविओ,
मओऽसि तिरियत्तणे बहुसो ॥ ८२ ॥

वर्षास्वरण्यमध्ये, गिरिनिर्झरणोदकैरुह्यमानः।
शीताऽनिलदग्धो, मृतोऽसितिर्यक्त्वे बहुशः ॥८२॥

**અર્થઃ**–હે જીવ! તિર્યંચના ભવમાં અટવીને વિષે વર્ષાઋતુમાં પર્વતોના ઝરણાના પાણીથી તણાતો અને શિતળ વાયુથી દાઝેલો તું ઘણીવાર મૃત્યુ પામ્યો છે.

**एवं तिरियभवेसु, कीसंतो दुक्खसयसहस्सेहिं ।**
**वसियो अणंतखुत्तो, जीवो भीसणभवारण्णे ॥८३॥**

एवं तिर्यग्भवेषु, क्लिश्यमानो दुःखशतसहस्रैः ।
उषितोऽनंतकृत्वो, जीवो भीषणभवाऽरण्ये ॥ ८३ ॥

અર્થઃ—એ પ્રમાણે તિર્યંચના ભવોમાં અસહ્ય લાખો દુઃખોવડે કલેશ પામેલો આ જીવ ભયંકર સંસારરૂપ અટવીમાં અનંતીવાર નિવાસ કરી આવ્યો છે.

**दुट्ठट्ठकम्मपलया-निलपेरिओ भीसणंमि भवरण्णे ।**
**हिंडंतो नरएसुवि, अणंतसो जीव ! पत्तोऽसि ॥८४॥**

दुष्टाऽष्टकर्मप्रलया, ऽनिलप्रेरितो भीषणे भवारण्ये ।
हिण्डमानो नरकेष्वपि, अनंतशो जीव ! प्राप्तोऽसि ॥८४॥

અર્થઃ—હે જીવ ! પ્રલયકાળના પવન જેવા દુષ્ટ એવા આઠ કર્મે ભમાવ્યાથી ભયંકર સંસારરૂપ અટવીમાં ભટકતાં ભટકતાં તું નરકમાં પણ પૂર્વે કહેલાં દુઃખ અનંતીવાર પામ્યો છે.

**सत्तसु नरयमहीसु, वज्जानलदाहसीयवियणासु ।**
**वसियो अणंतखुत्तो, विलवंतो करुणसद्देहिं ॥८५॥**

सप्तसु नरकमहीषु, वज्राऽनलदाहशीततीव्रवेदनासु ।
उषितोऽनन्तकृत्वो, विलपन् करुणशब्दैः ॥ ८५ ॥

અર્થ:-હે આત્મન્! તું વજ્રના અગ્નિ સરખી દાહ-વાળી, અને ઘણી જ શીતની વેદનાવાળી સાતે નારકીઓમાં કરૂણાજનક શબ્દોવડે વિલાપ કરતો અનંતીવાર વસ્યો છે.

पियमायसयणरहिओ,
दुरंतवाहिहिं पीडिओ बहुसो ।
मणुअभवे निस्सारे,
विलाविओ किं न तं सरसि ॥८६॥

पितृ मातृ स्वजनरहितो, दुरन्तव्याधिभिः पीडितो बहुशः ।
मनुजभवे निस्सारे, विलापितः किं न तं स्मरसि? ॥८६॥

અર્થ:-હે ચેતન! આ સાર રહિત એવા મનુષ્યભવમાં પિતા માતા અને સ્વજન રહિત, તથા દુઃખે કરીને અંત આવી શકે એવા વ્યાધિયોવડે અનેકવાર પીડા પામી તેં બહુ વિલાપ કર્યો, તે મનુષ્યભવ શું તને સ્મરણમાં નથી આવતો?

पवणुव्व गयणमग्गे,
अलक्खिओ भमइ भववणे जीवो।
ठाणट्ठाणंमि समु,-
ज्झिऊण धणसयणसंघाए ॥८७॥

पवनइव गगनमार्गे, अलक्षितो भ्रमति भववने जीवः।
स्थानस्थाने समुज्झ्य, धनस्वजनसंघातान् ॥ ८७ ॥

અર્થ:-હે આત્મન્! આ જીવ સંસારરૂપ અટવીમાં ઠેકાણે ઠેકાણે ધન તથા સ્વજનના સમૂહને ત્યાગ કરી આકાશ માર્ગમાં પવનની પેઠે અદૃશ્યરૂપે ભ્રમણ કરે છે.

विद्धिज्जंता असयं, जम्मजरामरणतिक्खकुंतेहिं।
दुह मणुभवंति घोरं, संसारे संसरंत जिआ ॥८८॥

विध्यमाना असकृ, ज्जन्मजरामरणतीक्ष्णकुन्तैः।
दुःखमनुभवंति घोरं, संसारे संसरन्तो जीवाः ॥८८॥

અર્થ:-ચાર ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરતા જીવો જન્મ જરા અને મરણરૂપ તીક્ષ્ણ ભાલાઓવડે વારંવાર વિંધાઈ નિરંતર ઘોર દુ:ખ અનુભવે છે.

**तहवि खणंपि कयावि हु, अन्नाणभुयंगडंकिया जीवा ।**
**संसारचारगाओ,नयउव्विज्जंतिमूढमणा ॥ ८९ ॥**

तथापि क्षणमपि कदापि खलु, अज्ञानभुजंगदष्टा जीवाः ।
संसारचारका-न्नोद्विजन्ते मूढमनसः ॥ ८९ ॥

**અર્થઃ**-તોપણ મૂઢ મનના અને અજ્ઞાન રૂપ સર્પે ડસેલા જીવો કોઈ વખત પણ સંસારરૂપ બંદિખાનાથી ક્ષણ પણ ઉદ્વેગ પામતા નથી.

**कीलसि! कियंतवेलं, सरीरवावीइ जत्थ पइसमयं ।**
**कालरहट्टघडीहिं, सोसिज्जइ जीवियंभोहं ॥९०॥**

क्रीडिष्यसि! कियद्वेलां, शरीरवाप्यां यत्र प्रतिसमयम् ।
कालाऽरघट्टघटीभिः, शोष्यते जीविताऽम्भओघः ॥९०॥

**અર્થ**:-હે જીવ! જે શરીર રૂપી વાવમાં સમયે સમયે કાળ રૂપ રેંટની ઘડીઓ વડે જીવિત રૂપી જળનો પ્રવાહ શોષાઇ જાય છે તે શરીર રૂપી વાવમાં તું કેટલા કાળ સુધી ક્રીડા કરીશ?

**रे जीव! बुज्झ मा मुज्झ, मा पमायं करेसि रे पाव! ।**
**किं परलोए गुरुदुक्खभायणं, होहिसि अयाण! ॥९१॥**

रे जीव ! बुध्यस्व मा मुह्य, मा प्रमादं कुरु रे पाप ! ।
यत्परलोके गुरुदुःख, भाजनं भविष्यसि अज्ञान ! ॥९१॥

અર્થઃ—હે જીવ ! બોધ પામ, મોહ ન પામ. વળી રે પાપી ! પ્રમાદ ન કર. હે અજ્ઞાની, પ્રમાદ કરીશ તો પરલોકમાં ઘોર અસહ્ય દુઃખો તારે જ ભોગવવાં પડશે.

४ १ २ ३ ७ ८ ६ ५
**बुज्झसु रे जीव! तुमं, मा मुज्झसि जिणमयंमि नाऊणं।**
९ ११ १२ १३ १४ १०
**जम्हा पुणरवि एसा, सामग्गी दुल्लहा जीव! ॥९२॥**

बुध्यस्व रे जीव ! त्वं, मा मुह्य जिनमते ज्ञात्वा ।
यस्मात् पुनरप्येषा, सामग्री दुर्लभा जीव ! ॥ ९२ ॥

અર્થઃ—હે જીવ ! તું બોધ પામ અને જૈન ધર્મનો જાણકાર થયા છતાં સંસારમાં મોહ ન પામ, ( પણ ધર્મમાં બોધ પામ એટલે સમ્યક્ પ્રકારે જીનધર્મ અંગીકાર કર. ) કારણ કે હે જીવ ! ફરીને આ ધર્મસામગ્રી મળવી મહા દુર્લભ છે, માટે આવેલો અવસર ન જવા દે.

३ २ १ ४ ५ ७ ६
**दुलहो पुण जिणधम्मो, तुमं पमायायरो सुहेसी य।**
१० ८ ९ १४ १५ ११ १२ १३
**दुसहं च नरयदुक्खं, कह होहिसि तं न याणामो ॥९३॥**

दुर्लभः पुनर्जिनधर्मः, त्वं प्रमादाकरः सुखैषी च ।
दुस्सहं च नरकदुःखं, कथं भविष्यसि तन्न जानीमः ॥९३॥

અર્થઃ-હે જીવ ! આ પ્રાપ્ત થયેલો જૈન ધર્મ ફરીથી પામવો મહા દુર્લભ છે, તું પ્રમાદની ખાણ છે છતાં સુખની ઇચ્છા કરે છે. વળી નરકનાં દુઃખ અતિ દુઃસહ ( આકરાં ) છે, માટે અમે નથી જાણતા કે ત્હારૂં શું થશે ?

१ ५ २ ६ ३ ७
**अथिरेण थिरो समलेण, निम्मलो परवसेण साहीणो ।**
४ ८ १० ९ ११ १२१३ १४
**देहेण जइ विढप्पइ, धम्मो ता किं न पज्जत्तं ? ॥९४॥**

अस्थिरेण स्थिरः समलेन, निर्मलः परवशेन स्वाधीनः ।
देहेन यद्यर्ज्यते; धर्मस्तदा किं न पर्याप्तम् ॥ ९४ ॥

અર્થ:-હે પ્રાણી ! અસ્થિર મળ સહિત અને પરાધીન એવા આ અસાર દેહવડે સ્થિર નિર્મળ અને સ્વાધીન એવો જો ધર્મ ઉપાર્જન થઇ શકે છે તો તને શું પ્રાપ્ત નથી થયું ? અર્થાત્ સર્વકાંઇ પ્રાપ્ત થયું છે.

२ ३ ४ ५ ६ १
**जह चिंतामणिरयणं, सुलहं नहु होइ तुच्छविहवाणं ।**
८ ९ ७ १०
**गुणविहववज्जियाणं, जियाण तह धम्मरयणंपि ॥९५॥**

यथा चिंतामणिरत्नं, सुलभं न खलु भवति तुच्छविभवानाम् ।
गुणविभववर्जितानां, जीवानां तथा धर्मरत्नमपि ॥ ९५ ॥

અર્થઃ-હે જીવ ! અલ્પ વૈભવ વાળા મનુષ્યોને જેમ ચિંતામણિ રત્ન સુલભ ન જ હોય તેમ ગુણ રૂપ વૈભવ વડે રહિત એવા જીવોને ધર્મરત્ન પણ સુલભ ન જ હોય.

**जह दिट्ठीसंजोगो, न होइ जच्चंधयाण जीवाणं ।**
**तहजिणमयसंजो॰ो,नहोइमिच्छंधजीवाणं ॥१६॥**

यथा दृष्टिसंयोगो, न भवति जात्यंधानां जीवानाम् ।
तथा जिनमतसंयोगो, न भवति मिथ्याऽन्धजीवानाम् ॥ १६ ॥

અર્થઃ-જેમ જન્મથી જ આંધળા જીવોને દૃષ્ટિનો સંયોગ ( એટલે આંખવડે દેખવું ) ન હોય તેમ મિથ્યાત્વે કરીને અંધ થયેલા જીવોને જીનમતનો સંયોગ પણ ન હોય.

**पच्चक्ख मणंतगुणे, जिणिंदधम्मे न दोसलेसोवि ।**
**तहविहुअन्नाणंधा,नरमंतिक॰ ।वितंमिजिया ॥१७॥**

प्रत्यक्षमनंतगुणे, जिनेन्द्रधर्मे न दोषलेशोऽपि ।
तथापि खल्वज्ञानान्धा, न रमन्ते कदापि तस्मिन् जीवाः ॥१७॥

અર્થઃ-શ્રી જીનેંદ્રભાષિત ધર્મને વિષે પ્રત્યક્ષ અનંત ગુણો રહેલા છે, અને દોષ તો લેશમાત્ર પણ નથી,

તેમ છતાં પણ અજ્ઞાને કરીને આંધળા થયેલા જીવો તે જીનેન્દ્રપ્રરૂપિત ધર્મમાં કદી પણ રમણ કરતા નથી અર્થાત્ જોડાતા નથી.

**मिच्छे अणंतदोसा, पयडा दीसंति नवि य गुणलेसो।**
**तहविय तं चेव जिया, ही मोहंधा निसेवंति ॥९८॥**

मिथ्यात्वेऽनन्तदोषाः, प्रकटा दृश्यन्ते नाऽपि च गुणलेशः।
तथापि च तदेव जीवा, ही! मोहान्धा निषेवन्ते ॥ ९८ ॥

**અર્થઃ**–મિથ્યાત્વમાં પ્રગટ રીતે અનંત દોષ દેખાય છે, અને તેમાં ગુણનો લવલેશ પણ નથી, તેમ છતાં પણ મોહ વડે અંધ થયેલા જીવો તે મિથ્યાત્વને જ સેવે છે, એ ઘણું ખેદજનક લાગે છે!

**धिद्धी ताण नराणं, विन्नाणे तह गुणेसु कुसलत्तं।**
**सुहसच्चधम्मरयणे, सुपरिक्खं जे न जाणंति॥९९॥**

धिग् धिक् तेषां नराणां, विज्ञाने तथा गुणेषु कुशलत्वम्।
शुभसत्यधर्मरत्ने, सुपरीक्षां ये न जानन्ति ॥ ९९ ॥

**અર્થઃ**–જે પુરૂષો સુખકારી અને સત્ય એવા ધર્મરૂપ રત્નની પરીક્ષા સારી રીતે જાણતા નથી તે પુરૂષોના વિજ્ઞાન અને ગુણના કૌશલ્યને ધિક્કાર હો! ધિક્કાર હો!

( अनुष्टुपवृत्तम् )

२ १ ३ ४ ५
जिणधम्मो ऽयं जीवाणं, अपुव्वो कप्पपायवो ।
७ ८ ९ ६
सग्गापवग्गसुक्खाणं, फलाणं दायगो इमो ॥१००॥

जिनधर्मोऽयं जीवानामपूर्वः कल्पपादपः ।
स्वर्गाऽपवर्गसौख्यानां, फलानां दायकोऽयम् ॥ १०० ॥

અર્થ:–આ જૈનધર્મ જીવોને અપૂર્વ કલ્પવૃક્ષ છે. કેમકે એ જૈનધર્મ રૂપી કલ્પવૃક્ષ સ્વર્ગ અને અપવર્ગના ( મોક્ષના ) સુખરૂપ ફળને આપનારૂં છે.

१ २ ४ ३ ६ ५ ७ ८
धम्मो बंधु सुमित्तो य, धम्मो य परमो गुरु ।
१० ९ ११
मुक्खमग्गपयट्टाणं, धम्मो परमसंदणो ॥१०१॥

धर्मो बन्धुः सुमित्रं च, धर्मश्च परमो गुरुः ।
मोक्षमार्गे प्रवृत्तानां, धर्मः परमस्यंदनः ॥ १०१ ॥

અર્થ:–હે જીવ ! આ દુનિયામાં ધર્મ, બંધુ, ઉત્તમ મિત્ર અને શ્રેષ્ઠ ગુરૂ સમાન છે. વળી ધર્મ તે મોક્ષ માર્ગમાં પ્રવર્તતા પુરૂષોને ઉત્તમ રથ સમાન છે.

( आर्यावृत्तम )

२ १
चउगइणंतदुहानल-पलित्तभवकाणणे महाभीमे ।
८ ३ ४ ५ ७ ६
सेवसुरेजीव!तुमं,जिणवयणंअमियकुंडसमं॥१०२॥

चतुर्गत्यनन्तदुःखाऽनल-प्रदीप्तभववकानने महाभीमे ।
सेवस्व रे जीव ! त्वं, जिनवचनममृतकुण्डसमम् ॥ १०२ ॥

અર્થઃ—ચાર ગતિમાં રહેલા અનંત દુઃખરૂપ મ્હોટા અગ્નિથી સળગેલા એવા સંસારરૂપ મહાભયંકર વનમાં હે જીવ ! તું અમૃતના કુંડ સમાન જીનરાજના વચનનું સેવન કર.

**विसमे भवमरुदेसे,**
**अणंतदुहगिम्हतावसंतत्ते ।**
**जिणधम्मकप्परुक्खं,**
**सरसु तुमं जीव ! सिवसुहदं ॥ १०३ ॥**

विषमे भवमरुदेशे, अनन्तदुःखग्रीष्मतापसंतप्ते ।
जिनधर्मकल्पवृक्षं, सर त्वं जीव ! शिवसुखदम् ॥ १०३ ॥

અર્થઃ—હે જીવ ! વિષમ અને અનંત દુઃખરૂપ ગ્રીષ્મ ઋતુના તાપથી ઘણા જ તપેલા સંસારરૂપી મારવાડ દેશમાં મોક્ષસુખને આપનારા જૈનધર્મરૂપ કલ્પવૃક્ષનો તું આશ્રય કર.

**किं बहुणा? जिणधम्मे, जइयव्वं जह भवोदहिं घोरं**
**लहुतरियमणंतसुहं, लहइ जिओ सासयं ठाणं ॥ १०४ ॥**

किं बहुना ? जिनधर्मे, यतितव्यं यथा भवोदधिं घोरम् ।
लघु तीर्त्वाऽनन्तसुखं, लभते जीवः शाश्वतं स्थानम् ॥ १०४ ॥

**અર્થઃ**—હે ભવ્ય પ્રાણી ! ઘણું કહેવાથી શું ? જૈનધર્મમાં તેવા પ્રકારે પ્રયત્ન કરવો જોઇએ જેથી ભયાનક એવા સંસારરૂપ સમુદ્રને શીઘ્ર તરીને આ જીવ અનંત સુખવાળા શાશ્વત સ્થાનને ( મોક્ષને ) પામે.

॥ મૂળાન્વય, સંસ્કૃતચ્છાયા અને ભાષાન્તરયુક્ત
વૈરાગ્યશતક સમાપ્ત ॥



# श्री आदिजिनस्तुति.

( शार्दूलविक्रीडितवृत्तम् )

संसारार्णवतारकक्षतमहाकर्मावलीवेदन !
सद्भक्त्या प्रणतांघ्रिपद्मयुगल, श्रेयस्तर्ति साधय ।
श्रीमन्नाभिनरेन्द्रनन्दन जना-नन्दप्रदानोत्तम !
भक्तानामभयप्रदश्रुतमतां, सर्वापदां वारक ! ॥ १ ॥

सर्वे पान्तु जिनोत्तमा वररुचः, सद्धर्म विस्तारिणो-
ध्वस्ताज्ञानतमोभराजनगणा-न्निर्मानमायालवाः ।
यत्पादाम्बुजयोर्लुठन्ति सततं, स्वर्गौकसः सादराः,
सिद्धानन्दपदप्रियाः कृतधियो, मन्दारमालाञ्चिताः ॥२॥

भव्या वस्तनुतां सुशान्तिमनिशं, पूज्यैर्व्रतीन्द्रैः कृतं,
दुर्लक्ष्यं दुर्वादिभिर्दलितदु-र्मोहारिवर्गौघमम ।
अक्षोभ्यं कुमतैजनैः प्रवचनं, तत्त्वार्थराशिश्रितं,
निक्षेपागम सिद्धतत्त्व विमला-र्थो राशिमुद्योतकम ॥३॥

पायाद्वः श्रुतदेवता श्रितवती, शुक्लाम्बुजं निर्मलं,
रम्यवतत्त्वविलासरक्तहृदया, विस्तारितानन्दका ।
यत्प्रेक्ष्याऽलसमानसा स्थितवती, सद्भ्रामरी सन्ततिः,
सन्त्यज्याश्रमिताऽमरद्रुमसुमं, सौरभ्यसंराजितम् ॥४॥




॥ सच्चारित्रचूडामणि शुद्धक्रियायोगि गच्छाऽधिपति
श्रीमत्सुखसागरगुरुचरणकमलेभ्यो नमः ॥

श्री

# ॥ इन्द्रियपराजयशतकम् ॥

( મૂળાન્વય. સંસ્કૃત છાયા અને ભાષાન્તરયુક્ત. )

---

( आर्यावृत्तम् )

१ २ ३ ४ ५ ६ ७ ८ ९
**सु च्चिय सूरो सो चेव, पंडिओ तं पसंसिमो निच्चं ।**
१२ १३ १४ १५ १० ११
**इंदियचोरेहिं सया, न लुंटिअं जस्स चरणधणं ॥१॥**

स एव शूरः स चैव, पंडित स्तं प्रशंसामो नित्यम् ।
इन्द्रियचौरैः सदा, न लुंटितं यस्य चरणधनम् ॥ १ ॥

**અર્થઃ**—તે જ નિશ્ચય શૂરવીર છે, તે જ નિશ્ચય પં-
ડિત છે, અને તેની જ અમે નિત્ય પ્રશંસા કરીએ છીએ
કે જેનુ ચારિત્ર રૂપી ધન ઇન્દ્રિય રૂપી ચોરોએ નિરંતર
લૂંટયું નથી.

**इंदियचवल[तु]रंगो, दुग्गइमग्गाणुधावि रे निच्चं ।**
**भावीअभवस्सरुवो, रुंभइ जिणवयणरस्सीहिं ॥२॥**

इन्द्रियचपलतुरंगो, दुर्गतिमार्गानुधावी रे नित्यम् ।
भावितभवस्वरूपो, रुध्यते जिनवचनरश्मिभिः ॥ २ ॥

**અર્થઃ**-ઇન્દ્રિયો રૂપી ચપળ ઘોડો નિત્ય દુર્ગતિના માર્ગમાં દોડી રહ્યો છે, તેને, સંસારનું સ્વરૂપ જેણે જાણેલું છે એવો જીવ જીનેશ્વરના વચનરૂપી રાશોથી રોકી શકે છે.

**इंदियधुत्ताणम[हो], तिलतुसमित्तंपि देसु मा पसरं ।**
**जइ दिन्नो तो नीओ, जत्थ खणो [वरिसकोडिसमो] ॥३॥**

इन्द्रियधूर्तेभ्य अहो, तिलतुषमात्रमपि दत्स्व मा प्रसरम् ।
यदि दत्तस्ततो नीतो, यत्र क्षणो वर्षकोटिसमः ॥ ३ ॥

**અર્થઃ**-હે જીવ! ઇન્દ્રિયો રૂપી ધુતારાઓને તલના ફોતરા જેટલી જગ્યામાં પણ ફેલાવા દઈશ નહિ, અને જો તે ધુતારાઓને ફેલાવા દીધા તો નિશ્ચય જ્યાં એક ક્ષણ (ઘડીનો છઠ્ઠો ભાગ) તે પણ કરોડો વર્ષ સમાન થાય તેવાં દુઃખને પમાડશે.

अजिइंदिएहिं चरणं, कट्ठंव घुणेहि किरइ असारं।
तो धम्मत्थीहि दढं, जइयव्वं इंदियजयंमे ॥४॥

अजितेन्द्रियैश्चरणं, काष्ठवत्घुणैः क्रियतेऽसारम्।
तद्धर्मार्थिभिर्दृढं, यतितव्यमिन्द्रियजये ॥ ४ ॥

**અર્થ**:–ઘુણ ( લાકડામાં ઉત્પન્ન થયેલા કીડા ) જેમ કાષ્ટને અંદરથી કોતરીને અસાર ( નકામું ) કરી દે છે તેમ ઇન્દ્રિયોને ન જીતનારા મનુષ્યો ચારિત્રને અસાર ( નિષ્ફળ ) કરે છે. માટે ધર્માર્થી જીવોએ ઇન્દ્રિયોને જીતવામાં દૃઢ ઉદ્યમ કરવો.

जह कागिणीइहेउं, कोडि रयणाण हारए कोइ।
तह तुच्छविषयगिद्धा, जीवा हारंति सिद्धिसुहं ॥५॥

यथा काकिणीहेतुः, कोटिं रत्नानां हारयेत् कश्चित्।
तथा तुच्छविषयगृद्धा, जीवा हारयन्ति सिद्धिसुखम् ॥ ५ ॥

**અર્થ**:–જેમ કોઇ મૂર્ખ પુરૂષ એક કાકિણી ( રૂપિયાનો ૮૦ મો ભાગ કાકિણી કહેવાય છે. ) માટે કરોડો રત્નો હારી જાય છે, તેમ અતિતુચ્છ પાંચ ઇન્દ્રિયોના વિષયમાં આસક્ત થયેલા જીવો મોક્ષ સુખને હારી જાય છે.

**तिलमित्तं विषयसुहं, दुहं च गिरिरायसिंगतुंगयरं।**
**भवकोडीहिं न निट्ठइ, जं जाणसु तं करिज्जासु॥६॥**

तिलमात्रं विषयसुखं, दुःखं च गिरिराजशृंगतुंगतरम् ।
भवकोटिभिर्न निष्ठति, यज्जानीहि तत्कुर्याः ॥ ६ ॥

**અર્થઃ**-ઇન્દ્રિયોના વિષયનું સુખ તો એક તલ માત્ર ( અતિ અલ્પ ) છે, અને દુઃખ તો મેરૂ પર્વતના શિખરથી પણ મ્હોટું છે, વળી તે દુઃખ કરોડો ભવે પણ ખાલી થતું નથી. માટે હે જીવ ! ઇન્દ્રિયોના વિષયનું આવું મહા દુઃખ જાણીને તું જેમ જાણે તેમ કર, અર્થાત્ તને ઉચિત લાગે તે કર.

( शार्दूलविक्रीडितवृत्तम )

**भुंजंता महुरा विवागविरसा, किंपागतुल्ला इमे,**
**कच्छूकंडुअणंव दुक्खजणया, दाविंति बुद्धिं सुहे ।**
**मज्झन्हेमयतिन्हिअव्वसययं,मिच्छाभिसंधिप्पया,**
**भुत्तादिंतिकुजम्मजोणिगहणं,भोगामहावेरिणो॥७॥**

भुंजन्तो मधुरा विपाकविरसाः, किंपाकतुल्या इमे,
कच्छूकंडूयनं व दुःखजनका, दापयन्ति बुद्धिं सुखे ।

मध्यान्हे मृगतृष्णिकेव सततं, मिथ्याऽभिसंधिप्रदाः
भुक्ता ददन्ति कुजन्मयोनि गहनं, भोगा महावैरिणः ॥७॥

**અર્થઃ**–ભોગવતી વખતે મધુર અને પરિણામે દુઃખદાયી એવા કિંપાકફળ સરખા આ વિષયો ખરજની માફક અનંત દુઃખ ઉત્પન્ન કરનાર છે, એટલે જે ખરજને ખંજવાળતાં તો ઘણું સુખ ઉપજે છે પણ જ્યારે નખના જોરથી તે ખરજમાંથી મોટાં ચાંદાં અને ગુંમડાં વગેરે થાય છે ત્યારે મહાવેદના થાય છે. છતાં પણ સુખમાં બુદ્ધિ ઉપજાવે છે એટલે ખરજ ખણતો જીવ મનમાં સુખ માને છે. વળી ઉન્હાળાના તાપથી મધ્યાન્હ સમયે મૃગતૃષ્ણા ( ઝાંઝવાં–મૃગજળ )ની પેઠે મિથ્યા અભિપ્રાયને આપનારા એટલે ખોટી બુદ્ધિ ધારણ કરાવનારા એ વિષયભોગો ભોગવ્યા છતા દુર્ગતિરૂપ અટવીમાં ભમાડે છે, માટે વિષયભોગો તે મહા શત્રુ સમાન છે.

( अनुष्टुप्वृत्तम् )

सक्का अग्गि निवारेउं, वारिणो जलओवि हु ।
सव्वोदहिजलेणावि, कामग्गि दुनिवारओ ॥८॥

शक्योऽग्निं निवारयितुं, वारिणा ज्वलितोऽपि हु ।
सर्वोदधिजलेनाऽपि, कामाग्निर्दुर्निवार्यः ॥ ८ ॥

**અર્થ**:-ખરેખર ! બળતો એવો અગ્નિ પાણીવડે નિવારણ કરવા યોગ્ય છે એટલે થોડા જળવડે પણ બુઝાવી શકાય છે, પરન્તુ કામરૂપી અગ્નિતો સર્વ સમુદ્રોના જળવડે કરીને પણ બુઝાવી શકાતો નથી.

( आर्यावृत्तम् )

**विसमिवमुहंमिमहुरा, परिणामनिकामदारुणाविसया।**
**कालमणंतं भुत्ता, अज्जवि मुत्तं न किं जुत्ता ॥९॥**

विषामिव मुखे मधुराः, परिणामनिकामदारुणा विषयाः ।
कालमनन्तं भुक्ता, अद्याऽपि मोक्तुं न किं युक्ताः ? ॥ ९ ॥

**અર્થ**:-વિષની પેઠે પ્રારંભમાં મધુર અને પરિણામે અત્યંત ભયંકર એવા વિષયો અનંતકાળ સુધી ભોગવ્યા તોપણ હવે શું તે વિષયો છોડવા યોગ્ય નથી ? અર્થાત્ શીઘ્ર ત્યાગ કરવા યોગ્ય છે.

**विसयरसासवमत्तो, जुत्ताजुत्तं न याणई जीवो।**
**झूरइ कलुणं पच्छा, पत्तो नरयं महाघोरं ॥१०॥**

विषयरसासवमत्तो, युक्ताऽयुक्तं न जानाति जीवः ।
झुरति करुणं पश्चात्, प्राप्तो नरकं महाघोरम् ॥ १० ॥

અર્થઃ-વિષયરસરૂપ મદિરાવડે મહાન્મત્ત થયેલો જીવ યુક્ત કે અયુક્ત ( ઉચિત કે અનુચિત ) કંઈપણ જાણતો નથી અને પાછળથી જ્યારે મહાઘોર નરકમાં જાય છે ત્યારે દીનપણે ઝુરે છે.

[1] [2] [3] [4] [6] [5]
**जह निंबदुमुप्पन्नो, कीडो कडुअंपि मन्नए महुरं ।**
[7] [8] [9] [10] [11]
**तह सिद्धिसुहपरुक्खा, संसारदुहं सुहं विंति ॥११॥**

यथा निम्बद्रुमोत्पन्न-कीटः कटुक मपि मन्यते मधुरम् ।
तथा सिद्धिसुखपरोक्षाः, संसारदुःखं सुखं विदन्ति ॥ ११ ॥

અર્થઃ-જેમ લીંબડાના વૃક્ષમાં ઉત્પન્ન થયેલો કીડો લીંબડાની કડવાશને પણ મીઠી માને છે, તેમ મોક્ષસુખથી પરોક્ષ એટલે વિમુખ રહેલા જીવો સંસારના દુઃખને સુખરૂપ જાણે છે.

[1] [3] [2] [4] [5]
**अथिराण चंचलाण य, खणमित्तसुहंकराण पावाणं ।**
[6] [9] [7] [8]
**दुग्गइनिबंधणाणं, विरमसु एआण भोगाणं ॥१२॥**

अस्थिरेभ्यश्चश्चलेभ्यश्च, क्षणमात्रसुखकरेभ्यः पापेभ्यः ।
दुर्गतिनिबन्धनेभ्यो, विरमस्वैतेभ्यो भोगेभ्यः ॥ १२ ॥

અર્થઃ-હે આત્મા! અસ્થિર અને ચંચલ, તેમજ ક્ષણમાત્ર સુખ કરનારા પાપિષ્ટ અને દુર્ગતિના કારણરૂપ એવા આ વિષયભોગોથી તું વિરામ પામ. અર્થાત્ ત્યાગ કર.

७ १ ६ २ ३ ४ ५
**पत्ता य कामभोगा, सुरेसु असुरेसु तहय मणुएस्सु।**
१३ ११ ८ १२ १० ९
**नय तुज्झ जीव तित्ती, जलणस्सव कट्ठनियरेण॥१३॥**

प्राप्ताश्च कामभोगाः, सुरेष्वसुरेषु तथा च मनुजेषु ।
न च तव जीव ! तृप्तिः, ज्वलनस्येव काष्ठनिकरेण ॥१३॥

અર્થઃ-વળી હે જીવ! દેવલોકમાં, દાનવલોકમાં, તેમજ મનુષ્યલોકમાં પણ તને અનેક વિષયભોગ પ્રાપ્ત થયા છતાં પણ કાષ્ટના સમૂહવડે જેમ અગ્નિ તૃપ્તિ ન પામે તેમ તને પણ તૃપ્તિ ન થઇ.

१ ७ ५
**जहाय किंपागफला मणोरमा,**
२ ४ ३ ६
**रसेण वन्नेण य भुंजमाणा।**
८ ११ १० ९
**ते खुड्डए जीविय पच्चमाणा,**
१४ १३ १२
**एउवमा कामगुणा विवागे ॥ १४ ॥**

यथा च किंपाकफलानि मनोरमाणि,
रसेन वर्णेन च भुज्यमानानि ।
तानि क्षयन्ति जीवितं पच्यमानानि,
एतदुपमाः कामगुणा विपाके ॥ १४ ॥

અર્થઃ-વળી હે જીવ! જેમ રસવડે અને રંગવડે મનોહર એવાં ખાધેલાં કિંપાકનાં ફળ જ્યારે ઉદરમાં પચે (પરિણમે) ત્યારે આયુષ્યને ખુટાડે છે, અર્થાત્ મરણ પમાડે છે, તેમ ઉદયમાં આવેલા કામગુણો પણ તેવાજ એટલે કિંપાકફળ સરખા છે.

( अनुष्टुब्वृत्तम )

**सव्वं विलवियं गीयं, सव्वं नट्टं विडंबणा ।**
**सव्वे आभरणा भारा, सव्वे कामा दुहावहा ॥१५॥**

**सर्वं विलपितं गीतं, सर्वं नृत्यं विडंबना ।**
**सर्वाऽऽभरणानि भारतुल्यानि, सर्वे कामा दुःखावहाः ॥१५॥**

અર્થઃ-હે જીવ! સર્વ ગીતગાન તે વિલાપતુલ્ય છે, સર્વ નાટકો તે વિટંબનારૂપ છે, સર્વ આભરણો (ઘરેણાં) તે ભાર જેવાં છે, તેમજ સર્વ વિષયો તે દુઃખ આપનારા છે.

( आर्यावृत्तम )

देविंद चक्कवट्टित्तणाइ, रज्जाइ उत्तमा भोगा ।
पत्ता अणंतखुत्तो, नय हं तत्तिं गओ तेहिं ॥१६॥

देवेन्द्रचक्रवर्त्तित्वादि, राज्यान्युत्तमा भोगाः ।
प्राप्ता अनन्तकृत्वो, न चाऽहं तृप्तिं गतस्तैः ॥ १६ ॥

અર્થઃ—દેવેન્દ્રપણું, ચક્રવર્ત્તિપણું, રાજ્ય, ઉત્તમ ભોગો, એ સર્વ અનંતીવાર પામ્યો, તોપણ તે દેવેન્દ્રપણાદિવડે હું લેશમાત્ર પણ સંતોષ ન પામ્યો.

संसारचक्कवाले, सव्वेविअ पुग्गला मए बहुसो ।
आहरियाय परिणामिआयनयतेसु तित्तो ऽहं ॥१७॥

संसारचक्रवाले, सर्वेऽपि च पुद्गला मया बहुशः ।
आहृताश्च परिणामिताश्च न च तेषु तृप्तोऽहम् ॥ १७ ॥

અર્થઃ—સંસારરૂપી ચક્રવાલમાં (ચક્રભ્રમણમાં) સર્વ-પુદ્ગલોને મેં ઘણીવાર આહારરૂપે ગ્રહણ કર્યા, અને પરિણમાવ્યા ( એટલે શરીરાદિપણે પરિણમાવ્યા ) તોપણ હું તે પુદ્ગલોને વિષે તૃપ્તિ ન પામ્યો.

( अनुष्टुप्वृत्तम )

**उवलेवा होइ भोगेसु, अभोगी नो विलिप्पइ।**
**भोगी भमइ संसारे, अभोगी विप्पमुच्चइ ॥१८॥**

उपलेपो भवति भोगे-ष्वभोगी न विलिप्यते।
भोगी भ्रमति संसारे, ऽभोगी विप्रमुच्यते ॥ १८ ॥

**અર્થ**:-વિષયભોગી પુરૂષોને વિષયભોગને વિષે ઉપલેપ ( કર્મનો લેપ ) હોય છે, પરન્તુ અભોગી જીવો રાગાદિક કર્મથી લેપાતા નથી, માટે જ ભોગી પુરૂષો સંસારમાં પરિભ્રમણ કરે છે, અને અભોગી પુરૂષો કર્મથી મુકાય છે એટલે કર્મરહિત થાય છે.

**अल्लो सुक्को य दो छूढा, गोलया मट्टियामया।**
**दोविआवडिआकूडे,जोअल्लोसोतत्थलग्गइ ॥१९॥**

आर्द्रः शुष्कश्च द्वौ त्यक्तौ, गोलकौ मृत्तिकामयौ।
द्वावप्यापतितौ कूटे, य आर्द्रः स तत्र लगति ॥ १९ ॥

**અર્થ**:-લીલો અને સૂકો એવા છુટા માટીના બે ગોળા હોય, તે બન્ને ગોળાઓને ભીંત સાથે અફાળ્યા છતાં

---

*नोऽवलिप्पइ એવો પણ પાઠ છે.

જે આર્દ્ર એટલે લીલો ગોળો હોય તેજ ભીંતની સાથે ચોંટી જાય છે. ( અને બીજો ભીંત સાથે અફળાઇ નીચે ખરી પડે છે. ) આ દ્રષ્ટાંતનો તાત્પર્ય આગળની ગાથામાં કહેવામાં આવે છે.

**एवं लग्गंति दुम्मेहा, जे नरा कामलालसा।**
**विरत्ताओ न लग्गंति, जहा सुक्केअ गोलए ॥२०॥**

एवं लगान्ति दुर्मेधाविनो, ये नराः कामलालसाः।
विरक्ता न लगान्ति, यथा शुष्कश्च गोलकः ॥ २० ॥

અર્થ:–એ પ્રમાણે જે મનુષ્યો દુર્બુદ્ધિવાળા અને વિષયોની લાલસાવાળા હોય છે, તે જીવો લીલા ગોળાની પેઠે રાગનાં અને સ્નેહનાં સાધનરૂપ સ્ત્રી પુત્ર પરિવારાદિમાં લપટાઈ જાય છે, પરન્તુ જેમ સૂકો ગોળો ભીંતમાં લાગતો નથી તેમ વિરક્ત મનુષ્યો સ્ત્રી પરિવારાદિમાં લિપ્ત થતા નથી.

( आर्यावृत्तम )

**तणकट्ठेहिव अग्गी, लवणसमुद्दो नईसहस्सेहिं।**
**न इमो जीवो सक्को, तिप्पेउं कामभोगेहिं ॥२१॥**

तृणकाष्ठैरिवाग्नि, र्लवणसमुद्रो नदीसहस्रैः ।
नाऽयं जीवो शक्त, स्तृप्तुम् कामभोगैः ॥२१॥

અર્થ:-જેમ તૃણ અને કાષ્ટવડે અગ્નિ તૃપ્ત ન થઇ શકે, અને હજારો નદીઓવડે લવણસમુદ્ર તૃપ્ત ન થાય, તેમ આ જીવને પણ ઘણા કામભોગરૂપ વિષયોવડે તૃપ્ત ન કરી શકાય.

भुत्तूणवि भोगसुहं, सुरनरखयरेसु पुण पमाएणं।
पिज्जइ नरएसु भेरव, कलकलतउतंबपाणाइं ॥२२॥

भुक्त्वाऽपि भोगसुखं, सुरनरखेचरेषु पुनः प्रमादेन ।
पिबति नरकेषु भैरव,-कलकलत्रपुताम्रपानीयम् ॥ २२ ॥

અર્થ:-દેવલોકમાં, મનુષ્યલોકમાં, અને વિદ્યાધરોમાં અનેક પ્રકારનું ભોગસુખ ભોગવીને પણ ફરીથી પ્રમાદ કરવા-વડે નરકમાં ઉત્પન્ન થઇ મહાભયંકર અને ઉકળતા સીસાનું અને ત્રાંબાના રસનું પાન કરે છે.

को लोभेण न निहओ,
कस्स न रमणीहिं भोलिअं हिअयं।

११ १० १२ १३
को मच्चुणा न गहिओ,
१५ १७ १६ १४
को गिद्धो नेव विसएहिं ॥२३॥

को लोभेन न निहतः? कस्य न रमणीभिर्भ्रंसितं हृदयम्? ।
को मृत्युना न गृहीतः? को गृद्धो नैव विषयैः? ॥ २३ ॥

**અર્થ**:-આ જગતમાં લોભવડે કોણ નથી હણાયો? સ્ત્રીઓએ કોનું હૃદય નથી ભોળવ્યું? ( અર્થાત્ સ્ત્રીઓથી કોનું મન નથી ઠગાયું? ) મૃત્યુએ કોને ગ્રહણ નથી કર્યો? અને વિષયોવડે કોણ આશક્ત નથી થયો? અર્થાત્ સર્વે જીવોને લોભે હણ્યા છે, સ્ત્રીઓએ ભોળવ્યા છે, મૃત્યુએ ગ્રહણ કર્યા છે, અને વિષયોએ આશક્ત બનાવ્યા છે. માટે એ સર્વેથી વિરામ પામવું એજ ઉપદેશ છે.

१ २
खणमित्तसुक्खा बहुकालदुक्खा,
३ ४
पगामदुक्खा अनिकामसुक्खा ।
५ ६
संसारमोक्खस्स विपक्खभूआ,
९ ८ ७
खाणी अणत्थाणउ कामभोगा ॥ २४ ॥

क्षणमात्रसुखा बहुकालदुःखाः,
प्रकामदुःखा अनिकामसुखाः ।

संसारमोक्षस्य विपक्षभूताः,
खनिरनर्थानां तु कामभोगाः ॥ २४ ॥

અર્થ:-ક્ષણમાત્ર સુખ આપનારા, બહુકાળ સુધી અને અત્યંત દુઃખ આપનારા, અનિકામ એટલે અલ્પ સુખ આપનારા, અને વળી સંસારની મુક્તિના શત્રુ સરખા એટલે સંસારમાં રઝળાવનારા એવા કામભોગો (વિષયો) તે ખરેખર અનર્થની મોટી ખાણ છે.

१ २ ४ ३
सव्वगहाणं पभवो, महागहो सव्वदोसपायट्टी।
५ ६ ७ १० ९ ८
कामग्गहो दुरप्पा, जेण ऽभिभूअं जगं सव्वं ॥२५॥

सर्वग्रहाणां प्रभवो, महाग्रहः सर्वदोषप्राकटयिता।
कामग्रहो दुरात्मा, येनाऽभिभूतं जगत् सर्वम् ॥ २५ ॥

અર્થ:-સર્વ ગ્રહોને ઉત્પન્ન કરનાર, અને સર્વ દોષોને પ્રગટ કરનાર એવો મહાગ્રહ સરખો કામરૂપી ગ્રહ દુરાત્મા છે કે જેણે સર્વ જગતને પરાભવ પમાડયું છે. ( અર્થાત્ આ કામરૂપી ગ્રહ સર્વ જગતને નડયો છે. )

१ २ ३ ४ ५ ७ ६
जह कच्छुल्ला कच्छुं, कंडुअमाणो दुहं मुणइ सुक्खं।
९ १० ८ ११ १२ १३
मोहाउरा मणुस्सा, तह कामदुहं सुहं बिंति ॥२६॥

यथा कच्छुरः कच्छुं, कंडूयमानो दुःखं मन्यते सुखम् ।
मोहातुरा मनुष्या, स्तथा कामदुःखं सुखं विदन्ति ॥ २६ ॥

**અર્થ**:-જેમ ખરજવાળો મનુષ્ય ખરજને ખણતો છતો તેથી ઉત્પન્ન થયેલા દુઃખને સુખ માને છે, તેમ મોહરૂપી ખરજથી વ્યાકુળ થયેલા મનુષ્યો મોહથી ઉત્પન્ન થયેલા કામરૂપી દુઃખને સુખરૂપ માને છે.

( अनुष्टुपवृत्तम )

**सल्लं कामा विसं कामा, कामा आसीविसोवमा ।**
**कामे य पत्थेमाणा, अकामा जंति दुग्गइं ॥२७॥**

शल्यं कामा विषं कामाः, कामा आशीविषोपमाः ।
कामांश्च प्रार्थयमाना, अकामा यान्ति दुर्गतिम् ॥ २७ ॥

**અર્થ**:-કામભોગ એ શલ્ય સમાન છે, કામભોગો વિષ સમાન છે, કામભોગો સર્પ સમાન છે, અને કામભોગોને પ્રાર્થતા જીવો કામભોગને ભોગવ્યાવિના પણ દુર્ગતિમાં જાય છે.

( आर्यावृत्तम )

**विसए अवइक्खंता, पडंति संसारसायरे घोरे ।**
**विसएसु निरावेक्खा, तरंति संसारकंतारं ॥२८॥**

विषयानपेक्षमाणाः, पतन्ति संसारसागरे घोरे।
विषयेषु निरपेक्षा, स्तरन्ति संसारकान्तारम् ॥ २८ ॥

**અર્થ**:-વિષયોની ઇચ્છા રાખતા જીવો ઘોર એટલે ભયંકર સંસાર સમુદ્રમાં પડે છે, અને વિષયોને વિષે અપેક્ષા વિનાના ( ઈચ્છા વિનાના ) જીવો સંસારરૂપી અટવીનો પાર પામે છે.

२ १ ३ ५ ४
**छलिआ अवइक्खंता, निरावइक्खा गया अविग्घेणं।**
६ ७ ८ ९
**तम्हा पवयणसारे, निरावइक्खेण होअव्वं ॥२९॥**

छलिता अपेक्षमाणाः, निरपेक्षा गता अविघ्नेन।
तस्मात् प्रवचनसारे, निरपेक्षेण भवितव्यम् ॥ २९ ॥

**અર્થ**:-વિષયોની અપેક્ષા રાખતા જીવો ઠગાયા છે, અને વિષયોની અપેક્ષા નહિ રાખનારા જીવો નિર્વિઘ્નપણે પરમપદને પામ્યા છે. અર્થાત્ મોક્ષ પામ્યા છે. તે કારણથી સિદ્ધાંતનો સાર એજ છે કે વિષયોની અપેક્ષા રાખવી નહિ.

१ २ ३ ५ ४
**विसयाविक्खो निवडइ, निरविक्खो तरइ दुत्तरभवोघं।**
६ ७
**देवीदीवसमागय-भाउअजुअलेण दिट्ठंतो ॥३०॥**

विषयापेक्षो निपतति, निरपेक्षस्तरति दुस्तरभवौघम्।
देवीद्वीपसमागत,-भ्रातृकयुगलेन दृष्टान्तः ॥ ३० ॥

અર્થ:-વિષયની ઇચ્છાવાળો જીવ ભવભ્રમણમાં પડે છે, અને વિષયની ઇચ્છારહિત થયેલો જીવ દુઃખે કરીને તરવા યોગ્ય એવા ભવસમુદ્રને તરી જાય છે. આ ઠેકાણે રત્નાદેવીના દ્વીપમાં ગયેલા જીનરક્ષિત તથા જીનપાલ એ બે ભાઇયોનું દ્રષ્ટાંત જાણવું.

**जं अइतिक्खं दुक्खं, जं च सुहं उत्तमं तिलोयंमि।**
**तं जाणसु विसयाणं, वुड्ढिक्खयहेउअं सव्वं ॥३१॥**

यदतितीक्ष्णं दुःखं, यच्च सुखमुत्तमं त्रिलोके ।
तज्जानीहि विषयाणां, वृद्धिक्षयहेतुकं सर्वम् ॥ ३१ ॥

અર્થ:-હે આત્મા ! આ ત્રણે જગતમાં જીવોને જે અતિ તીક્ષ્ણ ( અતિ આકરૂં ) દુઃખ પ્રાપ્ત થાય છે, અને જે અતિ ઉત્કૃષ્ટ સુખ પ્રાપ્ત થાય છે, તે સર્વ અનુક્રમે વિષયોની વૃદ્ધિ અને ક્ષયના હેતુથી થાય છે એમ તું જાણજે.

**इंदियविसयपसत्ता, पडंति संसारसायरे जीवा ।**
**पक्खिव्व छिन्नपंखा, सुसीलगुणपेहुणविहूणा ॥३२॥**

इन्द्रियविषयप्रसक्ताः, पतन्ति संसारसागरे जीवाः ।
पक्षिण इव छिन्नपक्षाः, सुशीलगुणपक्षविहीनाः ॥३२॥

**અર્થઃ**—હે આત્મા! ઇન્દ્રિયોના વિષયમાં આશક્ત થયેલા અને શીલગુણ (એટલે ઉત્તમ સદાચાર) રૂપી પાંખોવિનાના જીવો છેદાયલી પાંખવાળા પંખીની માફક સંસારરૂપી સમુદ્રમાં પડે છે. (માટે ઇન્દ્રિયોના વિષયમાં આશક્ત ન થવું એજ ઉપદેશ છે.)

**न लहइ जहालिहंतो, मुहल्लिअं अट्ठिअं जहा सुणओ।**
**सोसइ तालुअरसिअं, विलिहंतो मन्नए सुक्खं॥३३॥**

न लभते यथा लिहन, मुखार्द्रितमस्थिकं यथा शुनकः।
शोषयति तालुरसितं, विलिहन मन्यते सौख्यम् ॥ ३३ ॥

**અર્થઃ**—જેમ કુતરો પોતાનાજ મુખવડે આર્દ્ર (ભીનું-રસવાળું) થયેલા હાડકાને ચાટતો થકો એમ નથી જાણતો કે તે પોતાના તાળવાના રસને શોષે છે. તેતો પોતાના તાળવાના રસને ચાટતાં છતાં હું હાડકાનોજ રસ ચાટું છું એમ સુખ માને છે. (આ દ્રષ્ટાંતનો ઉપનય આગળની ગાથામાં રહે છે.)

**महिलाण कायसेवी,**
**न लहइ किंचिवि सुहं तहा पुरिसो।**

९ १३ १०
**सो मन्नए वराओ,**
११ १२
**सयकायपरिस्समं सुक्खं ॥ ३४ ॥**

महिलानां कायसेवी, न लभते किंचिदपि सुखं तथा पुरुषः ।
स मन्यते वराकः, स्वकायपरिश्रमं सौख्यम् ॥ ३४ ॥

**અર્થ:**—તેમ સ્ત્રીઓની કાયાનું સેવન કરનાર પુરૂષ કંઈપણ સુખ નથી પામતો, તોપણ તે રાંક (પામર) જીવ પોતાની કાયાના પરિશ્રમનેજ સુખ માને છે.

२ ३ ५ ४ ७ १ ६
**सुट्ठवि मग्गिज्जंतो, कत्थवि कयलीइ नत्थि जह सारो ।**
९ ८ १३ १२ १० ११
**इंदियविसएसु तहा, नत्थि सुहं सुट्ठवि गविट्ठं ॥३५॥**

सुष्ठ्वपि मार्ग्यमाणः, कुत्राऽपि कदल्यां नास्ति यथा सारः ।
इन्द्रियविषयेषु तथा, नास्ति सुखं सुष्ठ्वपि गवेषितम् ॥३५॥

**અર્થ:**—જેમ સારી રીતે જોતાં પણ કેલીમાં એટલે કેળમાં ( અથવા ક્રીડામાં ) ક્યાંય પણ સાર દેખાતો નથી, તેમ ઇન્દ્રિયના વિષયોમાં પણ સારીરાતે તપાસતાં લેશ પણ સુખ દેખાતું નથી.

१ २ ३
**सिंगारतरंगाए, विलासवेलाइ जुव्वणजलाए ।**
६ ७ ५ ८ ४ ९ १०
**के के जयंमि पुरिसा, नारीनईए न बुड्डंति ॥३६॥**

शृंगारतरंगायां, विलासवेलायां यौवनजलायाम् ।
के के जगति पुरुषा, नारीनद्यां न बुडन्ति? ॥ ३६ ॥

અર્થ:-શૃંગારરૂપી તરંગો (કલ્લોલ)વાળી, વિલાસરૂપી પ્રવાહવાળી ( અથવા પૂરવાળી ), અને જુવાનીરૂપી જળવાળી નારીરૂપી નદીમાં જગતની અંદર કયા કયા પુરૂષો નથી ડુબતા? અર્થાત્ નારીરૂપી નદીમાં સર્વ પુરૂષો ડુબ્યા છે.

सोअसरीदुरिअदरी, कवडकुडीमहिलिआकिलेसकरी ।
वइरविरोयणअरणी, दुक्खखाणीसुक्खपडिवक्खा ।३७

शोकसरिद्दुरितदरी, कपटकुटी महिला क्लेशकरी ।
वैरविरोचनारणि, दुःखखनी सुखप्रतिपक्षा ॥ ३७ ॥

અર્થ:-આ જગતમાં સ્ત્રી તે શોકની નદી છે, પાપની ગુફા છે, કપટની કુંડી છે, કલેશની કરનારી છે, વૈરરૂપી અગ્નિને ઉત્પન્ન કરવામાં અરણીના કાષ્ટ સરખી છે, દુ:ખની ખાણ છે, અને સુખને રોકનારી છે.

अमुणिअमणपरिकम्मो, सम्मंकोनामनासिउंतरइ ।
वम्महसरपसरोहे, दिट्ठिच्छोहे मयच्छीणं ॥३८॥

अविदितमनः परिक्रमः, सम्यक् को नाम नाशयितुम् तरति ?।
मन्मथशरप्रसरोघान्, दृष्टिक्षोभान् मृगाक्षीणाम् ॥ ३८ ॥

**અર્થઃ**–નથી જાણ્યું મનનું પરાક્રમ જેણે એવો કયો પુરૂષ સ્રીયોના ફેંકેલા કામરૂપ બાણના ફેલાતા સમૂહને અને દ્રષ્ટિના ક્ષોભને (કટાક્ષોને) સમ્યક્ પ્રકારે નાશ કરવાને (જીતવાને) કોણ સમર્થ થાય છે? (અર્થાત્ સ્રીયોના કામબાણ અને કટાક્ષમાં સર્વે પુરૂષો ફસાઈ જાય છે.)

**परिहरसु तओ तासिं, दिट्ठिं दिट्ठिविसस्सव अहिस्स।**
**जं रमणिनयणवाणा, चरित्तपाणे विणासंति॥३९॥**

परिहर ततस्तासां, दृष्टिं दृष्टिविषस्याहेरिव।
यद्रमणीनयनवाणा, श्चारित्रप्राणान् विनाशयन्ति ॥३९॥

**અર્થઃ**–માટે હે સુજ્ઞ! સર્પની દ્રષ્ટિજેવી વિષસરખી તે સ્રીઓની દ્રષ્ટિનો ત્યાગ કર. જે કારણમાટે સ્રીનાં નયનરૂપી બાણો જીવના ચારિત્રરૂપી અભ્યંતરપ્રાણોનો વિનાશ કરે છે.

**सिद्धंतजलहिपारं, गओवि विजिइंदिओवि सूरोवि।**
**दढचित्तोवि छलिज्जइ, जुवइपिसाईहिं खुड्डाहि॥४०॥**

सिद्धान्तजलधिपारं, गतोऽपि विजितेन्द्रियोऽपि शूरोऽपि ।
दृढचित्तोऽपि छलयते, युवतिपिशाचीभिः क्षुद्राभिः ॥४०॥

**અર્થ**:–સર્વ સિદ્ધાંતરૂપી સમુદ્રનો પાર પામેલો ( એટલે સર્વ આગમોને જાણનારો ), વળી વિશેષે કરીને જીતેલી છે ઇન્દ્રિયો જેણે એવા અને અતિ દૃઢ ચિત્તવાળો પુરૂષ પણ ક્ષુદ્ર સ્ત્રીરૂપ પિશાચણીથી છેતરાઈ જાય છે. અર્થાત્ એવા સમર્થ આત્માઓને પણ સ્ત્રીઓ પોતાને આધીન બનાવે છે માટે જેમ બને તેમ સ્ત્રીનો સંસર્ગ તજવો એ ઉપદેશ છે.

मणयनवणीयविलओ,
जह जायइ जलणसंनिहाणंमि ।
तह रमणिसंनिहाणे,
विद्दवइ मणो मुणीणंपि ॥ ४१ ॥

मदनकनवनीतविलयो, यथा जायते ज्वलनसान्निधाने ।
तथा रमणीसान्निधाने, विद्रवति मनो मुनीनामपि ॥ ४१ ॥

**અર્થ**:-જેમ અગ્નિની પાસે રહેવાથી મીણ અને માખણ પીગળી જાય છે, તેમ સ્ત્રીની પાસે રહેથી મુનિનું મન પણ પીગળી જાય છે. અર્થાત્ વિકારવાળું થાય છે.

**नीअंगमाहिं सुपयोहराहिं,**
**उप्पित्थमंथरगईहिं ।**
**महिलाहिं निमग्गाहिव,**
**गिरिवर गुरुआवि भिज्जंति ॥ ४२ ॥**

नीचंगमाभिः सुपयोधराभि, रुत्प्रेक्ष्यमन्थरगातिभिः ।
महिलाभिर्निम्नगाभिरिव, गिरिवरगुरुका अपि भिद्यन्ते ॥४२॥

અર્થઃ--નીચા માર્ગમાં ગમન કરનારી ( સ્ત્રીના પક્ષમાં- નીચ માર્ગમાં એટલે ખોટે રસ્તે ચાલનારી ), ઉત્તમ પાણીને ધારણ કરનારી ( સ્ત્રીના પક્ષમાં--ઉત્તમ પયોધર એટલે સ્તનવાળી ), જોવા યોગ્ય મંદગતીવાળી ( એ અર્થ નદી અને સ્ત્રી બન્નેમાં સરખો છે ) એવી નદી અથવા સ્ત્રી પર્વત જેવા મોટાઓને (મોટા પુરૂષોને) પણ ભેદી નાખે છે. અર્થાત્ નદી જેમ મોટા પર્વતને ભેદે છે તેમ સ્ત્રી મોટા પુરૂષોનાં મનને ભેદી નાખે છે.

**विसयजलं मोहकलं, विलासविब्बोअजलयराइन्नं ।**
**मयमयरं उत्तिन्ना, तारुणमहन्नवं धीरा ॥ ४३ ॥**

**विषयजलं मोहकलं, विलासबिब्बोकजलचराकीर्णम् ।**
**मदमकरमुत्तीर्णा, स्तारुण्यमहार्णवं धीराः ॥ ४३ ॥**

અર્થ:-વિષયરૂપી જળવડે ભરેલા, મોહરૂપી કાદવવાળા, વિલાસ અને હાવભાવરૂપી જળચર જીવોવડે કરીને આકીર્ણ અને મદ-અભિમાનરૂપી મગરમચ્છવાળા તારૂણ્યરૂપી સમુદ્રને ધીર પુરૂષોજ તર્યા છે.

१ २ ३ ४ ७
**जइवि परिचत्तसंगो, तवतणुअंगो तहावि परिवडइ।**
५ ६
**महिलासंसग्गीए, कोसाभवणूसियमुणिव्व ॥४४॥**

यद्यपि परित्यक्तसंग, स्तपस्तन्वंगस्तथापि परिपतति ।
महिलासंसर्गतः, कोशाभवनोषितमुनिवत् ॥ ४४ ॥

અર્થ:-જોકે સર્વસંગનો ત્યાગ કરનાર, અને તપાદિવડે કૃશ (પાતળા) થયેલા શરીરવાળો પ્રાણી પણ સ્ત્રીયોના સંસર્ગથી, કોશાવેશ્યાના ભવનમાં વસેલા સિંહગુફાવાસી મુનિનીપેઠે તપથી અને સંયમથી પતિત થાય છે.

१ २ ४ ३
**सव्वग्गंथविमुक्को, सीईभूओ पसंतचित्तो अ।**
५ ७ ६ १० ९ ८ ११
**जं पावइ मुत्तिसुहं, न चक्कवट्टीवि तं लहइ ॥४५॥**

सर्वग्रन्थिविमुक्तः, शीतीभूतः प्रशान्तचित्तश्च ।
यत्प्राप्नोति मुक्तिसुखं, न चक्रवर्त्यपि तल्लभते ॥४५॥

અર્થ:-સર્વ ગ્રંથી ( એટલે રાગદ્વેષરૂપ અભ્યંતર

ગાંઠ અને ધન ધાન્યાદિ બાહ્ય ઉપાધિરૂપ બાહ્યગાંઠ ) રહિત થયેલો, અને ક્રોધાદિનો ત્યાગ કરવાથી શાન્ત થયેલો, તથા અનેક સાંસારિક ઉપાધિઓનો ત્યાગ કરવાથી પ્રશાન્ત ચિત્તવાળો થયેલો જીવ જે નિર્લોભતાનું સુખ પામે છે, તે સુખ છ ખંડનો ધણી ચક્રવર્ત્તિ પણ પામતો નથી.

खेलंमि पडिअ मप्पं,
जह न तरइ मच्छिआवि मोएऊ ।
तह विसयखेलपडिअं,
न तरइ अप्पंपि कामंधो ॥ ४६ ॥

श्लेष्माणि पतितमात्मानं, यथा न तरति मक्षिकाऽपि मोचयितुम् ।
तथा विषयश्लेष्मपतितं, न तरत्यात्मानमपि कामान्धः ॥४६॥

**અર્થ**:-જેમ ગળફામાં પડેલી માખી પોતાની દેહને તેમાંથી બહાર કાઢવા સમર્થ નથી થતી, તેમ કામભોગમાં અંધ થએલો જીવ વિષયરૂપી ગળફામાં પડેલા પોતાના પ્રાણનો ઉદ્ધાર કરી શકતો નથી. અર્થાત કામાંધ પુરૂષ વિષયમાં જ લપટાઇ રહે છે.

१ ४ २ ३ ५ ७ ६ ९ ८

**जं लहइ वीयराओ, सुक्खं तं मुणइ सुच्चिय न अन्नो।**

१३ १० १४ ११ १२

**नहि गत्तासूअरओ, जाणइ सुरलोइअं सुक्खं॥४७॥**

यल्लभते वीतरागः, सुखं तज्जानाति स एव नाऽन्यः ।
नहि गर्त्तासूकरो, जानाति सुरलौकिकं सौख्यम् ॥ ४७ ॥

**અર્થ**:-શ્રી વીતરાગ ભગવાન નિર્મોહીપણાનું જે સુખ અનુભવે છે, તે સુખ તે શ્રી વીતરાગજ જાણે છે, પણ બીજો જાણતો નથી. ઉદાહરણ તરીકે ગર્ત્તાશૂકર ( વિષ્ટાનો આહાર કરી ઉકરડામાં રહેનારો ભુંડ ) તે દેવલોક સંબંધિ સુખને તે કેવી રીતે જાણી શકે ? અર્થાત્ નજ જાણી શકે.

१ ५ ४ ३ २ ६

**जं अज्जवि जीवाणं, विसएसु दुहासवेसु पडिबंधो।**

७ ८ १० ११ ९

**तं नज्जइ गुरुआणवि, अलंघणिज्जो महामोहो ॥४८॥**

यदद्यापि जीवानां, विषयेषु दुःखाश्रयेषु प्रतिबंधः ।
तज्ज्ञायते गुरूणा-मप्यलंघनीयो महामोहः ॥ ४८ ॥

**અર્થ**:-જે કારણ માટે દુઃખ આપનારા એવા વિષયોમાં જીવોને હજી સુધી પણ પ્રતિબંધ ( રાગ ) છે, તે કારણથી જાણીએ છીએ કે મહામોહ તે મોટા પુરૂષોને પણ અલંઘનીય છે ( ઉલ્લંઘન કરવો અશક્ય છે. )

जे कामंधा जीवा, रमंति विसएसु ते विगयसंका।
जे पुण जिणवयणरया, ते भीरू तेसु विरमंति ॥४९॥

ये कामान्धा जीवा, रमन्ते विषयेषु ते विगतशंकाः ।
ये पुनर्जिनवचनरता, स्ते भीरवस्तेभ्यो विरमन्ति ॥ ४९ ॥

અર્થ:-કામ ભોગમાં અંધ થએલા જીવો શંકારહિત થઇને વિષયોમાં રમણુ કરે છે, અર્થાત્ વિષયોને સેવે છે. અને જે પુરૂષો જીનેશ્વરના વચનમાં રકત થએલા છે, તેઓ સંસારથી ભય પામીને વિષયોથી વિરામ પામે છે. અર્થાત્ વિષયોનો ત્યાગ કરે છે.

असुइमुत्तमलपवाहरूवयं,
वंतपित्तवसमज्जफोफसं- ।
मेयमंसबहुहड्डकरंडयं,
चम्ममित्तपच्छाइयं जुवइअंगयं ॥ ५० ॥

अशुचिमूत्रमलप्रवाहरूपकं, वान्तपित्तवसामज्जाफोफसम् ।
मेदमांसबह्वस्थिकरंडकं, चर्ममात्रप्रच्छादितयुवत्यंगकम् ॥५०॥

અર્થઃ-અશુચી, મૂત્ર, અને વિષ્ટાના પ્રવાહ રૂપ, વમન, પિત્ત, નસો, ચરબી, મજ્જા, ફેફસાંવાળુ, મેદ, માંસ, અને ઘણા હાડકાંના કરંડીયા રૂપ, તથા ચામડી માત્ર વડે ઢાંકેલું એવું સ્ત્રીનું અંગ છે. (માટે એવા અશુચીમય દેહમાં મોહ ન પામવો એ સાર છે.)

[१] [७] [२]
मंसं इमं मुत्तपुरीसमीसं,
[३]
सिंघाणखेलाइअनिज्झरंतं ।
[८] [४] [५] [६]
एअं अणिच्चं किमिआण वासं,
[११] [१०] [९]
पासं नराणं मइबाहिराणं ॥ ५१ ॥

मांसलमिदं मूत्रपुरीषमिश्रं, सिंघानकश्लेष्मादिकानिर्झरत् ।
एतदनित्यं क्रुमिकानां वासः, पाशो नराणां मतिहीनानाम्॥५१॥

અર્થઃ-માંસવાળું તથા મૂત્ર અને વિષ્ટા વડે યુક્ત, તથા લીંટ અને શ્લેષ્માદિકે (ગળફાદીકે) ઝરતું, અનિત્ય, અને કૃમિ જીવોના નિવાસરૂપ આ શરીર તે મતિથી વિમુખ થયેલા પુરૂષોને પાશરૂપ છે.

( आर्यावृत्तम् )

**पासेण पंजरेण य, बज्झंति चउपयाय पक्खीइं ।**
**इय जुवइपंजरेण य, बद्धा पुरिसा किलिस्संति ॥५२॥**

**पाशेन पंजरेण च, बध्यन्ते चतुष्पदाः पक्षिणश्च ।**
**इत्थं युवतिपंजरेण च, बद्धाः पुरुषाः क्लिश्यन्ते ॥ ५२ ॥**

**અર્થઃ**—જેમ રજ્જુ વગેરેના પાશ વડે ચતુષ્પદ જીવો ( ગાય–ભેંસ વગેરે ચાર પગવાળાં પ્રાણી ) બંધાય છે, અને પાંજરા વડે પક્ષીઓ બંધાય છે, તેમ સ્ત્રી રૂપી પાંજરા વડે બંધાયલા પુરૂષો અનેક પ્રકારના કલેશને પામે છે. માટે સ્ત્રી રૂપી પીંજરનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો.

( अनुष्टुपवृत्तम )

**अहो मोहो महामल्लो, जेणं अम्मारिसा वि हु ।**
**जाणंतावि अणिच्चत्तं, विरमंति न खणंपि हु ॥५३॥**

**अहो ! मोहो महामल्लो, येनास्मादृशा अपि हु ।**
**जानन्तोऽप्यानित्यत्वं, विरमन्ति न क्षणमपि हि ॥ ५३ ॥**

**અર્થઃ**—અહો ! મોહરૂપી મલ્લ બહુજ મોટો છે. જે કારણ માટે અમારા સરખા પદાર્થોનું અનિત્યપણું જાણતા

છતાંપણ નિશ્ચે એક ક્ષણમાત્ર પણ મોહથી વિરામ પામતા નથી.

**जुवईहिं सह कुणंतो, संसग्गिं कुणइ सयलदुक्खेहिं ।**
**नहि मुसगाणं संगो, होइ सुहो सह बिलाडेहिं ॥५४॥**

युवतिभिः सह कुर्वन्, संसर्गं करोति सकलदुःखैः ।
न हि मूषकानां संगो, भवति सुखः सह बिडालैः ॥५४॥

અર્થઃ-જેમ ઉંદર બિલાડીની સાથે સંસર્ગ કરવાથી સુખ પામતો નથી, તેમ સ્ત્રીની સાથે સંસર્ગ કરવાથી પુરૂષ પણ કોઇ જાતનું સુખ પામતો નથી, પણ સર્વ દુઃખોને ઉત્પન્ન કરે છે. અર્થાત્ સ્ત્રીસંસર્ગ કોઇ રીતે સુખકારી નથી.

**हरिहरचउराणणचंद-सूरखंदाइणोवि जे देवा ।**
**नारीण किंकरत्तं, कुणंति धिद्धी विसयतिन्हा ॥५५॥**

हरिहरचतुराननचन्द्र,-सूर्यस्कंदादयोऽपि ये देवाः ।
नारीणां किंकरत्वं, कुर्वन्ति धिग् धिग् ! विषयतृष्णाम् ॥५५॥

અર્થઃ-વિષ્ણુ, મહાદેવ, બ્રહ્મા, ચંદ્ર, સૂર્ય અને કાર્તિકસ્વામિ વગેરે જે દુનિયામાં મોટા દેવરૂપે મનાય છે, તેઓ પણ વિષયના પ્રભાવ વડે સ્ત્રીઓનું દાસપણું કરે છે, માટે એ વિષયની તૃષ્ણાને ધિક્કાર હો ! ધિક્કાર હો !

सियं च उन्हं च सहंति मूढा,
इत्थीसु सत्ता अविवेअवंता ।
इलाइपुत्तंव चयंति जाइं,
जिअं च नासंति अ रावणुव्व ॥ ५६ ॥

शीतं चोष्णं च सहन्ते मूढा, स्त्रीषु सक्ता अविवेकवन्तः ।
इलाचिपुत्र इव त्यजन्ति जातिं, जीवितं च नाशयन्ति च रावण इव॥

અર્થ:–સ્રીયોને વિષે આસકત થયેલા અવિવેકી અને મૂઢ પુરૂષો ટાઢ અને તડકો સહન કરે છે, વળી ઇલાચી પુત્રની પેઠે પોતાની ઉત્તમ જાતિ અને કુલ છોડે છે, અને સીતાનું હરણ કરનાર રાવણની પેઠે જીવિતનો નાશ કરે છે.

( आर्यावृत्तम् )

वुत्तुणवि जीवाणं, सुदुक्करायंति पावचरियाइं ।
भयवं जासासासा, पच्चाएसो हु इणमा ते ॥५७॥

---

× इलइपुत्तव्व એવો પણ પાઠ છે.

वक्तुमपि जीवानां, सुदुष्करायन्ते पापचरितानि ।
भगवन्! या सा ? सा सा, प्रत्यादेशो ह्येष ते ॥ ५७ ॥

**અર્થઃ**–આ જગતમાં જીવોને પોતાનાં પાપાચરણો કહેવાં–પ્રકાશવાં તે અતિ દુષ્કર થાય છે. તેથી અત્યંત પાપાચરણ કરનાર એક ભીલ્લે ભગવંતને પ્રશ્ન કર્યો કે હે ભગવંત! જેની સાથે હું પાપાચરણ સેવું છું, તે મારી બેન છે? ભગવંતે કહ્યું, તે સ્ત્રી ત્હારી બેન જ છે. નિશ્ચે એજ તારો પ્રત્યાદેશ (જવાબ) છે. એ કથાનો વિસ્તાર શ્રીઉપદેશમાળાથી જાણવો.

૨ ૧ ૪ ૩ ૬ ૫
**जललवतरलं जीअं, अथिरा लच्छीवि भंगुरो देहो ।**
૯ ૭ ૮ ૧૧ ૧૦
**तुच्छा य कामभोगा, निबंधणं दुक्खलक्खाणं ॥५८॥**

जललवतरलं जीवित–मस्थिरा लक्ष्मीरपि भंगुरो देहः ।
तुच्छाश्च कामभोगा, निबन्धनं दुःखलक्षाणाम् ॥ ५८ ॥

**અર્થઃ**–હે આત્મા! આ જીવતર દર્ભના અગ્ર ભાગપર રહેલા પાણીના બિંદુ સરખું ચપળ છે, વળી આ લક્ષ્મી પણ અસ્થિર છે, દેહ પણ ક્ષણભંગુર છે, તથા સ્ત્રીયાદિકના જે વિષય ભોગો તે તુચ્છ ( સાર વિનાના ) અને લાખો દુઃખનું કારણ છે. માટે એ સર્વ ત્યાગ કરવાને પ્રયત્ન કરવો એજ સાર છે.

३ १ २
नागो जहा पंकजलावसन्नो,
५ ४ ७ ६
दट्ठुं थलं नाभिसमेइ तीरं ।
८ ११ ९ १०
एवं जिआ कामगुणेसु गिद्धा,
१२ १४ १३ १५
सुधम्ममग्गे न रया हवंति ॥ ५९ ॥

नागो यथा पंकजलावसन्नो, दृष्ट्वा स्थलं नाभिसमेति तीरम् ।
एवं जीवाः कामगुणेषु गृद्धाः, सुधर्ममार्गे न रता भवन्ति ॥५९॥

અર્થઃ-જેમ કાદવવાળા જળમાં ખુંચી રહેલો હાથી કિનારાની ભૂમિને દેખે છે છતાં પણ કાંઠે આવી શકતો નથી, તેમ કામવિષયને વિષે આસક્ત થયેલા જીવો શુદ્ધ ધર્મરૂપી માર્ગમાં રક્ત-લીન થતા નથી.

१ २ ३ ५ ६ ४
जह विट्ठपुंजखुत्तो, किमी सुहं मन्नए सयाकालं ।
७ ८ १० १२ ११ ९
तह विसयासुइरत्तो, जीवो वि मुणइ सुहं मूढो ॥६०॥

यथा विष्ठापुंजक्षुण्णः, कृमिः सुखं मन्यते सदाकालम् ।
तथा विषयाशुचिरक्तो, जीवोऽपि मन्यते सुखं मूढः ॥६०॥

અર્થઃ-જેમ વિષ્ટાના સમૂહમાં ખુંચી રહેલો (આસક્ત બનેલો) કીડો સદાકાળ તેમાંજ સુખ જ માને છે, તેમ

વિષયરૂપી અશુચિમાં આશકત થયેલો મૂર્ખ જીવ પણ સુખ જ માને છે.

२ १ ३ ४ ७ ५ ६
**मयरहरोव जलेहिं, तहवि हु दुप्पूरओ इमे आया।**
१० ११ ८ ९ १४ १३ १२
**विसयामिसंमि गिद्धो, भवे भवे वच्चइ न तत्तिं ॥६१॥**

**मकराकर इव जलै, स्तथापि हि दुष्पूरकोऽयमात्मा ।**
**विषयामिषे गृद्धो, भवे भवे व्रजति न तृप्तिम् ॥ ६१ ॥**

**અર્થ:**—જેમ જળવડે કરીને સમુદ્ર પૂરવો દુષ્કર છે, તેમ વિષયરૂપ માંસમાં આસકત થયેલો આ આત્મા પણ દુ:ખે કરીને પૂરવા યોગ્ય છે, અને તેને લીધે કોઇ જાતની તૃપ્તિ પામતો નથી.

१ २ ३
**विसयविसट्टा जीवा, उब्भडरुवाइएसु विविहेसु ।**
५ ८ ९ ७ ६
**भवसयसहस्सदुलहं, न मुणंति गयंपि निअजम्मं॥६२॥**

**विषयविषार्त्ता जीवा, उद्भटरूपादिकेषु विविधेषु ।**
**भवशतसहस्रदुर्लभं, न जानन्ति गतमपि निजजन्म ॥६२॥**

**અર્થ:**—વિષયરૂપી વિષથી પીડાયલા જીવો વિવિધ પ્રકારના ઉત્કૃષ્ટ રૂપાદિકમાં એટલે વર્ણ ગંધ રસ સ્પર્શ રૂપ વિષયોમાં આસકત થઇને લાખો ભવમાં પણ દુર્લભ એવા

પોતાના મનુષ્યજન્મ વ્યતીત થાય છે, તે પણ નથી જાણુતા. પરન્તુ હજી ઘણું જીવવું છે એમજ જાણે છે.

૬ ૧ ૪ ૩ ૨ ૫
**चिट्ठंति विसयविवसा, मूत्तूण लज्जंपि केवि गयसंका।**
૧૧ ૧૨ ૮ ૧૦ ૭ ૯
**न गणंति केवि मरणं, विसयंकुससल्लिया जीवा ॥६३॥**

**चेष्टन्ते विषयविवशा, मुक्त्वा लज्जामपि केऽपि गतशंकाः।**
**न गणयन्ति केऽपि मरणं, विषयांकुशशल्यिताजीवाः ॥६३॥**

**અર્થ**:-વિષયમાં પરવશ થયેલા એવા કેટલાએક જીવો લજ્જા પણ છોડી દઇને શંકારહિત થયા છતાં અનેક પ્રકારની વિષય ચેષ્ટાઓ કરે છે, અને વિષયરૂપી અંકુશ વડે શલ્યવાળા થયેલા એટલે જેઓને વિષયરૂપી અંકુશનો ઘા લાગેલો છે તેવા જીવો મરણને પણ નથી ગણુતા.

૩ ૨ ૪ ૫ ૧ ૯
**विसयविसेणं जीवा, जिणधम्मं हारिऊण हा नरयं।**
૧૦ ૬ ૭ ૮
**वच्चंति जहा चित्तय-निवारिओ बंभदत्तनिवो ॥६४॥**

**विषयविषेण जीवा, जिनधर्मं हारयित्वा हा! नरकम्।**
**व्रजन्ति यथा चित्रक-निवारितो ब्रह्मदत्तनृपः ॥ ६४ ॥**

**અર્થ**:-ઘણી ખેદની વાત છે કે જગતના જીવો વિષયરૂપી વિષના પ્રભાવ વડે ચિંતામણિ સરખો જૈનધર્મ

હારી જઇને, જેમ ચિત્રક મુનિએ નિવારણ કર્યા છતાં પણ બ્રહ્મદત્ત ચક્રવર્ત્તિ નરકે ગયો તેમ નરકમાં જાય છે.

**धिद्धी ताण नराणं, जे जिणवयणामयंपि मुत्तूणं ।**
**चउगइविडंबणकरं, पियंति विसयासवं घोरं ॥६५॥**

धिग् धिक् तान् नरान्, ये जिनवचनामृतमपि मुक्त्वा ।
चतुर्गतिविडंबनकरं, पिबन्ति विषयासवं घोरम् ॥ ६५ ॥

અર્થ:-જે મનુષ્યો જીનેશ્વરના વચનરૂપી અમૃતને પણ છોડીને ચાર ગતિમાં પરિભ્રમણરૂપી વિટંબના આપનાર અને ભયંકર એવી વિષયરૂપ મદિરા પીએ છે તે મનુષ્યને ધિક્કાર હો ! ધિક્કાર હો !

**मरणेवि दीणवयणं, माणधरा जे नरा न जंपंति ।**
**तेविहु कुणंति लल्लिं, बालाणं नेहगहगहिला ॥६६॥**

मरणेऽपि दीनवचनं, मानधरा ये नरा न जल्पन्ति ।
तेऽपि हि कुर्वन्ति लालनं, बालानां स्नेहग्रहग्रथिलाः ॥६६॥

અર્થઃ-મોટા માનને ધારણ કરનારા જે મહા અભિમાની પુરૂષો મરણ સુધી પણ દીન વચન નથી બોલતા, તેવા પુરૂષો પણ સ્ત્રીઓના સ્નેહરૂપી ગ્રહ વડે પાગલ થઇને સ્ત્રીઓની આગળ દીન વચન બોલે છે.

**सक्कोवि नेव खंडइ, माहप्प मडुप्फुरं जए जेसिं ।**
**तेवि नरा नारीहिं, कराविआ निअय दासत्तं ॥६७॥**

शक्रोऽपि नैव खण्डयेत्, माहात्म्याडंबरं जगति येषाम् ।
तेऽपि नरा नारीभिः कारिता निजक दासत्वम् ॥ ६७ ॥

**અર્થ**—જગમાં જે મનુષ્યોનું મહાત્મ્ય અને આડંબર શક્રેન્દ્ર સરખા પણ ન ખંડી શકે તેવા પુરૂષોની પાસે પણ સ્ત્રીઓએ પોતાનું દાસપણું કરાવ્યું ! એ સ્ત્રીનો મોહ કોઈ વિચિત્રજ છે.

**जउ नंदणो महप्पा, जिणभाया वयधरो चरमदेहो ।**
**रहनेमी रायमइ, रायमइका ऽऽसि ही विसया ॥६८॥**

यदुनन्दनो महात्मा, जिनभ्राता व्रतधरश्चरमदेहः ।
रथनेमी राजिमत्या, रागमतिक आसीद्धिग् ? विषयान् ॥६८॥

**અર્થ**—જાદવનો પુત્ર, મહાત્મા, શ્રીનેમિનાથ જીનેશ્વરનો ભાઈ, ચારિત્રવ્રતને ધારણ કરનાર, અને ચરમશરીરી એવા ગુફામાં કાઉસ્સગ્ગ કરનાર રથનેમી મુનિ પણ રાજીમતિ સાધ્વી સાથે (પોતાની ભોજાઇ સાથે) રાગમતિવાળા એટલે વિષયબુદ્ધિવાળા થયા. માટે વિષયોને ધિક્કાર છે !

**मयणपवणेण जइ ता-रिसावि सुरसेलनिच्चलाचलिया।**
**ता पक्कपत्तसत्ताण, इयरसत्ताण का वत्ता ॥ ६९ ॥**

मदनपवनेन यदि, तादृशा अपि सुरशैल निश्चलाश्चलिताः ।
तस्मात् पक्वपत्रसत्त्वाना–मितरसत्त्वानां का वार्त्ता ! ॥६९॥

**અર્થઃ**–જ્યારે કામદેવરૂપી પવનના ઝપાટાવડે તેવા પ્રકારના મેરૂપર્વત સરખા નિશ્ચલ મહાત્માઓ પણ ચળાયમાન થઈ ગયા, તો પાકા પાંદડા સરખા બીજા પામર જીવોની તો વાતજ શી ! અર્થાત્ બીજા હીન સત્વવંત પ્રાણીઓ તો સહજમાં ચળાયમાન થઈ જાય.

**जिप्पंति सुहेणंचिय, हरिकरिसप्पाइणो महाकूरा ।**
**इक्कुच्चिय दुज्जेओ, कामो कयसिवसुहविरामो ॥७०॥**

जीयन्ते सुखेनैव, हरिकरिसर्पाद्यो महाक्रूराः ।
एक एव दुर्ज्जेयः, कामः कृतशिवसुखविरामः ॥ ७० ॥

**અર્થઃ**–સિંહ, હાથી અને સર્પ વિગેરે મહાક્રૂર પ્રાણીઓ સુખે કરીને જીતાય છે, પરન્તુ કરેલો છે શિવસુખનો અંત જેણે એટલે મોક્ષસુખનો રોધ કરનાર એક કામદેવજ મહા દુર્જય ( દુઃખે કરીને જીતવાયોગ્ય ) છે.

**विसमा विसयपिवासा, अणाइभवभावणाइ जीवाणं ।**
**अइदुज्जेयाणि इं-दिआणि तह चंचलं चित्तं ॥७१॥**

विषमा विषयपिपासा, अनादिभवभावना जीवानाम् ।
अति दुर्ज्जेयानीन्द्रियाणि, तथा चंचलं चित्तम् ॥ ७१ ॥

**અર્થ**:-જીવોને વિષય વાસના રૂપ તરસ અતિ તીવ્ર છે, સંસાર ભાવના અનાદિ કાળની છે, ઇન્દ્રિયો પણ દુઃખે કરીને જીતવા યોગ્ય છે, અને ચિત્ત પણ ચંચળ છે. માટે ધર્મ વિના આ જીવનો મોક્ષ નથી.

**कलमलअरइ असुक्खं, वाहीदाहाइ विविहदुक्खाइं ।**
**मरणंपि हु विरहाइसु, संपज्जइ कामतविआणं ॥७२॥**

कलमलारती चासौख्यं, व्याधिदाहादि विविधदुःखानि ।
मरणमपि विरहादिषु, संपद्यते कामतप्तानाम् ॥ ७२ ॥

**અર્થ**:-કામદેવરૂપી તાપ વડે અતિ તપ્ત થયેલા (તપી ગયેલા) પુરૂષોને કલમલ, (વિશેષ ગભરાટ) અ-રતિ વગેરે દુઃખ, વળી વ્યાધિ, અને દાહ (કામ વડે થતી બળતરા) વગેરે વિવિધ પ્રકારનાં દુઃખો, તેમજ સ્ત્રીનો વિરહાદિ થયે છતે મરણ પણ પ્રાપ્ત થાય છે.

पंचिंदिअविसयपसंगरेसि,
मणवयणकाए नवि संवरेसि ।
तं वाहिसि कत्तिअ गलपएसि,
जं अट्ठकम्म नवि निज्जरेसि ॥ ७३ ॥

पंचेन्द्रियविषयप्रसंगयसि, मनोवचनकायान्नाऽपि संवृणोषि ।
तद्वाहयसि कर्त्रिकां गलप्रदेशे, यदष्टकर्म नाऽपि निर्जरयसि ॥

અર્થઃ—હે જીવ ! જો તું પાંચ ઇન્દ્રિયોના વિષયનો પ્રસંગ કરે છે, વળી મન, વચન અને કાયાને સંવરતો (આડે માર્ગે જતાં અટકાવતો) નથી, તેમજ વળી આઠ કર્મને નિર્જરતો નથી, એટલે આઠ કર્મનો ક્ષય કરવામાં ઉદ્યમ નથી કરતો; તો હે જીવ ! ખરેખર તું તારા ગળા ઉપર જ કાતર ચલાવે છે, અર્થાત્ તું પોતે જ તારો વિનાશ કરે છે.

किं तुमंधो सि किंवा सि धत्तूरिओ,
अहव किं सन्निवाएण आऊरिओ ।

१२ ११ १३ १४
अमयसमधम्म जं विसव अवमन्नसे,
१६ १५ १७ १८ १९
विसयविस विसम अमियं व बहु मन्नसे ॥७४॥

किं त्वमन्धोऽसि ? किं वाऽसि धत्तूरितो ?
अथवा किं सन्निपातेन आतुरितः ।
अमृतसमधर्मं यद्विषमिवावमन्यसे !
विषयाविषं विषममृतमिव बहुमन्यसे ! ॥ ७४ ॥

અર્થ:-હે આત્મા ! તું શું અંધ બની ગયો છે ? કે શું ધંતૂરો પીધો છે ? અથવા શું સન્નિપાત રોગ વડે રોગી બની ગયો છે ? કે જેથી અમૃત સરખા ધર્મને તું વિષની પેઠે અવગણે છે ! અને આકરા વિષયરૂપી વિષને તું અમૃતની પેઠે બહુ માન કરે છે ! ( માટે ખરેખર તું અંધ જ બનેલો છે. )

२ ३ ४
तुज्ज तह नाणविन्नाणगुणडंबरो,
६ ७ १ ५
जलणजालासु निवडंतु जिय निप्भरो ।
१३ १४ ८ १५
पयइवामेसु कामेसु जं रज्जसे,
९ १० ११ १२
जेहि पुणपुणवि नरयानले पच्चसे ॥ ७५ ॥

तव तथा ज्ञानविज्ञानगुणाडंबरो,
ज्वलनज्वालासु निपततु जीव ! निर्भरः ।
प्रकृतिवामेषु कामेषु यद्रज्यसे
यैः पुनः पुनरपि नरकाऽनले पच्यसे ॥ ७५ ॥

અર્થઃ-હે જીવ ! તેવા પ્રકારના મોટા જ્ઞાન વિજ્ઞાન અને ગુણનો તે તારો આડંબર અતિશય પણે અગ્નિની જ્વાળામાં પડો ! કારણ કે જે કામવિષયો વડે તું વારંવાર નરકની અગ્નિમાં પકાય છે, તેવા જ સ્વભાવે કરીને પ્રતિકૂળ એવા કામભોગમાં રાજી થાય છે ! માટે તારો ગુણનો આડંબર ફોકટ છે.

७ ६ ५
दहइ गोसीससिरिखंड छारक्कए,
८ ७ ९ १०
छगलगहणट्ट-मेरावणं विक्कए ।
११ १२ १३ ४ १४
कप्पतरु तोडि एरंड सो वावए,
१ २ ३
जुजिविसएहिं मणुअत्तणं हारए ॥ ७६ ॥

दहति गोशीर्षश्रीखंडं भस्मकृते,छगलग्रहणार्थमैरावतं विक्रीणीते ।
कल्पतरुं त्रोटयित्वैरंडं स वपति, तुच्छविषयैर्मनुजत्वं हारयति॥७६॥

**અર્થઃ**—આ જગતમાં જે મનુષ્ય અલ્પ વિષયસુખને માટે આખું મનુષ્યપણું હારી જાય છે, તે મનુષ્ય ખરેખર રાખ મેળવવાને માટે ઉત્તમ ગોશીર્ષ ચંદન બાળે છે, બકરી લેવાને માટે ઐરાવત હાથી વેચી દે છે, અને કલ્પવૃક્ષને ઉખેડી એરંડાનું ઝાડ વાવે છે. એ ખરેખર મૂર્ખતા જ છે.

( अनुष्टुप्वृत्तम् )

**अधुवं जीविअं नच्चा, सिद्धिमग्गं विआणिआ ।**
**विणिअट्टिज्ज भोगेसु, आउं परिमिअ मप्पणो ॥७७॥**

अध्रुवं जीवितं ज्ञात्वा, सिद्धिमार्गं विजानीयात् ।
विनिवर्त्तेवेद् भोगेभ्य, आयुः परिमितमात्मनः ॥ ७७ ॥

**અર્થઃ**—પ્રાણીનું આયુષ્ય અસ્થિર છે, માટે મોક્ષ માર્ગને જાણીને વિષયભોગથી વિરામ પામવું. કારણ કે આપણું આયુષ્ય પ્રમાણ વિનાનું છે.

**सिवमग्गसंठिआणवि,**
**जह दुज्जेआ जिआण पणविषया ।**
**तह अन्नं किंपि जए,**
**दुज्जेअं नत्थि सयलेवि ॥ ७८ ॥**

शिवमार्गसंस्थितानामपि, यथा दुर्ज्जेया जीवानां पंचविषयाः ।
तथाऽन्यत् किमपि जगति, दुर्ज्जेयं नास्ति सकलेऽपि ॥७८॥

**અર્થ**:–મોક્ષમાર્ગમાં પ્રવર્ત્તતા જીવોને પણ પાંચ ઇન્દ્રિયના વિષયો જેવા દુઃખે કરીને જીતવા યોગ્ય છે, તેવું સઘળા જગતમાં બીજું કાંઇ પણ દુર્જય નથી. અર્થાત્ સઘળા જગતમાં પાંચ ઈન્દ્રિયોના વિષયો જીતવા તેજ અતિ દુષ્કર છે. બાકી સર્વ તો સુલભ છે.

१ २ ३ ७ ४ ६ ५
**सविडं उप्भडरूवा, दिट्ठा मोहेइ जा मणं इत्थी ।**
८ ९ १० ११
**आयहियं चिंतंता, दूरयरेणं परिहरंति ॥ ७९ ॥**

सव्रीडमुद्भटरूपा, दृष्टा मोहयति या मनः स्त्री ।
आत्महितं चिन्तयन्तो, दूरतरेण परिहरन्ति ॥ ७९ ॥

**અર્થ**:–વિકારવાળી અને ઉત્કૃષ્ટ રૂપવાળી એવી જે સ્ત્રી દ્દષ્ટિમાં આવેથી મનને મોહ પમાડે છે, તેવી સ્ત્રીને આત્માનું ( પોતાનું ) કલ્યાણ ઇચ્છનારા પુરૂષો. દૂરથીજ તજે છે.

३ ४ ५ ६ ७ ८ ९
**सच्चं सुअंपि सीलं, विन्नाणं तह तवंपि वेरग्गं ।**
१२ ११ १० १ २
**वच्चइ खणेण सव्वं, विसयविसेणं जईणंपि ॥८०॥**

सत्यं श्रुतमपि शीलं, विज्ञानं तथा तपोऽपि वैराग्यम् ।
नश्यति क्षणेन सर्वं, विषयाविषेण यतीनामपि ॥ ८० ॥

**અર્થ**:–વિષય રૂપી વિષના વિકાર વડે મુનિમહાત્માનું પણ સત્યવાદીપણું, સિદ્ધાંતનું જ્ઞાન, સદાચાર, વિજ્ઞાન, તેમજ તપ અને વૈરાગ્ય એ એક ક્ષણમાત્રમાં વિનાશ પામે છે. વિષયવિકારને શાન્ત કરવાનો જ ઉદ્યમ કરવો એ ઉપદેશ છે.

**रे जीव मइविगप्पिय–निमेससुहलालसो कहं मूढ ।**
**सासयसुह मसमतमं, हारिसि ससिसोअरंचजसं॥८१॥**

रे जीव ! मतिविकल्पित,–निमेष सुखलालसः कथं मूढ ! ।
शाश्वतसुखमसमतमं, हारयसि शशिसोदरं च यशः ॥ ८१ ॥

**અર્થ**:–રે મૂઢ જીવ ! પોતાની મતિકલ્પના વડે કલ્પેલા અને નિમેષ માત્રના ( આંખના પલકારા જેટલા અલ્પકાળના ) સુખમાં લોલુપી થઇને જેના સમાન બીજું કોઇ સુખ નથી એવા મોક્ષસુખને અને ચંદ્ર સરખા ઉજ્વળ એવા ઉપાર્જન કરેલા યશને શા માટે હારી જાય છે ?

**पज्जलिओ विसयअग्गी, चरित्तसारं डहिज्ज कसिणंपि ।**
**सम्मत्तंपि विराहिअ, अणंतसंसारिअं कुज्जा ॥८२॥**

प्रज्वलितो विषयाग्नि, श्चारित्रसारं दग्ध्वा कृत्स्नमपि ।
सम्यक्त्वमपि विराध्य, अनंत संसारकं कुर्यात् ॥ ८२ ॥

અર્થ:-જાજવલ્યમાન થયેલો ( બળતો ) એવો કામ રૂપ અગ્નિ સઘળા ચારિત્રોના સારને બાળી દે છે, ( અર્થાત્ ચારિત્રનો વિનાશ કરે છે. ) અને સમ્યકત્વની વિરાધના કરીને અનંત સંસારમાં રખડાવે છે.

१ ४ २ ३
**भीसणभवकंतारे, विसमा जीवाण विसयतिन्हाओ ।**
५ ६ ७ १० ८ ९
**जीए नडिया चउदस-पूव्वीवि रुलंति हु निगोए॥८३॥**

भीषणभवकान्तारे, विषमा जीवानां विषयतृष्णा ।
यया नटिताश्चतुर्दश,-पूर्विणोऽपि रुलन्ति हि निगोदे ॥८३॥

અર્થ:-ભયંકર ભવરૂપી અટવીમાં સર્વ જીવોને વિષયતૃષ્ણા જ વિષમ ( દુઃખ આપનારી ) છે, કે જે વિષયતૃષ્ણાથી પીડા પામીને ચૌદપૂર્વી સરખા મહાત્માઓ પણ નિશ્ચે નિગોદમાં રડવડે છે. અર્થાત્ વિષયના ઉછાળાથી ચૌદપૂર્વધર સરખા શ્રુતકેવલિ મુનિ મહાત્માઓ પણ મુનિપણાનો ત્યાગ કરીને સિદ્ધપુત્ર બને છે, અને પરિણામે *નિગોદમાં ઉત્પન્ન થાય છે. માટે હે જીવ! વિષયવિકારનું પ્રબલપણું કેટલું છે તે વિચાર!

* સંબોધસત્તરીમાં કહ્યું છે કે जइचउदसपुव्वधरो. वसइ-

१ ४ ५ ६ ३ २ ७ ८

**हा विसमा हा विसमा, विसया जीवाण जेहिं पडिबद्धा।**

१३ १२ ९ १० ११

**हिंडंति भवसमुद्दे, अणंत दुक्खाइं पावंता ॥ ८४ ॥**

हा विषमा ! हा विषमा !, विषया जीवानां यैः प्रतिबद्धाः।
हिन्डन्ति भवसमुद्रे, ऽनंत दुःखानि प्राप्नुवन्तः ॥८४॥

**અર્થ**:-અહો ! જીવોને પાંચ ઇન્દ્રિયોના વિષયો અતિ વિષમ છે, કે જે વિષયો વડે બંધાયલા જીવો અનંત દુઃખોને પામતા છતા ભવરૂપી સમુદ્રમાં રખડે છે.

२ १ ४ ३ ५

**मा इंदजालचवला, विसया जीवाण विज्जुतेअसमा।**

६ ७ ८ ९ १० ११

**खणदिट्ठा खणनट्ठा, ता तेसिं का हु पडिबंधो ॥८५॥**

मायेन्द्रजाल चपला, विषया जीवानां विद्युत्तेजस्समाः ।
क्षणदृष्टाः क्षणनष्टा, स्तस्मात्तेषां को हि प्रतिबन्धः ? ॥८५॥

**અર્થ**:-માયાવી ઇન્દ્રજાળ જેવા, ચપળ અને વિજળીના ઝળકારા સમાન એવા વિષયો જીવોને ક્ષણમાં દેખાય છે અને ક્ષણમાં નાશ પામે છે, તો તેવા વિષયોમાં પ્રતિબંધ ( આસક્તિ ) શું કરવો ?

---

**निगोएसु अणंतयं कालं ॥ निद्दापमायवसओ, ता होहिसि कह तुमं जीव ! ॥ ७४ ॥ અર્થ**:-જો ચાદપૂર્વધર પણ નિદ્રાદિ પ્રમાદના વશથી અનંતકાળ સુધી નિગોદમાં વસે છે તો હે જીવ ! તારૂં શું થશે ?

१ २ ३ ४ ७ ५ ६
सत्तू विसं पिसाओ, वेआला हुअवहो व पज्जलिओ ।
८ ९ १० ११ १३ १५ १४ १२
तं न कुणइ जं कुविआ, कुणंति रागाइणो देहे ॥८६॥

शत्रुर्विषंपिशाचो, वेतालो हुतवह वा प्रज्वलितः ।
तन्न करोति यत् कुपिताः, कुर्वन्ति रागादयो देहे ॥ ८६ ॥

અર્થ:-હે આત્મા ! શત્રુ, વિષ, પિશાચ ( ભૂત-ડાકણ -શાકણ વગેરે ), વેતાલ, અને જાજ્વલ્યમાન થયેલા અગ્નિ એ સર્વેપણ કોપ્યા થકી તેવો અપકાર ( અવગુણ ) નથી કરતા કે જેવો અપકાર શરીરાદિ પર રહેલા અને કોપ પામેલા રાગદ્વેષાદિ કરે છે. ( અર્થાત્ શત્રુ વગેરેથી પણ રાગદ્વેષાદિ ઘણો અવગુણ કરે છે. )

१ २ ३ ६ ४ ५
जो रागाईण वसे, वसंमि सो सयलदुक्खलक्खाणं ।
७ ८ ९ १० ११ १२
जस्स वसे रागाई, तस्स वसे सयलसुक्खाइं ॥८७॥

यो रागादीनां वशे, वशे सकलदुःखलक्षाणाम् ।
यस्य वशे रागादय, स्तस्य वशे सकलसुखानि ॥ ८७ ॥

અર્થ:-જે જીવો રાગ દ્વેષાદિના વશમાં પડેલા છે, તે સર્વ જીવો લાખો દુઃખના જ વશમાં પડેલા છે. અને જે જીવોના વશમાં રાગાદિક પડેલા છે, તેના વશમાં

સર્વ સુખો પડેલાં છે, એમ ઉલટપાલટ જાણવું. ( અર્થાત્ રાગાદિકના વશમાં પડેલા જીવોને સર્વ પ્રકારનું દુઃખ જ હોય છે, માટે રાગાદિકની આધીનતામાં નહિ રહેતાં રાગાદિકને જ પોતાને આધીન બનાવવા, જેથી સર્વ સુખ પ્રાપ્ત થાય એ ઉપદેશ છે. )

**केवलदुहनिम्मविए, पडिओ संसारसायरे जीवो ।**
**जं अणुहवइ किलेसं, तं आस्सवहेउअं सव्वं ॥८८॥**

केवलदुःखनिर्मापिते, पतितः संसारसागरे जीवो ।
यदनुभवति क्लेशं, तदाश्रवहेतुकं सर्वम् ॥ ८८ ॥

અર્થઃ-કેવળ દુઃખ જ નિર્માણ કરેલું છે જેમાં, એવા સંસાર રૂપી સમુદ્રમાં પડેલો જીવ જે દુઃખને અનુભવે છે, તે સર્વ દુઃખનું આશ્રવ (કર્મબંધનનાં કારણો) એજ કારણ છે. આશ્રવનો ( કર્મબંધનનાં ૪૨ કારણોનો ) ત્યાગ કરવો એજ સર્વ સુખનું પરમ કારણ છે.

**ही संसारे विहिणा, महिलारूवेण मंडिअं जालं ।**
**बज्झंति जत्थ मूढा, मणुआ तिरिआ सुरा असुरा ॥८९॥**

हा ! संसारे विधिना, महिलारूपेण मंडितं जालम् ।
बध्यन्ते यत्र मूढा, मनुजास्तिर्यञ्चः सुरा असुराः ॥ ८९ ॥

અર્થ:-અહો! આ સંસારમાં વિધાતાએ સ્ત્રીરૂપી જાળ માંડેલી છે (રચેલી છે), કે જે જાળમાં મૂઢ (વિવેકશૂન્ય થયેલા) એવા મનુષ્યો, તિર્યંચો, દેવો અને દાનવો સર્વ ફસાય છે.*

**विसमा विसयभुयंगा, जेहिं डसिया जिआ भववणंमि।**
**कीसंति दुहग्गीहिं, चुलसीईजोणिलक्खेसु ॥ ९० ॥**

विषमा विषयभुजंगा, यैर्दष्टा जीवा भववने ।
क्लिश्यन्ते दुःखाग्निभि, श्चतुरशीतियोनिलक्षेषु ॥ ९० ॥

અર્થ:-અતિ આકરા વિષવાળા એવા વિષયરૂપી સર્પો જેઓને ડસેલા છે, તેવા સંસારી જીવો ભવરૂપી અટવીમાં ૮૪ લાખ જીવયોનિને વિષે ભ્રમણ કરતા દુઃખરૂપ દાવાનળ અગ્નિ વડે ક્લેશ પામે છે.

**संसारचारगिम्हे, विसयकुवाएण लुक्किया जीवा।**
**हिय महिअं अमुणंता, अणुहवंति अणंतदुक्खाइं ॥ ९१ ॥**

संसारचारग्रीष्मे, विषयकुवातेन लुकिता जीवाः ।
हितमहितमजानन्तो, ऽनुभवन्त्यनन्तदुःखानि ॥ ९१ ॥

---

* નરકગતિમાં રહેલા નારકી જીવોને સ્ત્રી હોતી નથી. માટે તેઓને સ્ત્રીરૂપી જાળમાં ફસાયલા કહ્યા નથી. અને ગાથામાં કહેલા મનુષ્યાદિ સર્વ સ્ત્રીરૂપી જાળમાં ફસાયલા છે.

**અર્થઃ**—આ સંસારમાર્ગરૂપી ગ્રીષ્મ ઋતુમાં વિષયરૂપી કુપવનવડે ( ઉષ્ણ વાયરા વડે ) લુક પામેલા ( તપેલા–જ્વર ચઢેલા ) જીવો હિત અને અહિતને (પથ્ય અને અપથ્યને) નહિ જાણતા છતાં અનંત દુઃખોને અનુભવે છે.

१ २ ४ ३ ५
**हा हा दुरंतदुट्ठा, विसयतुरंगा कुसिक्खिआ लोए ।**
८ ९ ७ ६
**भीसणभवाडवीए, पाडंति जिआण मुद्धाणं ॥९२॥**

हा ! हा ! दुरन्तदुष्टा, विषयतुरंगाः कुशिक्षिता लोके ।
भीषणभवाटव्यां, पातयन्ति जीवान् मुग्धान् ॥ ९२ ॥

**અર્થઃ**—અહો ઘણા ખેદની વાત છે કે અત્યંત દુષ્ટ, અને દુઃશિક્ષિત ( ખોટી શિક્ષા પામેલ ) એવા વિષયરૂપી ઘોડાઓ આ સંસારમાં ભોળા જીવોને ભયંકર ભવરૂપી અટવીમાં પાડે છે, (રખડાવે છે) અર્થાત્ વિષયો સંસારમાં રઝળાવે છે.

१ ३ २
**विसयपिवासातत्ता, रत्ता नारीसुपंकिलसरंमि ।**
४ ५ ६ ९ ७ ८
**दुहिया दीणा खीणा, रुलंति जीवा भववणंमि ॥९३॥**

विषयपिपासातप्ता, रक्ता नारीसुपंकिलसरसि ।
दुःखिता दीनाः क्षीणा, रुलन्ति जीवा भववने ॥ ९३ ॥

**અર્થઃ**–વિષયરૂપી તૃષા વડે વ્યાકુળ થયેલા જે જીવો સ્ત્રીરૂપી ઘણા કાદવવાળા સરોવરમાં આસક્ત થયા, તે દુઃખી, હીન ( ગરીબ ) અને ક્ષીણ ( અશક્ત–દુર્બળ ) જીવો ખરેખર આ સંસારરૂપ અટવીમાં રઝળે છે. ( માટે વિષયાભિલાષાનો ત્યાગ કરવો એ જ શ્રેયસ્કર છે. )

**गुणकारिआइं धणियं, धिइरज्जुनियंतिआइं तुह जीव।**
**निययाइं इंदियाइं, वल्लिनिअत्ता तुरंगुव्व ॥ ९४ ॥**

गुणकारकाणि निचितं, धृतिरज्जुनियन्त्रितानि तव जीव ।
निजकानीन्द्रियाणि, खलिननियन्त्रिततुरंग इव ॥ ९४ ॥

**અર્થઃ**–હે જીવ ! બળવાન પણ વશ કરેલા ઘોડાની પેઠે ( વશ કરેલો ઘોડો જેમ ઘણા ગુણ કરનારો હોય છે તેમ ) સંતોષરૂપી રજ્જુ વડે ( દોર વડે ) વશ કરેલી પોતાની ઇન્દ્રિયો તને ઘણોજ ગુણ કરનારી થશે. માટે ઇન્દ્રિયોને વશ કરવી એજ ઉપદેશ છે.

**मणवयणकायजोगा, सुनियत्तावि गुणकरा हुंति ।**
**अनियत्ता पुण भंजंति, मत्तकरिणुव्व सीलवणं ॥९५॥**

मनोवचनकाययोगाः, सुनियन्त्रिताअपि गुणकरा भवन्ति ।
अनियन्त्रिताः पुनर्भञ्जन्ति, मत्तकरीव शीलवनम् ॥ ९५ ॥

અર્થ:-સારી રીતે વશ કરેલા મન વચન અને કાયાના યોગ ઘણા ગુણ કરનારાજ હોય છે, અને નહિ વશ કરેલા એવા તે મન વચન કાયાના યોગ મદોન્મત્ત હાથીની પેઠે શીલરૂપી વનને ( ચારિત્રરૂપી વનને ) ભાગી વિનાશ કરે છે.

१ २ ३ ४ ५ ६ ७ ८ ९

**जह जह दोसा विरमइ, जह जह विसएहिं होइ वेरग्गं।**

१० ११ १५ १४ १२ १३

**तह तह विन्नायव्वं, आसन्नं सेअ परमपयं ॥ ९६ ॥**

यथा यथा दोषाद्विरमति, यथा यथा विषयैर्भवति वैराग्यम् ।
तथा तथा विज्ञातव्य, मासन्नं तस्य च परमपदम् ॥ ९६ ॥

અર્થ:-જેમ જેમ જીવ દોષથી વિરામ પામે છે ( અટકે છે, ) અને જેમ જેમ વિષયોથી વૈરાગ્યભાવ પ્રગટ થાય છે, તેમ તેમ તે જીવને મોક્ષસુખ નજીકમાં આવતું જાય છે એમ જાણવું. માટે વિષયાદિકથી વિરામ પામવું એજ સાર છે.

२ १ ४ ३ ५ ६

**दुक्कर मेएहिं कयं, जेहिं समत्थेहिं जुव्वणत्थेहिं ।**

१० ९ ७ ८

**भग्गं इंदिअसिन्नं, धिइपायारं विलग्गेहिं ॥९७॥**

दुष्करमेतैः कृतं, यैः समर्थैं यौवनार्थिभिः ।
भग्नमिन्द्रियसैन्यं, धृतिमाकारं विलग्नैः ॥ ९७ ॥

અર્થઃ-ખરેખર દુષ્કર કાર્ય તો તેઓએ જ કર્યું કહે-વાય કે જે પુરૂષોએ ધૈર્ય વા સંતોષરૂપી કિલ્લાને વળગીને (આશ્રય કરીને) પોતાના સમર્થપણાથી યુવાવસ્થામાં ઇન્દ્રિ-યોરૂપ સૈન્યને નાશ પમાડયું. ( અર્થાત્ જેઓએ જુવાનીમાં ઇન્દ્રિયોને જીતી છે તેઓને ધન્ય છે. )

**ते धन्ना ताण नमो, दासो ऽहं ताण संजमधराणं ।**
**अद्धच्छीपिच्छरिओ, जाण न हिअए खडुक्कंति ॥९८॥**

ते धन्यास्तेभ्योनमो, दासोऽहं तेषां संयमधराणाम् ।
अर्धाक्षिप्रेक्षिका, येषां न हृदये खटकान्ति ॥ ९८ ॥

અર્થઃ-આ જગતમાં તે પુરૂષોને જ ધન્ય છે, અને તે પુરૂષોને જ નમસ્કાર થાઓ, અને તેજ સંયમધર મુનિ મહારાજનો હું દાસ છું. કે જેઓના હૃદયમાં અર્ધચક્ષુએ (કટાક્ષથી) જોનારી સ્ત્રીઓ લેશમાત્ર પણ ખટકતી નથી.

**किं बहुणा जइ वंछसि, जीव तुमं सासयं सुहं अरुअं ।**
**ता पिअसु विसयविमुहो, संवेगरसायणं निच्चं ॥९९॥**

किं बहुना यदि वाञ्छसि, जीव ! त्वं शाश्वतंसुखमरुजम् ।
तस्मात् पिब विषयविमुखः, संवेगरसायनं नित्यम् ॥ ९९ ॥

અર્થઃ-હે સંસારી જીવ ઘણું કહેવાથી શું ? જો તું રાગરહિત એટલે નિરાબાધ એવું શાશ્વતસુખની (મોક્ષની) ઈચ્છા રાખતો હોય તો વિષયોથી વિમુખ થઈને ( વિષયોનો ત્યાગ કરીને ) હંમેશાં સંવેગ ( વૈરાગ્ય ) રૂપી રસાયણનું પાન કર.

॥ मूळान्वय, संस्कृत छाया अने भाषान्तरयुक्त
इन्द्रियपराजयशतक समाप्त. ॥



ટીપઃ—આ શતકની ગાથા ૯૯ છે, અને સો ગાથાનું શતક કહેવાય છે પરંતુ ૧ ગાથા ઓછી છે તે ઉપલબ્ધ નથી.



॥ सच्चारित्रचुडामणि शुद्धक्रियायोगि गच्छाऽधिपति

श्रीमत्सुखसागरगुरुचरणकमलेभ्यो नमः ॥

श्री रत्नशेखरसूरि विरचित

श्री

# संबोधसत्तरि.

( મૂળાન્વય, સંસ્કૃત છાયા અને ભાષાન્તર યુક્ત. )

( आर्यावृत्तम )

नमिऊण तिलोअगुरुं, लोआलोअप्पयासयं वीरं ।
संबोहसत्तरि–महं, रएमि उद्धारगाहाहिं ॥ १ ॥

नत्वा त्रिलोकगुरुं, लोकाऽलोकप्रकाशकं वीरम् ।
संबोधसप्ततिकामहं, रचयाम्युध्धृत गाथाभिः ॥ १ ॥

અર્થઃ-સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ રૂપ ત્રણ લોકના ગુરૂ અને લોકાલોકના પ્રકાશક એવા શ્રીવીરસ્વામીને નમસ્કાર

કરીને સૂત્રોમાંથી ગાથાઓ ઉદ્ધરીને હું સંબોધસત્તરિ ગ્રંથ રચું છું.

**सेयंबरो य आसंबरो य, बुद्धो अ अहव अन्नो वा ।**
**समभावभाविअप्पा, लहेइ मुक्खं न संदेहो ॥ २ ॥**

श्वेताम्बरश्चाशाम्बरश्च, बुद्धश्चाथवाऽन्यो वा
समभावभावितात्मा, लभते मोक्षं न सन्देहः ॥ २ ॥

અર્થઃ-ચ્હાય શ્વેતાંબર હોય, અથવા દિગંબર હોય, વા બૌદ્ધ હોય અથવા અન્ય હોય, પરંતુ જેનો આત્મા સમભાવથી ભાવિત હોય, તે મોક્ષ પામે; તેમાં સંદેહ નથી.

દેવ, ધર્મ અને ગુરુનું સ્વરૂપ.

**अट्ठदसदोसरहिओ, देवो धम्मोवि निउणदयसहिओ ।**
**सुगुरूवि बंभयारी, आरंभपरिग्गहा विरओ ॥ ३ ॥**

अष्टादशदोषरहितो, देवो धर्मोऽपि निपुणदयासहितः ।
सगुरुरपि ब्रह्मचारी, आरंभपरिग्रहाद्विरतः ॥ ३ ॥

અર્થઃ-અઢાર દૂષણે રહિત દેવ, નિપુણ દયાએ યુક્ત ધર્મ, તેમજ બ્રહ્મચારી અને આરંભ પરિગ્રહથી વિરક્ત હોય, તે સુગુરૂ જાણવા.

હવે પ્રથમ દેવનાં અઢાર દૂષણો બતાવે છે, જે નાશ પામવાથી જ દેવપણું પ્રાપ્ત થાય છે.

**अन्नाण कोह मय माण, लोह माया रई य अरई य ।**
**निद्दा सोअ अलियवयण, चोरिआ मच्छर भया य ॥४॥**

अज्ञान क्रोध मद मान, लोभ माया रति चारतिश्च ।
निद्रा शोकालिकवचन, चौरिकामत्सर भयानिच ॥ ४ ॥

**पाणिवह पेम कीलापसंग, हासा य जस्स ए दोसा ।**
**अट्ठारसवि पणट्ठा, नमामि देवाहिदेवं तं ॥ ५ ॥**

प्राणिवध प्रेम क्रीडाप्रसंग, हासाश्च यस्यैते दोषाः ।
अष्टादशापि प्रणष्टा, नमामि देवाधिदेवं तम् ॥ ५ ॥

**અર્થ**:–અજ્ઞાન, ક્રોધ, મદ, માન, લોભ, માયા, રતિ, અરતિ, નિદ્રા, શોક, અસત્ય વચન, ચોરી, મત્સર, ભય, પ્રાણિવધ ( જીવહિંસા, ) પ્રેમ, ક્રીડાપ્રસંગ અને હાસ્ય; એ અઢાર દૂષણો જેનામાંથી નાશ પામ્યાં છે; તે દેવાધિદેવને હું નમસ્કાર કરૂં છું.

### ધર્મનું સ્વરૂપ.

**सव्वाओवि नईओ, कमेण जह सायरंमि निवडंति ।**
**तह भगवई अहिंसिं, सव्वे धम्मा समिल्लंति ॥ ६ ॥**

सर्वा अपि नद्यः, क्रमेण यथा सागरे निपतन्ति ।
तथा भगवत्यामहिंसायां, सर्वे धर्माः सम्मिलन्ति ॥ ६ ॥

અર્થ:-જેમ સર્વ નદીઓ અનુક્રમે સમુદ્રમાં આવીને મળે છે, તેમ ભગવતિ અહિંસા (દયા)માં પણ સર્વ ધર્મ આવીને મળે છે.

गुरुनुं स्वरूप.

ससरीरेवि निरीहा, बज्झब्भिंतरपरिग्गहविमुक्का ।
धम्मोवगरणमित्तं, धरंति चारित्तरक्खट्ठा ॥ ७ ॥

स्वशरीरेऽपि निरीहा, बाह्याभ्यन्तर परिग्रहविमुक्ताः ।
धर्मोपकरणमात्रं, धारयन्ति चारित्ररक्षार्थम् ॥ ७ ॥

पंचिंदियदमणपरा, जिणुत्तसिद्धंतगहियपरमत्था ।
पंचसमिया तिगुत्ता, सरणं मह एरिसा गुरुणा ॥८॥

पंचेन्द्रियदमनपरा, जिनोक्तसिद्धान्तगृहीतपरमार्थाः ।
पंचसमिता त्रिगुप्ताः, शरणं ममैतादृशा गुरवः ॥ ८ ॥

**અર્થ:**-પોતાના શરીરને વિષે પણ મમતા વિનાના, બાહ્ય અને અભ્યંતર પરિગ્રહથી વિમુક્ત થએલા, ચારિત્રની રક્ષાને અર્થેજ માત્ર ધર્મોપકરણને ધારણ કરનારા, પાંચ

ઇન્દ્રિયોને દમન કરવામાં તત્પર, જીનોક્ત સિદ્ધાંતથી ગ્રહણ કર્યો છે પરમાર્થ જેણે, પાંચ સમિતિએ કરી યુક્ત અને ત્રણ ગુપ્તિએ કરી યુક્ત એવા ગુરૂ મહારાજનું મને શરણ થાઓ.

कुगुरुनुं स्वरूप.

१ २ ४ ३ ५ ६
पासत्थो ओसन्नो, होइ कुसीलो तहेव संसत्तो ।
८ ९ ७ १० १२ ११
अहछंदोवि य ए ए, अवंदणिज्जा जिणमयंमि ॥९॥

पार्श्वस्थोऽवसन्नो, भवति कुशीलस्तथैव संसक्तः ।
यथा छंदोऽपि चैते–ऽवंदनीया जिनमते ॥ ९ ॥

અર્થઃ–પાસત્થો, ઓસન્નો, કુશીલિયો તેમજ સંસક્તો અને યથાછંદો: એઓ જીનમતને વિષે અવંદનીક છે.

कुगुरुने वंदन करवानुं फल.

१ २ ४ ३ ६ ५ ७
पासत्थाइ वंदमाणस्स, नेव कित्ती न निज्जरा होई ।
९ ८ ११ १० १२
जायइ कायकिलेसो, बंधो कम्मस्स आणाइ ॥१०॥

पार्श्वस्थादीन वन्दमानस्य, नैव कीर्ति र्न निर्ज्जरा भवति ।
जायते कायक्लेशो, बन्धः कर्मण आज्ञायाः (भङ्गः) ॥ १० ॥

અર્થઃ–પૂર્વે જેમનાં નામ બતાવ્યાં છે એવા પાસત્થાદિકને વંદન કરનાર જનની કીર્તિ થતી નથી, નિર્જરા

( કર્મક્ષય ) તે પણ થતી નથી, પરંતુ કાયાને ક્લેશ થાય છે. વંદન કરવાના પ્રયાસથી ( મહેનતથી ) આઠે પ્રકારના કર્મોનો બંધ થાય છે અને જીનાજ્ઞાનો ભંગ થાય છે.

હવે પાસત્થા વિગેરેમાં જેઓ બ્રહ્મચર્યથી રહિત, સ્ત્રીવિલાસને ઇચ્છનારા અને લંપટ હોય છે, તેમને નમસ્કાર કરનારને પૂર્વોકત ગેરલાભ થાય છે; પરંતુ નમસ્કાર કરાવનારને શું ગેરલાભ થાય છે? તે કહે છે.

२ १ ४ ५ ३

**जे बंभचेरभट्ठा, पाए पाडंति बंभयारीणं ।**

६ ८ ७ १० ११ ९

**ते हुंति टुंटमुंटा, बोहिवि सुदुल्लहा तेसिं ॥११॥**

**ये ब्रह्मचर्यभ्रष्टाः, पादे पातयन्ति ब्रह्मचारिणः ।**

ते भवन्ति टुंटमुंटा, बोधिरपि सुदुर्लभा तेषाम् ॥ ११ ॥

અર્થઃ—જે બ્રહ્મચર્યભ્રષ્ટપુરૂષો, બ્રહ્મચારી પુરૂષોને પોતાને પગે પાડે છે, તેઓ આવતા ભવમાં લૂલા પાંગળા થાય છે અને સમ્યકત્વ પણ તેઓને અત્યંત દુર્લભ થઇ પડે છે.

१ २ ३ ५ ४

**दंसणभट्ठो भट्ठो, दंसणभट्ठस्स नत्थि निव्वाणं ।**

७ ६ ८ ९ १०

**सिज्झंति चरणरहिआ, दंसणरहिआ न सिज्झंति॥१२॥**

दर्शनभ्रष्टो भ्रष्टो, दर्शनभ्रष्टस्य नास्ति निर्वाणम् ।

सिध्यन्ति चरणरहिता, दर्शनरहिता न सिध्यन्ति ॥ १२ ॥

અર્થઃ—દર્શન એટલે સમ્યકત્વ, તેથી જે ભ્રષ્ટ થાય છે, તે ભ્રષ્ટ કહેવાય છે. દર્શનભ્રષ્ટને નિર્વાણની પ્રાપ્તિ થતી નથી. (દ્રવ્ય) ચારિત્ર રહિત સિદ્ધપદને પામે છે, પણ સમ્યકત્વ રહિત સિદ્ધપદને પામતા નથી.

हवे जिनाज्ञानो अतिक्रम न करवा संबंधी कहे छे.

तित्थयरसमो सूरी, सम्मं जो जिणमयं पयासेइ ।
आणाइ अइक्कंतो, सो कापुरिसो न सप्पुरिसो ॥१३॥

तीर्थंकरसमः सूरिः, सम्यग् यो जिनमतं प्रकाशयति ।
आज्ञामतिक्रामन् स, कापुरुषो न सत्पुरुषः ॥ १३ ॥

અર્થઃ—તે તીર્થંકરના જેવા આચાર્ય છે, કે જે સમ્યક્ પ્રકારે જીનમતને પ્રકાશે છે, પરંતુ આણા—જીનાજ્ઞાનો અતિક્રમ કરે છે, તેને કુત્સિત પુરૂષ જાણવો, પણ સત્પુરૂષ ન જાણવો.

जह लोहसिला अप्पंपि, बोलए तह विलग्गपुरिसंपि ।
इय सारंभो य गुरू, परमप्पाणं च बोलेइ ॥ १४ ॥

यथा लोहशिलाऽऽत्मानमपि, ब्रूडयति तथा विलग्नपुरुषमपि ।
एवं सारंभश्च गुरुः, परमात्मानं च ब्रूडयति ॥ १४ ॥

અર્થઃ—જેમ લોહમય શિલા પોતે બુડે છે અને તેને

વળગેલા-તેની ઉપર રહેલા મનુષ્યને પણ બુડાડે છે, તેમ સારંભી (આરંભે સહિત) ગુરૂ, બીજા જેઓ તેના ઉપાસક હોય છે તેને અને પોતાને-પોતાના આત્માને બન્નેને બૂડાડે છે.

२ ३ ४ १ ५
किइकम्मं च पसंसा, सुहसीलजणंमि कम्मबंधाय।
६ ७ ८ ९ १० ११ १२
जे जे पमायठाणा, ते ते उववूहिया हुंति ॥ १५ ॥

कृतिकर्म च प्रशंसा, सुखशीलजने कर्मबन्धाय।
यानि यानि प्रमादस्थानानि, तानि तान्युपबृंहितानि भवन्ति॥१५॥

( अनुष्टुप्वृत्तम् )

१ २ ४
एवं णाऊण संसग्गिं, दंसणालावसंथवं ।
६ ५ ३ ७ ८
संवासं च हियाकंखी, सव्वो वाएहिं वज्जए ॥१६॥

एवं ज्ञात्वा संसर्ग-दर्शनाऽऽलापसंस्तवम् ।
संवासं च हिताकाङ्क्षी, सर्वोपायैर्वर्जयेत् ॥ १६ ॥

**અર્થ:**-સુખશીલિયા-ભ્રષ્ટાચારી ગુરૂનું કૃતિકર્મ-દ્વાદશાવર્ત્ત વંદન અને પ્રશંસા કર્મબંધનને અર્થે થાય છે, અને એ પ્રમાણે કરવાથી પ્રમાદનાં જે જે સ્થાનકોનું વધારે સેવન થાય છે, તેનો વૃદ્ધિ કરનાર તે વંદનાનો પ્રશંસા કરવાવાળો થાય છે. એ પ્રમાણે જાણીને પાસત્થાદિક કુગુરૂનો તથા સારંભી અને સુખશીલ ગુરૂનો સંસર્ગ, તેમનું દર્શન, તેમની

સાથે આલાપસંલાપ, તેમની સ્તુતિ અને તેમનો સહવાસ પોતાનું હિત ઈચ્છનાર મનુષ્ય સર્વ ઉપાયે કરીને વર્જે છે.

હવે ચારિત્ર ગ્રહણ કર્યા પછી જેમના ભગ્ન પરિણામ થયા હોય છે, તેને માટે કહે છે.

( आर्यावृत्तम )

**अहिगिलइ गलइ उअरं, अहवा पच्चुग्गलंति नयणाइं ।**
**हा विसमा कज्जगई, अहिणा छच्छुंदरि गहिज्जा ॥१७॥**

अधिगिलति गिलत्युदर-मथवा प्रत्युद्गिलति नयनानि ।
हा ! विषमा कार्यगति-रहिना छच्छुन्दरी गृहीता ॥ १७ ॥

**અર્થ**:-( ચારિત્ર ગ્રહણ કર્યા પછી જેના શિથિલ પરિણામ થયા હોય છે, તેને સર્પે છછુંદર ગ્રહણ કર્યા બરાબરનો ન્યાય થાય છે, તે દૃષ્ટાંત બતાવવા માટે કહે છે. ) સર્પ જો છછુંદરને મુખમાં ગ્રહણ કર્યા પછી ગળી જાય તો તેનું ઉદર ગળી જાય છે, અને જો પાછું કાઢી નાંખે છે, તો નેત્ર નાશ પામેછે! કાર્યની ગતિ વિષમ થઈ છે કે, સર્પે છછુંદર ગ્રહણ કર્યું!

હવે એવા પરિણામવાળાને સ્થિર કરવાને ચારિત્રધર્મનું વિશેષ પ્રકારે સર્વોત્કૃષ્ટપણું બતાવવા કહે છે.

**को चक्कवट्टिरिद्धिं, चइउं दासत्तणं समभिलसइ ।**
**को व रयणाइं मुत्तुं, परिगिन्हइ उवलखंडाइं ॥१८॥**

कश्चक्रवर्त्तिऋद्धिं, त्यक्त्वा दासत्वं समभिलषति ।
को वा रत्नानि मुक्त्वा, परिगृह्णात्युपलखंडानि ॥ १८ ॥

**અર્થ**:–ચક્રવર્તિપણાની ઋદ્ધિને ત્યજી દઇને દાસપણાનો અભિલાષ કોણ કરે? વળી રત્નને મૂકી દઇને પ્રત્થરનો કકડો કોણ ગ્રહણ કરે? (જે મૂર્ખ હોય અને લાભાલાભના વિચારથી અજાણ હોય તે તેમ કરે.)

હવે પ્રાપ્ત થયેલું દુઃખ નાશ થશે એમ દૃષ્ટાંતવડે સિદ્ધ કરવા માટે કહે છે.

१ २ ३ ५ ४ ८ ६ ७
नेरइयाणवि दुक्खं, जिज्झइ कालेण किं पुण नराणं।
९ १४ १३ १० १५ १२ ११ १६ १७
ता न चिरं तुह होई, दुक्खमिणं मा समुच्चियसु ॥१९॥

नैरयिकानामपि दुःखं, जीर्यतिकालेन किं पुनर्नराणाम् ।
तस्मान्न चिरं तव भवति, दुखमिदं मा खिद्यस्व ॥ १९ ॥

**અર્થ**:–નારકીનાં દુઃખ પણ કાળે કરીને નાશ પામે છે. તો મનુષ્યના દુઃખો માટે શું કહેવું? તે માટે તને આ દુઃખ ઘણા કાળ સુધી નહિ રહે, એમ સમજી તું ખેદ ન કર.

ચારિત્ર ગ્રહણ કરીને છોડી દેવું, તે બહુજ અનિષ્ટ છે એમ બતાવવા માટે કહે છે.

३ १ २ ७ ४ ५ ६
वरं अग्गिमि पवेसो, वरं विसुद्धेणकम्मणा मरणं ।
९ ८ १२ ११ १०
मा गहियव्वयभंगो, मा जीअं खलिअसीलस्स ॥२०॥

**वरमग्नौ प्रवेशो, वरं विशुद्धेन कर्मणा मरणम् ।**
**मा गृहीतव्रतभंगो, मा जीवितं स्खलितशीलस्य ॥ २० ॥**

**અર્થ**:–અગ્નિમાં પ્રવેશ કરવો તે શ્રેષ્ઠ છે, વિશુદ્ધકર્મ જે અણુસણુ કરીને મરણુ પામવું તે પણ શ્રેષ્ઠ છે, પરંતુ ગ્રહણુ કરેલા વ્રતનો ભંગ કરવો તે શ્રેષ્ઠ નથી, તેમજ શીલથી સ્ખલના પામનારનું જીવવું પણ શ્રેષ્ઠ નથી.

પ્રસંગે શ્રદ્ધાની દૃઢતા કરવા માટે સમકિતનું સ્વરૂપ, સમકિતની દુર્લભતા અને સમકિતનું ફળ બતાવે છે.

१ २ ४ ३ ५ ६ ७
**अरिहं देवो गुरुणो, सुसाहुणो जिणमयं मह पमाणं ।**
८ ९ १० १२ १३ ११
**इच्चाइ सुहो भावो, सम्मत्तं बिंति जगगुरुणो ॥२१॥**

**अर्हन् देवो गुरवः, सुसाधवो जिनमतं मम प्रमाणम् ।**
**इत्यादि शुभो भावः, सम्यक्त्वं ब्रुवते जगद्गुरवः ॥ २१ ॥**

**અર્થ**:–અરિહંત દેવ, સુસાધુ ગુરૂ અને જૈનશાસન, તે મ્હારે પ્રમાણુ છે–ઇત્યાદિ જ્યાં શુભ ભાવ હોય છે, ત્યાં જગતગુરૂ તીર્થંકર મહારાજ સમ્યકત્વ કહે છે.

**सम्यक्त्वनी दुर्लभता.**

२ १ ४ ३ ६ ५
**लब्भइ सुरसामित्तं, लब्भइ पहुअत्तणं न संदेहो ।**
८ ७ १२ १३ ९ १० ११
**एगं नवरि न लब्भइ, दुल्लहरयणं च सम्मत्त ॥२२॥**

लभ्यते सुरस्वामित्वं, लभ्यते प्रभुत्वं न सन्देहः ।
एकं नवरं न लभ्यते, दुर्लभरत्नवत् सम्यक्त्वम् ॥ २२ ॥

**અર્થ**:-દેવોનું સ્વામીપણું ( ઇન્દ્રપણું ) પામીએ અને પ્રભુતા, ( ઐશ્વર્યતા-ઠકુરાઇપણું ) પણ મેળવીએ એમાં કંઇ સંદેહ જેવું નથી, પરંતુ વિશેષ પ્રકારે વિચારતાં એક દુર્લભ રત્ન ( ચિંતામણી રત્ન ) સદૃશ જે સમ્યકત્વ તે મેળવવું દુષ્કર છે.

**सम्यक्त्वनुं फळ.**

**सम्मत्तंमि उ लद्धे, विमाणवज्जं न बंधए आउं ।**
**जइवि न सम्मत्तजढो, अहव न बद्धाउओ पुव्विं ॥२३॥**

सम्यक्त्वे तु लब्धे, विमानवर्ज्जं न बध्यत आयुः ।
यद्यपि न सम्यक्त्वजडो, ऽथवा न बद्धायुष्कः पूर्वम् ॥२३॥

**અર્થ**:-સમ્યકત્વ પ્રાપ્ત કર્યા છતાં પ્રાણી વૈમાનિક દેવતાના આયુષ્ય સિવાય બીજું આયુષ્ય બાંધતો નથી; પણ જો તેણે સમ્યકત્વ પ્રાપ્ત કરીને પાછું વમી નાંખ્યું નહોય તો, અથવા સમ્યકત્વ પ્રાપ્તિની પૂર્વે કોઇ અન્ય ગતિનું નિકાચિત આયુષ્ય ન બાંધ્યું હોય તો એ પ્રમાણે સમજવું.

**सामायिकनुं फळ.**

**दिवसे दिवसे लक्खं, देइ सुवन्नस्स खंडियं, एगो ।**
**एगो पुण सामाइयं, करेइ न पहुप्पए तस्स ॥२४॥**

दिवसे दिवसे लक्षं, ददाति सुवर्णस्य खाण्डिकमेकः ।
एकः पुनः सामायिकं, करोति न प्रभुत्वे तस्य ॥ २४ ॥

**અર્થ**:–કોઇ પુરૂષ દિન દિન પ્રત્યે લાખ ખાંડી સુવર્ણ આપે છે અને કોઇ પુરૂષ સામાયિક કરે છે; તો તે સામાયિક કરનાર પુરૂષની તુલ્યતા ( બરોબરી ) કરવાને સુવર્ણની ખાંડી આપનાર પુરૂષ થતો નથી. અર્થાત્ સામાયિકનું ફળ વિશેષ છે.

**निंदपसंसासु समो, समो अ माणावमाणकारीसु ।**
**समसयणपरयणमणो*, सामाइयसंगओ जीवो ॥२५॥**

निन्दाप्रशंसासु समः, समश्च मानापमानकारिषु ।
समस्वजनपरजनमनाः, सामायिक संगतो जीवः ॥ २५ ॥

**અર્થ**:–નિંદા અને પ્રશંસામાં, માન અને અપમાનમાં તથા સ્વજન અને પરજનમાં જેનું મન સમાન છે, તેને સામાયિકસંગત જીવ કહીએ. (સામાયિકમાં સ્થિત પુરૂષ એવો હોય.)

**निरर्थक सामायिकनुं फळ.**

**सामाइयं तु काउं, गिहिकज्जं जावि चिंतए सड्ढो ।**
**अट्टवसट्टावगओ, निरत्थयं तस्स सामाइयं ॥२६॥**

*વાચનાચાર્ય શ્રી ગુણવિનય વિરચિત વૃત્તિમાં **परियण** એવો પણ પાઠ છે.

सामायिकं तु कृत्वा, गृहकार्यं योऽपि चिन्तयति श्राद्धः ।
आर्तरौद्रमुपगतो, निरर्थकं तस्य सामायिकम् ॥ २६ ॥

**અર્થ**:-પણ જો શ્રાવક સામાયિક કરતો છતો ગૃહ-કાર્યને ચિંતવે અને આર્ત્ત રૌદ્ર ધ્યાનને વશ થાય, તો તેનું સાયાયિક નિરર્થક છે.

आचार्यना छत्रीश गुण.

**पडिरूवाइ चउद्दस, खंतीमाई य दसविहो धम्मो ।**
**बारस य भावणाओ, सूरिगुणा हुंति छत्तीसं ॥२७॥**

पतिरूपादय श्चतुर्दश, क्षान्त्यादि श्च दशविधो धर्मः ।
द्वादश च भावनाः, सूरिगुणा भवन्ति षट्त्रिंशत् ॥ २७ ॥

**અર્થ**:-[ પ્રતિરૂપ ૧, તેજસ્વી ૨, જુગ પ્રધાન (ઉત્કૃષ્ટ આગમના પારગામી અર્થાત્ સર્વ શાસ્ત્રના જાણ) ૩, મધુર વચનવાળા ૪, ગંભીર ૫, ધૈર્યવાન્ ૬, ઉપદેશમાં તત્પર અને રૂડા આચારવાળા ૭, સાંભળેલું નહિ ભૂલી જનારા ૮, સૌમ્ય ૯, સંગ્રહશીલ ૧૦, અભિગ્રહ મતિવાલા ૧૧, વિકથા નહિ કરનાર ૧૨, અચપલ ૧૩, અને પ્રશાંત હ્રુદયવાલા ૧૪, ] એ પ્રતિરૂપાદિક ચૌદ ગુણ; ( ક્ષમા ૧, આર્જવ ૨, માર્દવ ૩, મુક્તિ ૪, તપ ૫, સંયમ ૬, સત્ય ૭, શૌચ ૮, અકિંચન ૯, બ્રહ્મચર્ય ૧૦) એ ક્ષમાદિક દશ પ્રકારનો

યતિધર્મ અને ( અનિત્ય ૧, અશરણ ૨, સંસાર ૩, એકત્વ ૪, અન્યત્વ ૫, અશુચિ ૬, આશ્રવ ૭, સંવર ૮, નિર્જરા ૯, લોક સ્વરૂપ ૧૦. બોધિદુર્લભ ૧૧, અને ધર્મ ૧૨,) એ બાર ભાવના-એ પ્રમાણે સુરિ-આચાર્યના છત્રીશ ગુણ છે.

### સાધુમુનિરાજના સત્તાવીશ ગુણ.

**छव्वय[१] छकायरक्खा[२], पंचिंदियलोहनिग्गहो[३] खंती[४] ।**
**भावविसुद्धि[५] पडिलेहणा[७], य[६] करणे[९] विसुद्धी[१०] य[८] ॥२८॥**

षड्व्रतानि षट्कायरक्षा, पंचेन्द्रिय लोभनिग्रहः क्षान्तिः ।
भावविशुद्धिः प्रतिलेखना, च करणे विशुद्धि श्च ॥ २८ ॥

**संजमजोए[११] जुत्तो[१२], अकुसलमणवयणकायसंरोहो[१३] ।**
**सीयाइपीडसहणं[१४], मरणं[१५] उवसग्गसहणं[१७] च[१६] ॥२९॥**

संयमयोगेयुक्तो, ऽकुशलमनोवचनकायसंरोधः ।
शीतादिपीडासहनं, मरणमुपसर्गसहनं च ॥ २९ ॥

**અર્થઃ**-( પ્રાણાતિપાત ૧, મૃષાવાદ ૨, અદત્તાદાન ૩, મૈથુન ૪, પરિગ્રહ ૫ અને રાત્રિભોજન ૬ ) એ છને ત્યાગ કરવા રૂપ છ વ્રત; ( પૃથ્વી ૧, અપ ૨, તેઉ.૩, વાયુ ૪, વનસ્પતિ ૫ અને ત્રસકાય ૬ ) રૂપ છકાયની

રક્ષા, ( સ્પર્શેંદ્રિય ૧, રસેંદ્રિય ૨, ઘ્રાણેંદ્રિય ૩, ચક્ષુરેંદ્રિય ૪, અને શ્રોત્રેંદ્રિય ૫) એ પાંચ ઇંદ્રિયો; અને લોભનો નિગ્રહ ૧૮, ક્ષમા ૧૯, ભાવની વિશુદ્ધિ ૨૦, પડિલેહણ કરવામાં વિશુદ્ધિ ૨૧, સંયમ યોગ યુક્ત રહેવું ૨૨, અકુશલ મન ૨૩, અકુશળ વચન ૨૪, અકુશળ કાયાનો સંરોધ ૨૫, શીતાદિ પીડાનું સહન ૨૬ અને મરણનો ઉપસર્ગ સહન કરવો તે ૨૭, આ પ્રમાણે સત્તાવીશ ગુણ સાધુના થાય છે.

**सत्तावीसगुणेहिं, एएहिं जो विभूसिओ साहू ।**
**तं पणमिज्जइ भत्तिब्भरेणहियएण रे जीव ॥ ३० ॥**

सप्तविंशतिगुणैरेतै, र्यो विभूषितः साधुः ।
तं प्रणमय भक्तिभरेण हृदयेन रे जीव ! ॥ ३० ॥

અર્થઃ-પૂર્વોક્ત સત્તાવીશ ગુણે કરીને જે સાધુ વિભૂષિત હોય, તેને રે જીવ ! તું બહુ ભક્તિવાળા હૃદયે કરીને નમસ્કાર કર.

श्रावकना एकवीश गुण.

**धम्मरयणस्स जुग्गो, अक्खुद्दो रूववं पगइसोमो ।**
**लोगप्पिओ अकूरो, भीरू असढो सुदक्खिन्नो ॥ ३१ ॥**

धर्मरत्नस्य योग्यो, ऽक्षुद्रो रूपवान् प्रकृतिसौम्यः ।
लोकप्रियोऽक्रूरो, भीरुरशठः सुदाक्षिण्यः ॥ ३१ ॥

१२ १३ १४ १५ १६ १७
**लज्जालू अ दयालू, मज्झत्थो सोमदिट्ठी गुणरागी ।**
१८ १९ २० २१
**सक्कह सुपक्खजुत्तो, सुदीहदंसी विसेसन्नू ॥ ३२ ॥**

लज्जालुश्च दयालु, र्मध्यस्थः सौम्यदृष्टिर्गुणरागी ।
सत्कथकः सुपक्षयुक्तः, सुदीर्घदर्शी विशेषज्ञः ॥ ३२ ॥

२२ २३ २४ २६ २५
**वुड्ढाणूगो विणिओ, कयन्नुओ परहिअत्थकारी अ ।**
२७ २८ २९ ३० ३१ ३
**तह चेव लद्धलक्खो, इगवीसगुणो हवइ सड्ढो ॥३३॥**

वृद्धानुगो विनीतः, कृतज्ञः परहितार्थकारी च ।
तथाचैव लब्धलक्ष्य-एकविंशतिगुणो भवति श्राद्धः ॥३३॥

**અર્થ:**—ધર્મરત્નને યોગ્ય એવો શ્રાવક એકવીશ ગુણે કરીને યુક્ત હોય. તે એકવીશ ગુણ આ પ્રમાણે—અક્ષુદ્ર ૧, રૂપવંત ૨, પ્રકૃતિએ સૌમ્ય ૩, લોકપ્રિય ૪, અક્રૂર ૫, ભીરૂ ૬, અશઠ ૭, સુદાક્ષિણ્યવાન્ ૮, લજ્જાળુ ૯, દયાળુ ૧૦, મધ્યસ્થ સૌમ્યદૃષ્ટિ ૧૧, ગુણરાગી ૧૨, સત્કથક ૧૩, સુપક્ષયુક્ત ૧૪, સુદીર્ઘદર્શી ૧૫, વિશેષજ્ઞ ૧૬, વૃદ્ધાનુગ ૧૭, વિનીત ૧૮, કૃતજ્ઞ ૧૯, પરહિતાર્થકારી ૨૦, તેમજ લબ્ધ-લક્ષ ૨૧.

जिनागमनुं उत्कर्षपणुं.

( अनुष्टुप्वृत्तम् )

४ २ ३ १
**कत्थ अम्हारिसा पाणी, दूसमा दोसदूसिआ ।**
५ १० ११ १२ ८ ९ ६ ७
**हा अणाहा कहं हुंता, न हुंतो जइ जिणागमो ॥३४॥**

कुत्रास्मादृशः प्राणिनो, दुःषमदोषदूषिताः ? ।
हा ! अनाथाः कथमभविष्य–न्नाऽभविष्यद्यदि जिनागमः ॥३४॥

**અર્થ**:–દૂષમ કાલના દોષે કરીને દૂષિત એવા અમારા જેવા પ્રાણીઓ ક્યાં ? અર્થાત્ શું ગણત્રીમાં ? ઘણી ખેદજનક વાત છે કે, જો જિનાગમ ન હોત તો અનાથ એવા જે અમે તેનું શું થાત ? અર્થાત્ સ્વામી રહિત અમોને જિનાગમ જ આ પંચમકાળમાં આધાર છે.

आगमनो आदर करवामां रहेल तात्पर्य.

१ २ ३ ४
**आगमं आयरंतेणं, अत्तणो हियकंखिणो ।**
५ ६ ७ ९ ८ १०
**तित्थनाहो गुरू धम्मो, सव्वे ते बहुमन्निया ॥३५॥**

आगममाचरता, आत्मनो हितकाङ्क्षिणा ।
तीर्थनाथो गुरुर्धर्मः, सर्वे ते बहुमान्याः ॥ ३५ ॥

**અર્થ**:–આગમને અર્થાત્ આગમોક્ત રહસ્યને આચરતા છતા આત્માના હિતેચ્છુ પુરૂષે તીર્થનાથ અરિહંત

ભગવંત, સદ્‌ગુરૂ અને કેવલી પ્રરૂપિત ધર્મ એ સર્વ બહુ માનનીય છે ( સત્યપણે અંગીકાર કરવા યોગ્ય થાય છે. ).

**कया संघने संघ न कहेवो ?**

( आर्यावृत्तम )

**सुहसीलाओ सच्छंदचारिणो, वेरिणो सिवपहस्स ।**
**आणाभट्ठाओ बहुजणाओ, मा भणह संघुत्ति ॥३६**

सुखशीलाः स्वच्छन्दचारिणो, वैरिणः शिवपथस्य ।
आज्ञाभ्रष्टान् बहुजनान्, मा भणतु संघ इति ॥ ३६ ॥

**અર્થઃ**-ગૌતમસ્વામી પ્રત્યે શ્રી વીર ભગવંત કહે છે, સુખશીલિયા અર્થાત્ સુખને વિષે સ્થાપન કર્યો છે આત્મા જેણે એવા અને સ્વેચ્છા મુજબ વર્તવાવાળા, તથા મોક્ષમાર્ગના વૈરી, તેમ જ જિનાજ્ઞા થકી ભ્રષ્ટ એવા ઘણા લોકો હોય, તોપણ તેને સંઘ એમ ન કહેવો.

**कया संघने संघ कहेवो ?**

**एगो साहू एगा, य साहुणी सावओवि सड्ढी वा ।**
**आणाजुत्तो संघो, सेसो पुण अट्ठीसंघाओ ॥३७॥**

एकः साधुरेका च साध्वी, श्रावकोऽपि श्राद्धी वा ।
आज्ञायुक्तः संघः, शेषः पुनरस्थिसंघातः ॥ ३७ ॥

અર્થ:-એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા ( આ ચાર ભેદે કરીને સંઘ કહેવાય છે, ) તેમાં જે જિનાજ્ઞાએ કરીને યુક્ત હોય, તેને સંઘ કહેવો. બાકીનાને હાડકાનો સંઘ-સમૂહ કહેવો.

संघनुं लक्षण.

**निम्मलनाणपहाणो, दंसणजुत्तो चरित्तगुणवंतो ।**
**तित्थयराण य पुज्जो, वुच्चइ एगारिसो संघो ॥३८॥**

निर्मलज्ञानप्रधानो, दर्शनयुक्तश्चारित्रगुणवान् ।
तीर्थंकराणां च पूज्य, उच्यत एतादृशः संघः ॥ ३८ ॥

અર્થ:-નિર્મલ જ્ઞાનની છે પ્રધાનતા જેને વિષે, ( નિર્મલ જ્ઞાનવાન ) દર્શન જે સમ્યકત્વ તેણે કરીને યુક્ત અને ચારિત્રના ગુણે કરીને અલંકૃત એવો જે સંઘ છે, તે તીર્થંકર ભગવંતને પણ પૂજ્ય છે; તેથી એવા ગુણવાનને સંઘ કહીએ.

जिनाज्ञानुं मुख्यपणुं.

**जह तुसखंडण, मयमंडणाइ रुण्णाइ सुन्नरन्नंमि ।**
**विहलाई तह जाणसु, आणारहियं अणुट्ठाणं ॥३९॥**

यथा *तुषखंडनं, मृतमंडनानि ×रुदितानि शून्यारण्ये ।
विफलानि तथा जानीहि, आज्ञारहितमनुष्ठानम् ॥ ३९ ॥

અર્થઃ-જેમ ફોતરાને ખાંડવું, મડદાને શણગારવું અને શૂન્ય અરણ્યમાં રોવું નિષ્ફલ છે, તેમ આજ્ઞા રહિત અનુષ્ઠાન પણ નિષ્ફલ જાણવું.

[1] [2] [3] [4] [5] [6] [8] [7]
**आणाइ तवो आणाइ, संजमो तह य दाणमाणाए ।**
[9] [10] [11] [12] [13]
**आणारहिओ धम्मो, पलाल पुल्लूव पडिहाइ ॥४०॥**

आज्ञया तपः आज्ञया, संयम स्तथा च दानमाज्ञया ।
आज्ञारहितो धर्मः, पलालपूलकवत् प्रतिभाति ॥ ४० ॥

અર્થઃ-આજ્ઞાએ જ તપ, આજ્ઞાએ જ ચારિત્ર અને આજ્ઞાએ જ દાન કરવું; કેમકે આજ્ઞા રહિત જે ધર્મ છે, તે તૃણ સમૂહની પેઠે શોભે છે. અર્થાત્ આજ્ઞા રહિત ધર્મ શોભતો નથી.

आज्ञा रहितपणे करेली धर्मक्रिया निरर्थक छे.

[1] [2] [3] [5] [4]
**आणाखंडणकारी, जइवि तिकालं महाविभूईए ।**
[7] [6] [8] [10] [9]
**पूएइ वीयरायं, सव्वंपि निरत्थयं तस्स ॥ ४१ ॥**

---

* तुषकण्डनानि इति टीकायाम. × रोदनानीत्यपि.

आज्ञाखंडनकारी, यद्यपि त्रिकालं महाविभूत्या ।
पूजयति वीतरागं, सर्वमपि निरर्थकं तस्य ॥ ४१ ॥

અર્થ:-શ્રી વીતરાગની આજ્ઞાનું ખંડન કરવાવાળો પુરૂષ જો કે, મ્હોટી સંપદાવડે કરીને ત્રણે કાલ વીતરાગ દેવની પૂજા કરે, તોપણ તે સર્વે ક્રિયા જેની પૂજા કરવી છે, તેની આજ્ઞાથી બહાર હોવાથી નિરર્થક છે.

रन्नो आणाभंगे, इक्कुच्चि य होइ निग्गहो लोए ।
सव्वन्नुआणभंगे, अणंतसो निग्गहो होई ॥ ४२ ॥

राज्ञ आज्ञाभंगे, एकश्चैव भवति निग्रहो लोके ।
सर्वज्ञाज्ञाभंगे, अनन्तशो निग्रहो भवति ॥ ४२ ॥

અર્થ:-આ લોકને વિષે રાજાની આજ્ઞાનો ભંગ કરવાથી એક જ વાર નિગ્રહ-દંડ થાય છે, પરંતુ સર્વજ્ઞની આજ્ઞાનો ભંગ કરવાથી અનંતીવાર નિગ્રહ-બહુ જન્મોને વિષે છેદન, ભેદન, જન્મ, જરા, મરણ, શોક અને રોગાદિ રૂપ દંડને પામે છે.

अविधिए अने विधिए करेला धर्ममां अंतरपणुं.

जह भोयणमविहिकयं, विणासए विहिकयं जियावेइ ।
तह अविहिकओ धम्मो, देइ भवं विहिकओ मुक्खं ॥ ४३

यथा भोजनमविधिकृतं, विनाशयेद्विधिकृतं जीवयति ।
तथाऽविधिकृतधर्मो, ददाति भवं विधिकृतो मोक्षम् ॥४३॥

અર્થ:-જેમ અવિધિયે કરેલું ભોજન શરીરનો વિનાશ કરે છે અને વિધિયે કરેલું ભોજન પુષ્ટિ આપેછે, તેમ અવિધિયે કરેલો ધર્મ સંસારને વધારે છે અને વિધિએ કરેલો ધર્મ મોક્ષને આપે છે.

### द्रव्यस्तव अने भावस्तवनुं अंतरपणुं.

**मेरुस्स सरिसवस्स य, जित्तियमित्तं तु अंतरं होइ ।**
**दव्वत्थयभावत्थय, अंतरमिह तित्तियं नेयं ॥४४॥**

मेरोः सर्षपस्य च, यावन्मात्रं त्वन्तरं भवति ।
द्रव्यस्तवभावस्तवयो-रन्तरमत्र तावज्ज्ञेयम् ॥ ४४ ॥

અર્થ:-મેરૂપર્વત અને સરસવમાં જેટલું અંતર છે, તેટલું અંતર અહિં દ્રવ્યસ્તવ અને ભાવસ્તવમાં જાણવું.

### द्रव्यस्तव अने भावस्तवनुं उत्कृष्ट फळ.

**उक्कोसं दव्वत्थयं, आराहिय जाइ अच्चुयं जाव ।**
**भावत्थएण पावइ, अंतमुहुत्तेण निव्वाणं ॥४५॥**

उत्कृष्टं द्रव्यस्तव, माराध्य यात्यच्युतं यावद् ।
भावस्तवेन प्राप्नो-त्यन्तर्मुहूर्त्तेण निर्वाणम् ॥ ४५ ॥

**અર્થ**:-દ્રવ્યસ્તવનો આરાધક વધારેમાં વધારે અચ્યુત નામે બારમા દેવલોક સુધી જાય અને ભાવસ્તવે કરીને અંત-મુહૂર્તમાં નિર્વાણને પામે.

**केवा गच्छनो त्याग करवो?**

४ १ ३ ५ ६ २

**जत्थ य मुणिणो कयवि, कयाइ कुव्वंति निच्चपब्भट्ठा।**

७ ८ ९ १० ११ १२ १३

**तं गच्छं गुणसायर, विसंव दूरं परिहरिज्जा ॥४६॥**

यत्र च मुनयः क्रयवि-क्रयादिं कुर्वन्ति नित्यमभ्रष्टाः।
तं गच्छं गुणसागर!, विषवत् दूरं परिहर ॥ ४६ ॥

**અર્થ**:-જે ગચ્છમાં નિત્ય ભ્રષ્ટાચારી એવા મુનિયો ક્રયવિક્રયાદિ કરે છે, તે ગચ્છને હે ગુણસાગર! વિષની પેઠે દૂર ત્યજી દે.

२ १ ३ ४ ५ ६

**जत्थ य अज्जालद्धं, पडिग्गहमाइय विविहमुवगरणं।**

८ ७ १० ९ १२ ११

**पडिभुंजइ साहूहिं, तं गोयम केरिसं गच्छं ॥४७॥**

यत्र चार्यालब्धं, प्रतिग्रहादिक विविधमुपकरणम्।
प्रतिभुज्यते साधुभिः, स गौतम! कीदृशो गच्छः? ॥४७॥

**અર્થ**:-જે ગચ્છમાં સાધ્વીએ લાવેલાં વસ્ત્ર પાત્રાદિ ઉપકરણો સાધુઓ ભોગવે છે, હે ગૌતમ! તે કેવો ગચ્છ? અર્થાત્ કાંઈ નહિ એવો જાણવો.

जहिं नत्थि सारणा वारणा, य पडिचोयणा य गच्छंमि ।
सो अ अगच्छो गच्छो, संजमकामीहि मुत्तव्वो ॥४८॥

यत्र नास्ति सारणा, वारणा च प्रतिचोदना च गच्छे ।
स चागच्छो गच्छः, संयमकामिभि र्मोक्तव्यः ॥ ४८ ॥

અર્થ:-જે ગચ્છમાં સારણા, વારણા, ચ શબ્દથી ચોયણા અને પડિચોયણા થતી નથી, તે ગચ્છ અગચ્છ તુલ્ય છે, તેથી સંયમના વાંચ્છક મુનિયોએ તે ગચ્છને તજી દેવો.

गच्छनी उपेक्षा करवानुं अने पाळवानुं फळ.

गच्छं तु उवेहंतो, कुव्वइ दीहंभवे विहीएआ ।
पालंतो पुण सिज्झइ, तइअ भवे भगवई सिद्धं ॥४९

गच्छं तूपेक्षयन्, कुर्याद्दीर्घं भवं विधिना ।
पालयन्पुनः सिध्यति, तृतीयभवे भगवत्यां सिद्धम् ॥४९॥

અર્થ:-ગચ્છની ઉપેક્ષા કરે તો દીર્ઘ-લાંબા ભવ કરે અને વિધિપૂર્વક પાલન કરે તો ત્રીજે ભવે સિદ્ધપદ પામે. એ પ્રમાણે શ્રી ભગવતિસૂત્રમાં સિદ્ધપણે કહ્યું છે.

जत्थ हिरन्नसुवन्नं, हत्थेण पराणगंपि नो छिप्पे ।
कारणसमप्पियंपि हु, गोयम गच्छं तयं भणियं ॥५०

यत्र हिरण्यसुवर्णं, हस्तेन परकीयमपि नो स्पृशेत् ।
कारणसमर्पितमपि हि, गौतम ! गच्छः स भणितः ॥५०॥

**અર્થ**:-જે ગચ્છમાં મુનિયો કારણથી આપ્યા છતાં પણ પારકા એવા હિરણ્ય અને સુવર્ણને હસ્તસ્પર્શ પણ કરતા નથી, તેવા ગચ્છને ગચ્છ કહ્યો છે.

**पुढविदगअगणिमारुअ-वणस्सइ तहतसाणविविहाणं**
**मरणंतेवि न पीडा, कीरइ मणसा तयं गच्छं ॥५१॥**

पृथ्व्युदकाऽग्निमारुत, वनस्पतीनां तथा त्रसाणां विविधानाम्
मरणान्तेऽपि न पीडा, क्रियते मनसा स गच्छः ॥ ५१ ॥

**અર્થ**:-પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને વિવિધ પ્રકારના ત્રસ જીવોને જેઓ મરણાંતે પણ મનવડે કરીને પણ પીડા કરતા નથી, એવા ગચ્છને ગચ્છ કહેવો.

**मूलगुणेहिं विमुक्कं, बहुगुणकलियंपि लद्धिसंपन्नं ।**
**उत्तमकुलेवि जायं, निद्धाडिज्जइ तयं गच्छं ॥५२॥**

मूलगुणैर्विमुक्तं, बहुगुणकलितमपि लब्धिसंप्राप्तम् ।
उत्तमकुलेऽपि जातं, निर्घाटयति स गच्छः ॥ ५२ ॥

**અર્થ**:-કોઇ પણ મુનિ બીજા બહુ ગુણે અલંકૃત હોય,

લબ્ધિસંપન્ન હોય અને ઉત્તમ કુલમાં ઉત્પન્ન થએલા હોય, તોપણ મૂળ ગુણે કરીને વિમુક્ત હોય; એવાને જે કાઢી મૂકે છે, એવો ગચ્છ તે જ ગચ્છ છે.

१ ४ ५ ३
**जत्थ य उसहादीणं, तित्थयराणं सुरिंदमहियाणं ।**
२ ६ ७ ८ ९ १०
**कम्मट्ठविमुक्काणं, आणं न खलिज्जइ स गच्छो ॥५३॥**

यत्र च ऋषभादीनां, तीर्थकराणां सुरेन्द्रमहितानाम् ।
कर्माष्टविमुक्ताना, माज्ञां न स्खलति स गच्छः ॥ ५३ ॥

**અર્થઃ**-જે ગચ્છમાં અષ્ટકર્મ વિમુક્ત અને સુરેંદ્રપૂજિત શ્રી ઋષભાદિક તીર્થંકરોની આજ્ઞા સ્ખલના પામતી નથી, તે ગચ્છને ગચ્છ જાણવો.

२ १ ६ ७ ४ ५ ८ ९ ३
**जत्थ य अज्जाहिं समं, थेरावि न उल्लवंति गयदसणा।**
१३ १० १४ ११ १२ १५ १६
**न य झायंतित्थीणं, अंगोवंगाइं तं गच्छं ॥ ५४ ॥**

यत्रचार्याभिः समं, स्थविराअपिनोल्लपन्ति गतदशनाः।
न च ध्यायन्ति स्त्रीणा-मंगोपांगानि स गच्छः ॥ ५४ ॥

**અર્થઃ**-જે ગચ્છને વિષે જેના દાંત પણ ગએલા છે એવાં સ્થવિર પણ, સાધ્વીની સાથે બોલતા નથી અને સ્ત્રીનાં અંગોપાંગને નિરખતા નથી, તેને ગચ્છ કહીએ.

४ ३ २
**वज्जेइ अप्पमत्तो, अज्जासंसग्गि अग्गिविससरिसी ।**
५ ६ १० ९ ७ ८
**अज्जाणुचरो साहू, लहइ अकित्तिं खु अचिरेण ॥५५॥**

वर्जयत्यप्रमत्त, आर्यासंसर्गमग्निविषसदृशम् ।
आर्यानुचरः साधु, लभतेऽकीर्तिं खल्वचिरेण ॥ ५५ ॥

અર્થ:-અપ્રમત્ત મુનિ મહારાજાએ અગ્નિ અને વિષ સદૃશ આર્યાનો જે સંસર્ગ છે, તે વર્જવો. આર્યાનો (સાધ્વીનો) અનુચર સાધુ નિશ્ચે સ્વલ્પકાલમાં અપકીર્તિ પામે છે.

शीळनी पुष्टि.

१ ३ २ ४ ६ ५
**जो देइ कणयकोडिं, अहवा कारेइ कणयजिण भवणं ।**
७ १० ८ ९ ११ १२ १३
**तस्स न तत्तिय पुन्नं, जत्तिय बंभव्वए धरिए ॥५६॥**

यो ददाति कनककोटिं, मथवा कारयति कनकजिनभवनम् ।
तस्य न तावत्पुण्यं, यावद् ब्रह्मव्रते धारिते ॥ ५६ ॥

અર્થ:-જો કોઇ પ્રાણી સુવર્ણની કોટિ અર્થાત્ ક્રોડો રૂપિયાની કિમ્મતનું સુવર્ણ યાચકોને આપે, અથવા કંચનનું જિનભવન કરાવે, તોપણ તેને તેટલું પુણ્ય ન થાય કે, જેટલું બ્રહ્મવ્રત ધારણ કરનારને થાય છે.

१ २ ४ ६ ३ ५ ७
**सीलं कुलआहरणं, सीलं रूवं च उत्तमं होइ ।**
८ १० ९ ११ १४ १२ १३
**सीलं चिय पंडित्तं, सीलं चिय निरुवमं धम्मं ॥५७॥**

शीलं कुलाभरणं, शीलं रूपं चोत्तमं भवति ।
शीलं चैव पाण्डित्यं, शीलं चैव निरुपमो धर्मः ॥ ५७ ॥

**અર્થ**:-શીળ કુળના આભરણ સમાન છે, શીળ તેજ ઉત્તમ રૂપ છે, શીળ તેજ પાંડિત્ય છે અને શીળ તેજ નિરૂપમ ધર્મ છે.

**कुमित्रनो संग वर्जवानो उपदेश.**

( अनुष्टुप्वृत्तम् )

२ १ ४ ३ ६ ५
**वरं वाही वरं मच्चू, वरं दारिद्दसंगमो ।**
७ ८ ९ १२ १० ११
**वरं अरण्णवासो अ, मा कुमित्ताण संगमो ॥५८॥**

वरं व्याधि वरं मृत्यु, वरं दारिद्र्यसंगमः ।
वरमरण्यवासश्च, मा कुमित्राणां संगमः ॥ ५८ ॥

**અર્થ**:-વ્યાધિ, મૃત્યુ અને દારિદ્રનો સંગમ તેમજ અરણ્યમાં વાસ એ સઘળું શ્રેષ્ઠ છે, પરંતુ કુમિત્રનો સંગમ તેવો નથી.

**अगीयत्थ कुसीलेहिं, संगं तिविहेण वोसिरे ।**
**मुक्खमग्गंसिमे विग्घं, पहंमि तेणगे जहा ॥ ५९ ॥**

अगीतार्थ कुशीलैः, संगं त्रिविधेन व्युत्सृजेत् ।
मोक्षमार्गे इमे विघ्नाः, पथि स्तेनको यथा ॥ ५९ ॥

**અર્થ**:-અગીતાર્થ અને કુશીલિયાનો સંગ ત્રિવિધે કરીને તજી દેવો. કેમકે રસ્તામાંના ચોરની પેઠે તેઓ મોક્ષ માર્ગમાં વિઘ્ન કરનારા છે.

अगीतार्थ अने कुशीलियाने नजरे पण न जोवा.

( आर्यावृत्तम् )

**उम्मग्गदेसणाए, चरणं नासंति जिणवरिंदाणं ।**
**वावन्नदंसणा खलु, न हु लब्भा तारिसं दट्ठुं ॥६०॥**

उन्मार्गदेशनया, चरणं नाशयन्ति जिनवरेन्द्राणाम् ।
व्यापन्नदर्शनाः खलु, नहि लभ्यं तादृशां दर्शनम् ॥ ६० ॥

**અર્થ**:-ઉન્માર્ગની દેશના દેવાથી નિશ્ચે નાશ પામ્યું છે સમકિત જેઓનું એવા પુરૂષો શ્રી જિનેશ્વર ભગવંતનું કહેલું ચારિત્ર નાશ પમાડે છે, માટે તેવાઓનું દેખવું પણ ન થાએ.

२ १ ४ ५ ३
**सुहपरिणामो निच्चं, चउसरणगमाइ आयरं जीवो ।**
६ ७ ८ ९
**कुसलपयडीउ बंधइ, बद्धाउ सुहाणुबंधाउ ॥ ५९॥**

शुभपरिणामो नित्यं, चतुःशरणगमाद्याचरञ्जीवः ।
कुशलप्रकृतीर्बध्नाति, बद्धास्तुशुभाऽनुबन्धाः ॥ ५९ ॥

**અર્થ:**-નિરંતર શુભ પરિણામવાળો જીવ ચાર શરણની પ્રાપ્તિ આદિને આચરતો પુન્ય પ્રકૃતિઓને બાંધે છે અને (અશુભ) બાંધેલીને શુભ અનુબંધવાળી કરે છે.

१ २ ५ ६ ३ ४
**मंदाणुभावा बद्धा, तिव्वणुभावाउ कुणइ ता चेव ।**
७ ८ ११ १० ९
**असुहाउ निरणुबंधाउ, कुणइ तीव्वाउ मंदाउ ॥६०॥**

मन्दाऽनुभावा बद्धा-स्तीव्राऽनुभावास्तु करोतिताश्चैव ।
अशुभा निरनुबन्धाः, करोति तीव्रास्तु मन्दाः ॥ ६० ॥

**અર્થ:**-જે (શુભ) મંદ રસવાળી બાંધી હોય તેને તીવ્ર રસવાળી કરે છે, અને અશુભ (મંદ રસવાળી)ને અનુબંધ રહિત કરે છે, અને તીવ્ર રસવાળી (જે અશુભ) તેને મંદ રસવાળી કરે છે.

१ ६ ७ २ ४ ५ ३

**ता एयं कायव्वं, बुहेहि निच्चंपि संकिलेसंमि।**

१२ १० ११ ८ ९

**होइ तिकालं सम्मं, असंकिलेसंमि सुकयफलं ॥६१॥**

तस्मादेतत्कर्त्तव्यं, बुधैर्नित्यमपि संक्लेशे।

भवति त्रिकालं सम्य-गसंक्लेशे सुकृतफलम् ॥ ६१ ॥

અર્થ:-તે માટે પંડિતોએ હમેશાં સંક્લેશમાં (રોગાદિ કારણમાં) એ કરવું, અસંક્લેશપણામાં ત્રણ કાળ રૂડી પેરે કર્યું છતું સુકૃત ફળ (પુન્યાનુબંધિ પુન્ય)વાળું થાય છે.

१ २ ३ ४ ५ ६ ७ ८

**चउरंगो जिणधम्मो,न कओ चउरंगसरणमवि न कयं।**

९ १० ११ १२ १४ १३

**चउरंगभवच्छेओ, न कओ हा हारिओ जम्मो ॥६२॥**

चतुरङ्गो जिनधर्मो-नकृतश्चतुरङ्गशरणमपि न कृतम्।

चतुरङ्गभवच्छेदो-न कृतो हा! हारितं जन्म ॥ ६२ ॥

અર્થ:-જેણે (દાન, શિયળ, તપ, અને ભાવરૂપ) ચાર અંગવાળો શ્રી જિનધર્મ ન કર્યો, જેણે (અરિહંતાદિ) ચાર પ્રકારનું શરણ પણ ન કર્યું, તેમજ જેણે ચાર ગતિરૂપ સંસારનો છેદ ન કર્યો, તે અરે! મનુષ્ય જન્મ હારી ગયો.

**इअ जीव पमायमहारि, वीरभद्दंतमेयमज्झयणं ।**
**झाएसु तिसंझमवंझ,-कारणं निव्वुइसुहाणं ॥६३॥**

इति जीव ! प्रमादमहारि-वीरभद्रान्तमेतदध्ययनम् ।
ध्याय त्रिसन्ध्यमवन्ध्य-कारणं निर्वृतिसुखानाम् ॥ ६३ ॥

અર્થઃ-આ રીતે હે જીવ! પ્રમાદરૂપ મ્હોટા શત્રુને જિતનાર, મોક્ષ પમાડનાર, અને મોક્ષના સુખોનું અવંધ્ય કારણભૂત એવા આ અધ્યયનનું ત્રણ સંધ્યાએ ધ્યાન કર.

॥ इति श्री चउसरण पयन्नो मूलान्वय, संस्कृत छाया तथा भाषान्तरयुक्त समाप्त. ॥





॥ सच्चारित्रचूडामणि शुद्धक्रियायोगि गच्छाऽधिपति
श्रीमत्सुखसागरगुरुचरणकमलेभ्यो नमः ॥

श्रीमन्महावीरस्वामिहस्तदीक्षित श्रीवीरभद्रमुनिमहाराजकृत

श्री

# आउरपच्चक्खाण पयन्नो.

( મૂળાન્વય, સંસ્કૃત છાયા અને ભાષાન્તર યુક્ત. )

---

( आर्यावृत्तम् )

देसिक्कदेसविरओ, सम्मदिट्ठी मरिज्ज जो जीवो ।
तं होइ बालपंडिय, मरणं जिणसासणे भणियं ॥१॥

देशैकदेशविरतः, सम्यग्दृष्टिर्म्रियते यो जीवः ।
तद् भवति बालपण्डित-मरणं जिनशासने भणितम् ॥ १ ॥

અર્થ:–છ કાયની હિંસામાંથી દેશ જે ત્રસહિંસા, તેનો એક દેશ જે મારવાની બુદ્ધિએ નિરપરાધી જીવની નિરપેક્ષ-

પણે હિંસા, તેથી તથા જૂઠું બોલવાદિકથી નિર્વૃત્તિ પામ્યો છતો, જે સમકિતદૃષ્ટિ જીવ મરે તે (મરણને) જિનશાસનને વિષે પાંચ મરણમાંનું બાળપંડિત મરણ કહેલું છે.

**पंच य अणुव्वयाइं, सत्तउ सिक्खाउ देसजइ धम्मो।**
**सव्वेण व देसेण व, तेण जुओ होइ देसेजइ ॥२॥**

**पञ्च चाऽणुव्रतानि, सप्त तु शिक्षाव्रतानि देशयतिधर्मः ।**
**सर्वेण वा देशेन वा, तेन युतो भवति देशयतिः ॥ २ ॥**

**અર્થઃ**-જિનશાસનમાં સર્વવિરતિ અને દેશવિરતિ એ બે પ્રકારનો ધર્મ કહ્યો છે, તેમાં સર્વવિરતિને પાંચ મહાવ્રત કહ્યાં છે, અને દેશવિરતિને પાંચ અણુવ્રતો, સાત શિક્ષાવ્રતો મળી શ્રાવકનાં બાર વ્રત કહ્યાં છે, તે (શ્રાવકનાં) સર્વ વ્રતોએ અથવા એક બે આદિ વ્રતરૂપ તેના દેશે કરીને જીવ દેશ-વિરતિ હોય.

**पाणवह मुसावाए, अदत्तपरदार नियमणोहिं च ।**
**अपरिमि इच्छाओ वि य, अणुव्वयाइं विरमणाइं ॥३॥**

**प्राणवधमृषावादाऽ-दत्तपरदारनियमैश्च ।**
**अपरिमितेच्छातोऽपिचा-णुव्रतानि विरमणानि ॥ ३ ॥**

**અર્થ**:-પ્રાણીનો વધ, જૂઠું બોલવું, અદત્તાદાન (ચોરી), અને પરસ્ત્રીનો નિયમ કરવાવડે કરીને તેમજ વળી પરિમાણ-રહિત ઇચ્છાથકી નિયમ કરવાવડે પાંચ અણુવ્રતો (નિયમો) થાય છે.

૨ ૧ ૩ ૫ ૬ ૭ ૪ ૮
**जं च दिसावेरमणं, अणत्थदंडाउ जं च वेरमणं ।**
१० ११ ९ १३ १४ १२
**देसावगासियं पि य, गुणव्वयाइं भवे ताइं ॥४॥**

यच्चदिग्विरमण-मनर्थदण्डात्तु यच्च विरमणम् ।
देशाऽवकाशमपि च, गुणव्रतानि भवन्ति तानि ॥ ४ ॥

**અર્થ**:-દિગવિરમણવ્રત, અનર્થદંડ થકી જે નિવર્તવું તે અનર્થદંડ વિરમણ, અને દેશાવગાસિક તે ત્રણ ગુણવ્રતો કહેવાય છે.

૧ ૨ ૩ ૫ ૪
**भोगाणं परिसंखा, सामाइय अतिहिसंविभागो य ।**
૭ ૬ ૮ ૯ ૧૦ ૧૧
**पोसहविही उ सव्वो, चउरो सिक्खाओ वुत्ताओ ॥५॥**

भोगानां परिसंख्या, सामायिकमतिथिसंविभागश्च ।
पोषधविधिस्तुसर्व-श्चत्वारि शिक्षाव्रतान्युक्तानि ॥ ५ ॥

**અર્થ**:-ભોગોપભોગનું પરિમાણ, સામાયિક, અતિથિ-સંવિભાગ, અને પોષધવિધિ એ ચાર શિક્ષાવ્રત કહેલાં છે.

२ १ ५ ३ ४
आसुक्कारे मरणे, अच्छिन्नाए अ जीविआसाए ।
७ ६ ८ ९ १०
नाएहिं व अमुक्को, पच्छिमसंलेहणमकिच्चा ॥६॥

आशुकारे मरणेऽ-च्छिन्नायां च जीविताशायाम् ।
ज्ञातिभिर्वाऽमुक्तः, पश्चिमसंलेखनामकृत्वा ॥ ६ ॥

१ २ ४ ३ ५ ७ ६
आलोइय निस्सल्लो, सघरे चेवासहित्तु संथारं ।
८ १० ९ ११ १३ १२
जइ मरइ देसविरओ, तं वुत्तं बाल पंडिअयं ॥७॥

आलोच्यनिःशल्यः, स्वगृहे चैवाऽऽसह्य संस्तारम् ।
यदि म्रियते देशविरत स्तदुक्त बालपण्डितकम् ॥ ७ ॥

અર્થ:-ઉતાવળું મરણ થએ છતે, અને જીવિતવ્યની આશા નહિ તુટે છતે, અથવા સ્વજનોએ (સંલેખના કરવાની) રજા નહિ આપે છતે છેવટની સંલેખના કર્યા વિના, શલ્ય રહિત છતો પાપ આળોવીને અને પોતાના ઘરને વિષે નિશ્ચે સંથારા ઉપર ચઢીને જો દેશવિરતિ છતો મરણ પામે તો તે બાળપંડિત મરણ કહેવાય.

३ २ ४ ५ ६
जो भत्तपरिन्नाए, उवक्कमो वित्थरेण निद्दिठो ।
७ ६ ८ ९ ११ १०
सो चेव बालपंडिय,-मरणे नेओ जहाजुग्गं ॥८॥

यो भक्तपरिज्ञाया-मुपक्रमो विस्तरेण निर्दिष्टः ।
सचैव बालपण्डित-मरणे ज्ञेयो यथायोग्यम् ॥ ८ ॥

અર્થઃ-જે વિધિ ભક્તપરિજ્ઞા નામના પયન્નામાં વિસ્તારથી બતાવેલો છે, તે નક્કી બાળપંડિત મરણને વિષે યથાયોગ્ય જાણવો.

वेमाणिएसु[2] कप्पो[1],-वगेसु[3] निअमेण[4] तस्स[5] उववाओ ।
नियमा[10] सिज्जइ[11] उक्को[7],-सएण[6] सो[8] सत्तमंमि[9] भवे ॥९॥

वैमानिकेषु कल्पो-पगेषु नियमेन तस्योपपातः ।
नियमात्सिद्ध्यत्युत्कृ-ष्टतः स सप्तमे भवे ॥ ९ ॥

અર્થઃ-વૈમાનિક દેવલોકના બાર દેવલોકને વિષે નિશ્ચય કરીને તેની ઉત્પત્તિ થાય છે, અને તે ઉત્કૃષ્ટથી નિશ્ચે કરી સાતમા ભવને વિષે સિદ્ધ થાય છે.

इय[1] बालपंडियं[2] होइ[6], मरण[3] मरिहंतसासणे[4] दिट्ठं[5] ।
इत्तो[7] पंडिय पंडिय,-मरणं[8] वुच्छं[10] समासेणं[9] ॥ १० ॥

इति बालपण्डितं भवति, मरणमर्हच्छासने दिष्टम् ।
इतः पण्डित ! पण्डित-मरणं वक्ष्ये संक्षेपेण ॥ १० ॥

અર્થઃ-જિનશાસનને વિષે આ પ્રમાણે બાળપંડિત મરણ કહેલું છે, હવે હે પંડિત! પંડિતમરણ કોને કહેવું તે સંક્ષેપકરીને કહું છું.

इच्छामि भंते उत्तमठं पडिक्कमामि, अइयं पडिक्कमामि, अणागयं पडिक्कमामि, पच्चुपन्नं पडिक्कमामि, कयं पडिक्कमामि, कारियं पडिक्कमामि, अणुमोइयं पडिक्कमामि, मिच्छत्तं पडिक्कमामि, असंजमं पडिक्कमामि, कसायं पडिक्कमामि पावपओगं पडिक्कमामि, मिच्छादंसणपरिणामेसु वा, इहलोगेसु वा, परलोगेसु वा, सच्चित्तेसु वा, अच्चित्तेसु वा, पंचसु इंदियत्थेसु वा, अन्नाणंझाणे, अणायारंझाणे, कुदंसणंझाणे, कोहंझाणे, माणंझाणे, मायंझाणे, लोहंझाणे, रागंझाणे, दोसंझाणे, मोहंझाणे, इच्छंझाणे, मिच्छंझाणे; मुच्छंझाणे, संकंझाणे, कंखंझाणे, गेहिंझाणे, आसंझाणे, तन्हंझाणे, छुहंझाणे, पंथंझाणे, पंथाणंझाणे, निद्दंझाणे, नियाणंझाणे, नेहंझाणे, कामंझाणे, कुलुसंझाणे, कलहंझाणे, जुज्झंझाणे, निजुज्झंझाणे, संगंझाणे, संगहंझाणे, ववहारंझाणे,

कयविक्कयंझाणे, अणत्थदंडंझाणे, आभोगंझाणे, अणाभोगंझाणे, अणाइल्लंझाणे, वेरंझाणे, वियक्कं झाणे, हिंसंझाणे, हासंझाणे, पहासंझाणे, पओसं झाणे, फरुसंझाणे, भयंझाणे, रूवंझाणे, अप्पपसंसं झाणे, परनिंदंझाणे, परगरिहंझाणे, परिग्गहंझाणे, परपरिवायंझाणे, परदूसणंझाणे, आरंभंझाणे, संरंभंझाणे, पावणुमोयणंझाणे, अरिगरणंझाणे, असमाहिमरणंझाणे, कम्मोदयपच्चयंझाणे, इड्ढी-गारवंझाणे, रसगारवंझाणे, सायागारवंझाणे, अवेरमणंझाणे, अमुत्तिमरणंझाणे, पसुत्तस्सवा, पडिबुद्धस्सवा, जो मे कोइ देवसिओ, राइओ, उत्तमट्ठे, अइक्कमो, वइक्कमो, अइयारो, अणा-यारो, तस्स मिच्छामिदुक्कडं ॥

इच्छामि भदन्त उत्तमार्थं प्रतिक्राम्यामि, अतीतं प्रति-क्राम्यामि, अनागतं प्रतिक्राम्यामि, प्रत्युत्पन्नं प्रतिक्राम्यामि, कृतं प्रतिक्राम्यामि, कारितं प्रतिक्राम्यामि, अनुमोदितं प्रति-

क्राम्यामि, मिथ्यात्वं प्रतिक्राम्यामि, असंयमं प्रतिक्राम्यामि, कषायं प्रतिक्राम्यामि, पापयोगं प्रतिक्राम्यामि, मिथ्यादर्शन परिणामेषुवा, इहलोकेषुवा परलोकेषुवा सचित्तेषुवा अचित्तेषु वा पञ्चस्विन्द्रियार्थेषुवा, अज्ञान ध्याने, अनाचार ध्याने, कुदर्शन ध्याने, क्रोध ध्याने, मान ध्याने, माया ध्याने, लोभ ध्याने, रति ध्याने, दोष ध्याने, मोह ध्याने, इच्छा ध्याने, मिथ्या ध्याने, मूर्च्छा ध्याने, शङ्का ध्याने, कांक्षा ध्याने, गृद्धि ध्याने, आशा ध्याने, तृष्णा ध्याने, क्षुधा ध्याने, पथि (सामान्ये) ध्याने, पथि (विषमे) ध्याने, निद्रा ध्याने, निदान ध्याने, स्नेह ध्याने, काम ध्याने, कलुष ध्याने, कलह ध्याने, युद्ध ध्याने, नियुद्ध ध्याने, संग ध्याने, संग्रह ध्याने, व्यवहार ध्याने, क्रयविक्रय ध्याने, अनर्थदण्ड ध्याने, आभोग ध्याने, अनाभोग ध्याने, ऋणार्त्त ध्याने, वैर ध्याने, वितर्क ध्याने, हिंसा ध्याने, हास्य ध्याने, प्रहास्य ध्याने, प्रद्वेष ध्याने, परुष ध्याने, भय ध्याने, रूप ध्याने, आत्मप्रशंसा ध्याने, परनिन्दा ध्याने, परगर्हा ध्याने, परिग्रह ध्याने, परपरिवाद ध्याने, परदूषण ध्याने, आरंभ ध्याने, संरंभ ध्याने, पापाऽनुमोदन ध्याने, अधिकरण ध्याने, असमाधिमरण ध्याने, कर्मोदयप्रत्यय ध्याने, ऋद्धिगौरव ध्याने, रसगौरव ध्याने, सातगौरव ध्याने, अविरमण ध्याने, अमुक्तिमरण ध्याने, प्रसुप्तस्यवा, प्रतिबुद्धस्यवा, योमेकोऽपि

**दैवसिकोरात्रिकउत्तमार्थेऽतिक्रमो व्यतिक्रमोऽतिचारोऽनाचार-स्तस्य मिथ्यामेदुष्कृतम्,**

હે ભગવંત ! અનશન માટે સામાન્યપણે પાપવ્યાપાર પડિક્કમું છું, ગઇ વખતનાને પડિક્કમું છું, ભવિષ્યમાં થવાનાને પડિક્કમું છું, વર્તમાનકાળના પાપને હું પડિક્કમું છું, કરેલા પાપને પડિક્કમું છું, કરાવેલા પાપને પડિક્કમું છું, અનુમોદેલા પાપને પડિક્કમું છું, મિથ્યાત્વને પડિક્કમું છું, અવિરતિને પડિક્કમું છું, કષાયને પડિક્કમું છું, પાપવ્યાપારને પડિક્કમું છું, મિથ્યાદર્શન પરિણામને વિષે, આ લોકને વિષે, પરલોકને વિષે, સચિત્તને વિષે, અચિત્તને વિષે, પાંચ ઇંદ્રિયોના વિષયને વિષે, અજ્ઞાન સારૂં એમ ચિંતવે છતે, ખોટો આચાર ચિંતવે છતે, બૌદ્ધાદિક દર્શન સારૂં એમ ચિંતવે છતે, ક્રોધવશ થઈ ચિંતવે છતે, માનવશ થઈ ચિંતવે છતે, માયાવશ થઇ ચિંતવે છતે, લોભવશ થઇ ચિંતવે છતે, રાગને વશ થઇ ચિંતવે છતે, દ્વેષને વશ થઈ ચિંતવે છતે, અજ્ઞાનને વશ થઇ ચિંતવે છતે, પુદ્ગલ પદાર્થ અને યશ આદિકની ઇચ્છાને વશ થઈ ચિંતવે છતે, મિથ્યાદષ્ટિપણે ચિંતવે છતે, મુર્છાવશ થઇ ચિંતવે છતે, સંશયથકી ચિંતવે છતે, અન્ય મતની વાંચ્છાએ કરી ચિંતવે છતે, ઘરવિષે ચિંતવે છતે, બીજાની વસ્તુ પામવાની વાંછા થકી ચિંતવે છતે, તરસ લાગવાથી ચિંતવે છતે, ભુખ લાગવાથી ચિંતવે છતે, સામાન્ય માર્ગમાં ચાલવા છતાં ચિંતવે

છતે, વિષમ માર્ગમાં ચાલવા છતાં ચિંતવે છતે, નિંદ્રામાં ચિંતવે છતે, નિયાણું ચિંતવે છતે, સ્નેહવશે ચિંતવે છતે, વિકારના વશે ચિંતવે છતે, ચિત્તના ડોહોલાણુથકી ચિંતવે છતે, કલેશ કરાવવા ચિંતવે છતે, સામાન્ય યુદ્ધને વિષે ચિંતવે છતે, મહાયુદ્ધને વિષે ચિંતવે છતે, સંગ ચિંતવે છતે, સંગ્રહ ચિંતવે છતે, રાજસભામાં ન્યાય કરાવવા ચિંતવે છતે, ખરીદ કરવા વેચવા માટે ચિંતવે છતે, અનર્થદંડ ચિંતવે છતે, ઉપયોગ સહિત ચિંતવે છતે, અનુપયોગે ચિંતવે છતે, માથે દેવું હોય તેના વશ ચિંતવે છતે, વૈર ચિંતવે છતે, તર્કવિતર્ક ચિંતવે છતે, હિંસા ચિંતવે છતે, હાસ્યના વશ થઇ ચિંતવે છતે, અતિહાસ્યના વશ થઇ ચિંતવે છતે, અતિ રોષે કરી ચિંતવે છતે, કઠોર પાપકર્મ ચિંતવે છતે, ભય ચિંતવે છતે, રૂપ ચિંતવે છતે, પોતાની પ્રશંસા ચિંતવે છતે, બીજાની નિંદા કરતાં ચિંતવે છતે, બીજાની ગર્હા કરતાં ચિંતવે છતે, ધનાદિક પરિગ્રહ મેળવવાને ચિંતવે છતે, બીજાને કલેશ આપવાનું ચિંતવે છતે, બીજાને માથે પોતાનું દૂષણ ચઢાવવા ચિંતવે છતે, આરંભ ચિંતવે છતે, વિષયના તીવ્ર અભિલાષથી ચિંતવે છતે, પાપકાર્ય અનુમોદવારૂપ ચિંતવે છતે, જીવહિંસાના સાધનોને મેળવવાનું ચિંતવે છતે, અસમાધિએ મરવું એમ ચિંતવે છતે, ગાઢકર્મના ઉદય થકી ચિંતવે છતે, રૂદ્ધિના અભિમાને કરી ચિંતવે છતે, સારા

ભોજનના અભિમાને કરી ચિંતવે છતે, સુખના અભિમાને કરી ચિંતવે છતે, અવિરતિ સારી એમ ચિંતવે છતે, સંસાર-સુખના અભિલાષ સહિત મરણ કરતાં ચિંતવે છતે, દિવસ સંબંધી અથવા રાત્રી સંબંધી સુતાં છતાં અથવા જાગતાં છતાં, કોઇપણ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અનાચાર લાગ્યો હોય તેનો મ્હને મિચ્છામિદુક્કડં હો.

( आर्यावृत्तम )

**एस करेमि पणामं, जिणवरवसहस्स वद्धमाणस्स ।**
**सेसाणं च जिणाणं, सगणहराणं च सव्वेसिं ॥११॥**

एष करोमि प्रणामं, जिनवर वृषभस्य वर्द्धमानस्य ।
शेषाणाञ्च जिनानां, सगणधराणाञ्च सर्वेषाम् ॥ ११ ॥

**અર્થઃ**—જિનોને વિષે વૃષભ સમાન એવા વર્દ્ધમાન સ્વામીને, વળી ગણધરો સહિત બાકીના સર્વે તીર્થંકરોને હું આ નમસ્કાર કરૂં છું.

**सव्वं पाणारंभं, पच्चक्खामित्ति अलियवयणं च ।**
**सव्वमदिन्नादाणं, मेहुन्नपरिग्गहं चेव ॥ १२ ॥**

सर्वं प्राणारम्भं, प्रत्याख्यामीत्यलीकवचनञ्च ।
सर्वमदत्ताऽदानं, मैथुनपरिग्रहंश्चैव ॥ १२ ॥

અર્થ:–આ પ્રકારે સર્વ પ્રાણીઓના આરંભને, અલિક (અસત્ય) વચનને, સર્વ અદત્તાદાન (ચોરીને), મૈથુન (સ્ત્રી-સમાગમ) અને પરિગ્રહને હું પચ્ચખ્ખું છું.

३ २ १ ६ ४ ७ ५
**सम्मं मे सव्वभूएसु, वेरं मज्झ न केणइ ।**
८ ९ १० ११
**आसाओ वोसिरित्ताणं, समाहिमणुपालए ॥१३॥**

साम्यं मे सर्वभूतेषु, वैरं मम न केनचित् ।
आशा व्युत्सृज्य, समाधिमनुपालये ॥ १३ ॥

અર્થ:–મ્હારે સર્વ પ્રાણીઓ વિષે મિત્રપણું છે, કોઇની સાથે મ્હારે વૈર નથી, સર્વ વાંછાઓને ત્યાગી દઇને હું હવે સમાધિ રાખું છું.

२ १ ३ ४ ५ ७ ६
**सव्वं चाहारविहिं, सन्नाओ गारवे कसाए अ ।**
९ ८ ११ १० १२ १३ १४
**सव्वं चेव ममत्तं, चएमि सव्वं खमावेमि ॥१४॥**

सर्वं चाहारविधिं, संज्ञा गौरवान् कषायाँश्च ।
सर्वं चैव ममत्वं, त्यजामि सर्वं क्षमयामि ॥ १४ ॥

અર્થ:–સર્વે પ્રકારના આહારને, સંજ્ઞાઓને, ગારવોને, અને સર્વ કષાયને તેમજ સર્વે મમતાનો હું ત્યાગ કરૂં છું; સર્વેને હું ખમાવું છું.

७ ४ ५ ६ ३ १ २
**हुज्जा इमंमि समये, उवक्कमो जीविअस्स जइ मज्झ ।**
८ ९ १० ११ १२
**एअं पच्चक्खाणं, विउला आराहणा होउ ॥ १५ ॥**

भवेदस्मिन्समये, उपक्रमो जीवितस्य यदि मम ।
एतत्प्रत्याख्यानं, विपुलाऽऽराधना भवतु ॥ १५ ॥

**અર્થ:**—જો મ્હારા જીવિતવ્યનો ઉપક્રમ ( આયુષ્યનો નાશ ) આ અવસરમાં હોય તો આ પચ્ચખ્ખાણ અને વિસ્તારવાળી આરાધના થાઓ.

१ २ ३ ४
**सव्वदुक्खपहीणाणं, सिद्धाणं अरहओ नमो ।**
६ ५ ९ ७ ८
**सद्दहे जिणपन्नत्तं, पच्चक्खामि अ पावगं ॥१६॥**

सर्वदुःखप्रक्षीणेभ्यः, सिद्धेभ्योऽर्हद्भयो नमः ।
श्रद्दधामि जिनप्रज्ञप्तं, प्रत्याख्यामि च पापकम् ॥१६॥

**અર્થ:**—સર્વ દુઃખ ક્ષય થયાં છે જેમનાં એવા સિદ્ધોને, અરિહંતને નમસ્કાર હો, જિનેશ્વરોએ કહેલું તત્ત્વ હું સદ્દહું છું; અને પાપકર્મને પચ્ચખ્ખું છું.

५ ६ १ ३ २ ४
**नमुत्थु धुअपावाणं, सिद्धाणं च महेसिणं ।**
९ १० ७ ८
**संथारं पडिवज्जामि, जहा केवलिदेसिअं ॥१७॥**

नमोऽस्तु धूतपापेभ्यः, सिद्धेभ्यश्च महर्षिभ्यः ।
संस्तारं प्रतिपद्ये, यथा केवलिदेशितम् ॥ १७ ॥

અર્થ:-જેમનાં પાપ ક્ષય થયાં છે એવા સિદ્ધોને તથા મહારૂષીઓને નમસ્કાર હો, જેવો કેવળીએ બતાવ્યો છે તેવો સંથારો હું અંગિકાર કરૂંછું.

१ २ ३ ४ ५ ६ ८ ७
**जं किंचिवि दुच्चरिअं, तं सव्वं वोसिरामि तिविहेणं।**
१३ ९ १० १४ १२ ११
**सामाइयं च तिविहं, करेमि सव्वं निरागारं ॥१८॥**

यत्किञ्चिदपि दुश्चरितं, तत्सर्वं व्युत्सृजामि त्रिविधेन ।
सामायिकञ्च त्रिविधं, करोमि सर्वं निरागारम् ॥ १८ ॥

અર્થ:-જે કંઇપણ ખોટું આચર્યું હોય તે સર્વને મન, વચન, કાયાએ કરીને હું વોસિરાવું છું, વળી સર્વ આગારરહિત (જ્ઞાન, શ્રદ્ધા અને ક્રિયારૂપ) ત્રણ પ્રકારનું સામાયિક કરૂં છું.

१ २ ३ ५ ४
**बज्झं अब्भिंतरं उवहिं, सरीराइ सभोयणं ।**
७ ६ ८ ९
**मणसावयकायेहिं, सव्वं भावेण वोसिरे ॥१९॥**

बाह्यमभ्यन्तरमुपधिं, शरीरादि सभोजनम् ।
मनोवचनकायैः, सर्वं भावेन व्युत्सृजामि ॥ १९ ॥

અર્થ:-બાહ્ય, અભ્યંતર, ઉપાધિ, અને શરીરાદિ ભોજન સહિત ને મન, વચન, કાયાએ કરીને ભાવથકી વોસિરાવું છું.

**सव्वं पाणारंभं, पच्चक्खामित्ति अलियवयणं च ।**
**सव्वमदत्तादाणं, मेहुन्न परिग्गहं चेव ॥ २० ॥**

सर्वं प्राणारम्भं, प्रत्याख्यामीत्यलीकवचनञ्च ।
सर्वमदत्तादानं, मैथुनपरिग्रहञ्चैव ॥ २० ॥

**અર્થ:**-આ પ્રમાણે સર્વે પ્રાણીઓના આરંભને, અલિક (અસત્ય) વચનને, સર્વ અદત્તાદાન (ચોરી)ને, મૈથુન (સ્રીસમાગમ) અને પરિગ્રહને પચ્ચખ્ખું છું.

**सम्मं मे सव्वभूएसु, वेरं मज्झ न केणइ ।**
**आसाओ वोसिरित्ताणं, समाहि मणुपालये ॥२१॥**

साम्यं मे सर्वभूतेषु, वैरं मम न केनचित् ।
आशा व्युत्सृज्य, समाधि मनुपालये ॥ २१ ॥

**અર્થ:**-મ્હારે સર્વે પ્રાણીઓ વિષે મિત્રપણું છે, કોઇની સાથે મ્હારે વૈર નથી, સર્વે વાંચ્છાઓને ત્યાગી દઈને હું સમાધિ રાખું છું.

**रागं बंधं पओसं च, हरिसं दीणभावयं ।**
**उस्सुगत्तं भयं सोगं, रइं अरइं च वोसिरे ॥२२॥**

रागं बन्धं प्रद्वेषञ्च, हर्षं दीनभावनाम् ।
उत्सुकत्वं भयं शोकं, रतिमरतिञ्च व्युत्सृजामि ॥२२॥

**અર્થ**:-(આત્માને) બંધનના કારણભૂત એવા રાગ તથા દ્વેષને, હર્ષને, રાંકપણાને, ચપળપણાને, ભયને, શોકને, રતિને, અરતિને, વોસિરાવું છું.

३ ४ १ २
**ममत्तं परिवज्जामि, निम्ममत्तं उवठिओ ।**
८ ५ ६ ७ १० ९ ११
**आलंबणं च मे आया, अवसेसं च वोसिरे ॥२३॥**

ममत्वं परिवर्जयामि, निर्ममत्वमुपस्थितः ।
आलंबनञ्च मे आत्माऽवशेषञ्च व्युत्सृजामि ॥ २३ ॥

**અર્થ**:-મમતારહિતપણામાં તત્પર થયો છતો મમતાનો ત્યાગ કરૂં છું; વળી મ્હને આત્મા અવલંબનભૂત છે; બીજા સર્વે પદાર્થોને વૉસિરાવું છું.

४ ३ १ २ ९ ५ ६ ८ ७
**आया हु महंनाणे, आया मे दंसणे चरित्ते अ ।**
१० ९ १४ ११ १२ १३
**आया पच्चक्खाणे, आया मे संजमे जोगे ॥२४॥**

आत्माहु मम ज्ञाने, आत्मा मम दर्शने चारित्रे च ।
आत्मा प्रत्याख्याने, आत्मा मम संयमे योगे ॥ २४ ॥

**અર્થ**:-નિશ્ચે મ્હને જ્ઞાનમાં આત્મા, દર્શનમાં આત્મા, ચારિત્રમાં આત્મા, પચ્ચખ્ખાણમાં આત્મા, અને સંજમ-જોગમાં મ્હને આત્મા અવલંબનરૂપ થાઓ.

**एगो वच्चइ जीवो, एगो चेवुववज्जइ ।**
**एगस्स चेव मरणं, एगो सिज्झइ नीरओ ॥२५॥**

एको व्रजति जीव-एकश्चैवोपपद्यते ।
एकस्य चैव मरण-मेकः सिद्ध्यति नीरजः ॥२५॥

**અર્થઃ**-જીવ એકલો જાય છે, નક્કી એકલોજ ઉપજે છે, મરણ પણ એકલોજ પામે છે, અને સકળ કર્મમળ દૂર કરીને સિદ્ધ પણ એકલોજ થાય છે.

**एगो मे सासओ अप्पा, नाणदंसणसंजुओ ।**
**सेसा मे बाहिरा भावा, सव्वे संजोगलक्खणा ॥२६**

एको मे शाश्वत आत्मा, ज्ञानदर्शनसंयुक्तः ।
शेषामे बाह्या भावाः, सर्वे संयोगलक्षणाः ॥ २६ ॥

**અર્થઃ**-જ્ઞાન, દર્શન સહિત મ્હારો આત્મા એક શાશ્વતો છે, બાકીના મ્હારે સર્વે બાહ્ય પદાર્થો સંબંધ માત્ર સ્વરૂપવાળા છે.

**संजोगमूला जीवेण, पत्ता दुक्खपरंपरा ।**
**तम्हा संजोगसंबंधं, सव्वं तिविहेण वोसिरे ॥२७**

संयोगमूला जीवेन, प्राप्ता दुःखपरम्परा ।
तस्मात्संयोगसम्बन्धं, सर्वं त्रिविधेन व्युत्सृजामि ॥२७॥

અર્થઃ-સંબંધ છે મૂળ તે જેનું એવી દુઃખની પરંપરા આ જીવે મેળવી, તે માટે સર્વે સંજોગ સંબંધને મન, વચન ને કાયાએ કરીને વોસિરાવું છું.

३ ४ २ १ ६ ७ ५
**मूलगुण उत्तरगुणे, जे मे नाराहिया पयत्तेणं ।**
८ १० ९ ११ १३ १२
**तमहं सव्वं निंदे, पडिक्कमे आगमिस्साणं ॥२८॥**

मूलगुणा उत्तरगुणा, ये मया नाराधिताः प्रयत्नेन ।
तमहं सर्वं निन्दामि, प्रतिक्राम्याम्यागमिष्यताम् ॥ २८ ॥

અર્થઃ-પ્રયત્નવડે જે મૂળગુણો અને ઉત્તરગુણો મ્હેં ન આરાધ્યા, તે સર્વેને હું નિંદું છું, અને આવતા કાળની વિરાધનાને પડિક્કમું છું.

१ २ ३ ४ ६ ५ ८ ७
**सत्त भए अठ मए, सन्नाचत्तारि गारवे तिन्नि ।**
१० ९ ११ १३ १२ १४
**आसायण तित्तीसं, रागं दोसं च गरिहामि ॥२९॥**

सप्त भयान्यष्टौमदान्, संज्ञाश्चतस्रो गौरवाँस्त्रीन् ।
आशातनास्त्रयस्त्रिंशतं, रागं द्वेषञ्च गर्हामि ॥ २९ ॥

અર્થઃ-સાત ભય, આઠ મદ, ચાર સંજ્ઞા, ત્રણ ગારવ, તેત્રીશ ગુરૂ આશાતના, રાગ અને દ્વેષને હું ગહું છું.

१ २ ३ ८ ९ ४ १०
**असंजममन्नाणं, मिच्छत्तं सव्वमेव य ममत्तं ।**
५ ७ ६ ११ १२ १४ १३ १५
**जीवेसु अजीवेसु अ, तं निंदे तं च गरिहामि ॥३०**

असंयममज्ञानं, मिथ्यात्वं सर्वमेव च ममत्वम् ।
जीवेष्व जीवेषु च, तन्निन्दामि त च्च गर्हामि ॥ ३० ॥

**અર્થ**:-જીવ અને અજીવમાં અવિરતિને, અજ્ઞાનને, મિથ્યાત્વને અને વળી સર્વ મમતાને નિંદુ છું અને ગર્હુ છું.

३ २ ८ १ ५ ४ ६ ७
**निंदामि निंदणिज्जं, गरिहामि अ जं च मे गरहणिज्जं**
१३ ९ १० ११ १३ १२
**आलोएमि अ सव्वं, अब्भितरं बाहिरं उवहिं ॥३१॥**

निन्दामि निन्दनीयं-गर्हामि च यच्चमे गर्हणीयम् ।
आलोचयामि च सर्व-मभ्यन्तरं बाह्यमुपधिम् ॥ ३१ ॥

**અર્થ**:-નિંદવાયોગ્ય કાર્યને હું નિંદુછું, અને જે મ્હને ગર્હુવા યોગ્ય કાર્ય છે તે ગર્હુ છું, સર્વે અભ્યંતર અને બાહ્ય ઉપધિ (માયા)ને હું આલોવું છું.

१ २ ३ ४ ६ ५ ७ ८
**जह बालो जंपंतो, कज्जमकज्जं च उज्जुअं भणइ ।**
१० ९ १३ ११ १२
**तं तह आलोइज्जा, मायामोसं पमुत्तूणं ॥ ३२ ॥**

यथा बालो जल्पन्, कार्यमकार्यञ्च ऋजुकं भणति ।
तत्तथाऽऽलोचयेन्मायामृषा प्रमुच्य ॥ ३२ ॥

**અર્થ**:-જેમ બાળક બોલતો છતો કાર્ય, અકાર્યને સરળપણે કહે છે, તેમ તે પાપને માયા મૃષાવાદ મૂકીને તેવી રીતે સરળ ભાવથી આલોવે.

१ ३ २ ४ ६ ५ ७ ८ ९
**नाणंमि दंसणंमि अ, तवे चरित्ते अ चउसुवि अकंपो ।**
१० ११ १३ १२
**धीरो आगमकुसलो, अपरिस्सावी रहस्साणं ॥३३॥**

ज्ञाने दर्शने च, तपसि चारित्रे च चतुर्ष्वप्यकम्पः ।
धीर आगमकुशलोऽपरिस्रावी रहस्यानाम् ॥ ३३ ॥

**અર્થ**:-જ્ઞાન, દર્શન, તપ અને ચારિત્ર એ ચારેમાં અચલાયમાન, ધીર, આગમમાં કુશળ, આપણે કહેલાં ગુપ્ત પાપોને બીજાને નહિ કહેનાર એવા ગુરૂ પાસે આળોયણ લેવી જોઇએ.

३ १ ५ ४ ९ ८ ६ ७
**रागेण व दोसेण व, जं मे अकयन्नुआ पमाएणं ।**
१२ २ १० ११ १३ १४ १५ १६ १७
**जो मे किंचिवि भणिओ, तमहं तिविहेण खामेमि ॥३४**

रागेण द्वेषेण वा, यदकृतज्ञतया प्रमादेन ।
यो मया किञ्चिदपि भणित-स्तमहं त्रिविधेन क्षमयामि ॥३४॥

અર્થ:-રાગ અને દ્વેષે કરી, અથવા અકૃતજ્ઞપણાએ અને પ્રમોદે કરી તમારૂં જે અહિત બીજાને મ્હેં કંઈક કહ્યું હોય તે હું મન, વચન, કાયાએ કરી ખમાવું છું.

**तिविहं भणंति मरणं, बालाणं बालपंडियाणं च**
**तइयं पंडियमरणं, जं केवलिणो अणुमरंति ॥३५॥**

त्रिविधं भणन्ति मरणं, बालानां बालपण्डितानाञ्च ।
तृतीयंपण्डितमरणं, यत्केवलिनोऽनुम्रियन्ते ॥ ३५ ॥

અર્થ:-મરણ ત્રણ પ્રકારનાં હોય છે. બાળમરણ, બાળપંડિતમરણ, અને ત્રીજું પંડિત મરણ કે જે કેવળી ભગવાનોજ પામે છે.

**जे पुण अठमइआ, पयलियसन्नाय वक्कभावाय ।**
**असमाहिणा मरंति, न हु ते आराहगा भणिआ ॥**

ये पुनरष्टमादिकाः, प्रचलितसंज्ञाश्च वक्रभावाश्च ।
असमाधिना म्रियन्ते, न हु ते आराधका भणिताः ॥३६॥

અર્થ:-વળી જે આઠ મદવાળા છે તે, તથા નાશ પામી છે બુદ્ધિ જેમની એવા, અને વક્રપણાને ધારણ કરનારા છે તે, તથા અસમાધિથી મરે છે, તેમને નિશ્ચે આરાધક કહ્યા નથી.

**मरणे विराहिए देव,-दुग्गई दुल्लहा य किर बोही ।**
**संसारो य अणंतो, हवइ पुणो आगमिस्साणं ॥३७**

मरणे विराधिते देव-दुर्गति र्दुर्लभा च किल बोधिः ।
संसारश्चानन्तो-भवति पुनरेष्यत्काले ॥ ३७ ॥

અર્થ:-મરણ વિરાધે છતે દેવતામાં દુર્ગતિ થાય, તેમજ સમ્યક્ત્વ પામવું દુર્લભ થઈ પડે અને વળી આવતા કાળમાં તેનો અનંત સંસાર થાય.

**का देवदुग्गई का, अबोहि केणे व वुज्झई मरणं ।**
**केण अणंतमपारं, संसारं हिंडई जीवो ॥ ३८ ॥**

का देवदुर्गतिः काऽ-बोधिः केन बोध्यते मरणम् ।
केनाऽनन्तमपारं, संसारं हिण्डते जीवः ॥ ३८ ॥

**અર્થ:**-દેવની દુર્ગતિ કયી ? અબોધિ શું ? શા હેતુએ વારંવાર મરણ થાય ? કયા કારણથી સંસારમાં જીવ અનંતા-કાળ પર્યન્ત ભમે ?

**कंदप्पदेव किव्विस,-अभिओगा आसुरी अ संमोहा ।**
**ता देवदुग्गईओ, मरणंमि विराहिए हुंति ॥३९॥**

कन्दर्प देवाकिल्विषाऽ-भियोगा आसुरी च संमोहा ।
ता देवदुर्गतयो-मरणे विराधिने भवान्ति ॥ ३९ ॥

**અર્થઃ**–મરણ વિરાધે છતે કંદર્પ દેવ, કિલ્વિષ્યાદેવ (ઢેડદેવ), ચાકરદેવ, દાસદેવ અને સંમોહદેવ એ પાંચ દુર્ગતિઓ થાય છે.

**मिच्छादंसणरत्ता, सनियाणा किन्हलेसमोगाढा ।**
**इह जे मरंति जीवा, तेसिं दुलहा भवे वोही॥४०॥**

मिथ्यादर्शनरक्ताः, सनिदानाः कृष्णलेश्याऽवगाढाः ।
इह ये म्रियन्ते जीवा-स्तेषां दुर्लभा भवेद्बोधिः ॥ ४० ॥

**અર્થઃ**–આ સંસારમાં મિથ્યાદર્શનમાં રક્ત, નિયાણા સહિત, કૃષ્ણલેશ્યાવાળા જે જીવો મરણ પામે, તેઓને બોધિ બીજ (સમકિત) દુર્લભ થાય છે.

**सम्मदंसणरत्ता, अनियाणा सुक्कलेसमोगाढा ।**
**इह जे मरंति जीवा, तेसिं सुलहा भवे वोही॥४१**

सम्यग्दर्शनरक्ता-अनिदानाः शुक्लेश्याऽवगाढाः ।
इह ये म्रियन्ते जीवा-स्तेषां सुलभा भवेद्बोधिः ॥ ४१ ॥

**અર્થ**:-આ સંસારમાં સમ્યક્ દર્શનમાં રક્ત, નિયાણા રહિત, શુકલ લેશ્યાવાળા જે જીવો, મરણ પામે છે, તે જીવોને બોધિબીજ (સમકિત) સુલભ થાય છે.

**जे पुण गुरुपडिणीआ, बहुमोहा ससबला कुसीलाय।**
**असमाहिणा मरंति, ते हुंति अणंतसंसारी ॥४२॥**

ये पुन गुरुप्रत्यनीका-बहुमोहाः सशबलाः कुशीलाश्च।
असमाधिनाम्रियन्ते, ते भवन्त्यनन्तसंसारिणः ॥ ४२ ॥

**અર્થ**:-જેઓ વળી ગુરૂના શત્રુભૂત, ઘણા મોહવાળા, દૂષણ સહિત, કુશીલ અને અસમાધિથી મરણ પામે છે, તેઓ અનંત સંસારી થાય છે.

**जिणवयणे अणुरत्ता, गुरुवयणं जे करंति भावेणं।**
**असबल असंकिलिट्ठा, ते हुंति परित्तसंसारी ॥४३॥**

जिनवचनेऽनुरक्ता-गुरुवचनं ये कुर्वन्ति भावेन।
अशबला असंक्लिष्टा-स्ते भवन्ति परीत्तसंसारिणः ॥४३॥

**અર્થ**:-જિન વચનમાં રાગવાળા, ગુરૂનું વચન ભાવે કરીને જેઓ કરે છે, દૂષણ રહિત, અને સંકલેશ રહિત હોય છે, તેઓ થોડા સંસારવાળા થાય છે.

८ ७ १० ९ ११
बालमरणाणि बहुसो, बहुआणि अकामगाणिमरणाणि
१२ ५ ६ १ २ ३ ४
मरिहंति ते वराया, जे जिणवयणं न याणंति ॥४४॥

बालमरणानि बहुशो-बहुकान्यकामुकानि मरणानि ।
मरिष्यन्ति ते वराका-ये जिनवचनं न जानन्ति ॥ ४४ ॥

અર્થ:-જે જિન વચનને નથી જાણતા તે બિચારા વારંવાર બાળમરણો અને ઘણીવાર ઇચ્છા રહિતપણે ( અકામ ) મરણો પામશે.

१ ३ २ ५ ४ ७ ६
सत्थग्गहणं विसभ,-क्खणं च जलणं च जलप्पवेसोअ।
८ ९
अणयारभंडसेवी, जंमणमरणाणुबंधीणि ॥ ४५ ॥

शस्त्रग्रहणं विषभक्षणञ्च, ज्वलनञ्च जलप्रवेशश्च ।
अनाचारभाण्डसेविनो-जन्ममरणाऽनुबन्धीनि ॥ ४५ ॥

અર્થ:-શસ્ત્રગ્રહણ, વિષભક્ષણ, બળીમરવું, પાણીમાં બુડી મરવું, અનાચાર તથા અધિક ઉપગરણ સેવનાર એ સર્વે જન્મ મરણની પરંપરા વધારનાર છે.

१ २ ५ ३ ४
उड्ढमहे तिरियंमिवि, मयाणि जीवेण बालमरणाणि ।
६ ७ ८
दंसणनाणसहगओ, पंडियमरणं अणुमरिस्सं ॥४६॥

ऊर्द्धाधस्तिर्यग्लोके च, मृतानि जीवेन बालमरणानि ।
दर्शनज्ञानसहगतः, पण्डितमरणमनुमारिष्ये ॥ ४६ ॥

અર્થ:-ઉંચા, નીચા અને તિર્છાલોકમાં જીવે બાળ મરણો કર્યાં. હું દર્શન, જ્ઞાને સહિત થકો પંડિતમરણે મરીશ.

[1] [2] [4] [5] [3]
**उव्वेयणयं जाई,-मरणं नरएसु वेअणाओ अ ।**
[6] [7] [9] [10] [8]
**एआणि संभरंतो, पंडियमरणं मरसु इन्हि ॥४७॥**

उद्वेजनकं जाति-मरणं नरकेषु वेदनाश्च ।
एतानि स्मरन्, पण्डितमरणेनम्रियस्वेदानीम् ॥४७॥

અર્થ:-ઉદ્વેગ કરનાર જન્મ અને મરણ અને નરકને વિષે જે થએલી વેદનાઓને સંભારતો છતો હમણાં પંડિત મરણે મર.

[1] [3] [2] [4] [7] [6] [5]
**जइ उपज्जइ दुक्खं, तो दठव्वो सहावओ नवरं ।**
[11] [12] [10] [13] [14] [8] [9]
**किं किं मए न पत्तं, संसारं संसरंतेणं ॥ ४८ ॥**

यद्युत्पद्यतेदुःखं, ततो (तत्प्रादुर्भावो) द्रष्टव्यः स्वभावतोनवरम् ।
किं किं मयानप्राप्तं, संसारं संसरता ॥ ४८ ॥

અર્થ:-જો દુઃખ ઉત્પન્ન થાય તો સ્વભાવથકી તેની વિશેષ ઉત્પત્તિ જોવી; સંસારમાં ભમતાં છતાં હું શાં શાં દુઃખ નથી પામ્યો ?

३ ४ ५ १ ६ २ ७
संसारचक्कवाले, सव्वे वि य पुग्गला मए बहुसो ।
८ ९ १० १४ ११ १२ १५ १३
आहारिआ य परिणा,-मिआय न यहं गओ तत्तिं ॥४९

संसारचक्रवाले, सर्वेऽपिच पुद्गला मया बहुशः ।
आहारिताश्च परिणा-मिताश्च न चाहं गतस्तृप्तिम् ॥४९॥

અર્થઃ-વળી મ્હેં ઘણી વખત સંસારચક્રમાં સર્વે પુદ્ગલો ભોગવ્યા, તેમજ પરિણમાવ્યા, તોપણ હું તૃપ્તિ પામ્યો નહિં.

३ ५ ४ ८ ६ ७
तणकट्ठेहि व अग्गी, लवणजलो वा नईसहस्सेहिं ।
११ १ २ १२ १० ९
न इमो जीवो सक्को, तप्पेउं कामभोगेहिं ॥५०॥

तृणकाष्ठैरिवाग्नि-र्लवणजलो वा नदीसहस्रैः ।
नैष जीवः शक्य-स्तर्पयितुं कामभोगैः ॥ ५० ॥

અર્થઃ-તરણાં તથા લાકડાએ કરીને જેમ અગ્નિ અને હજારો નદીઓએ કરીને જેમ લવણ સમુદ્ર તૃપ્તિ પામતો નથી, તેમ કામભોગોએ કરીને આ જીવ તૃપ્તિ પામતો નથી.

२ १ ५ ३ ४
आहारनिमित्तेणं, मच्छा गच्छंति सत्तमीं पुढवीं ।
६ ७ ११ १२ ८ ९ १०
सच्चित्तो आहारो, न खमो मणसावि पत्थेउं ॥५१॥

आहारनिमित्तेन, मत्स्या गच्छन्ति सप्तमीं पृथ्वीम् ।
सचित्त आहारो-नक्षमोमनसाऽपिप्रार्थयितुम् ॥५१॥

અર્થઃ-આહારના કારણે કરી તંદુલીઆ મચ્છો સાતમી નરકભૂમિએ જાય છે. માટે સચિત્ત આહાર મને કરીને પણ પ્રાર્થના કરવા યોગ્ય નથી.

पुव्विकयपरिकम्मो, अनियाणो ऊहिऊण मइबुद्धिं ।
पच्छा मलिअकसाओ, सज्जो मरणं पडिच्छामि॥ ५२

पूर्वंकृतपरिकर्माऽ-निदान ऊहित्वा मतिबुद्धिम् ।
पश्चात्त्यक्तकषायः, सद्योमरणं प्रतीच्छामि ॥ ५२ ॥

અર્થઃ-પ્રથમ અભ્યાસ કર્યો છે જેણે, અને નિયાણા રહિત થયો છતો, મતિ અને બુદ્ધિથીજ વિચારીને પછી નાશ કર્યો છે કષાય જેણે, એવો છતો જલદી મરણ અંગિકાર કરૂંછું.

अकंडे चिरभाविय, ते पुरिसा मरणदेसकालंमि ।
पुव्वकयकम्मपरिभा,-वणाइ पच्छा परिवडंति॥५३॥

अकाण्डेऽचिरभाविता-स्ते पुरुषा मरणदेशकाले ।
पूर्वकृतकर्मपरिभा-वनयापश्चात्प्रतिपतन्ति ॥ ५३ ॥

અર્થ:-લાંબા વખતના અભ્યાસવિના અકાળે અણુસણ કરનારા, તે પુરૂષો પૂર્વે કરેલા કર્મોના પ્રભાવે કરીને પાછા પડે છે-દુર્ગતિએ જાય છે.

१ ४ ५ २ ३
**तम्हा चंदगविज्झं, सकारणं उज्जुएण पुरिसेण।**
७ ६ ९ ८
**जीवो अविरहिअगुणो, कायव्वो मुक्खमग्गंमि ॥५४॥**

तस्माच्चन्द्रकवेध्यं, सकारणमुद्युक्तेनपुरुषेण ।
जीवोऽविरहितगुणः, कर्त्तव्योमोक्षमार्गे ॥ ५४ ॥

અર્થ:-તે માટે રાધાવેધની પેઠે હેતુ ઉદ્યમવાળા પુરૂષોએ મોક્ષ માર્ગ સાધવા માટે પોતાનો આત્મા, જ્ઞાનાદિ ગુણ સહિત કરવો.

२ ३ ४
**बाहिरजोगविरहिओ, अब्भिंतरज्झाणजोगमल्लीणो।**
१ ६ ७ ५ ९ ८
**जह तंमि देसकाले, अमूढसन्नो चयइ देहं ॥५५॥**

बाह्ययोगविरहितोऽ-भ्यन्तर ध्यानयोगमाश्रितः ।
यथातस्मिन्देशकालेऽ-मूढसंज्ञस्त्यजति देहम् ॥ ५५ ॥

અર્થ:-તે અવસરને વિષે સાવધાનવાળો, પૌદ્‌ગલિક વ્યાપારે કરી રહિત અને આત્માના સ્વરૂપના ચિંતવનના વ્યાપારને કરનારની પેઠે શરીરને છોડી દે.

२ १ ५ ३ ४
**हंतूण रागदोसं, भित्तूण य अठकम्मसंघायं ।**
६ ७ ८ ९
**जम्मणमरणरहट्टं, भित्तूण भवा विमुच्चिहिसि ॥५६**

हत्वा रागद्वेषौ, भित्त्वा चाष्टकर्मसंघातम् ।
जन्ममरणाऽरहट्टं, भित्त्वाभवाद्विमोक्ष्यसे ॥ ५६ ॥

અર્થઃ—રાગદ્વેષને હણીને, આઠ કર્મોના સમૂહનો નાશ કરીને, જન્મ અને મરણરૂપ રેંટમાળાને ભેદીને સંસાર સાગરથી મૂક્ત થવાશે !

१ ६ २ ८ ७
**एवं सव्वुवएसं, जिणदिठ्ठं सद्दहामि तिविहेणं ।**
३ ५ ४
**तसथावरंखेमकरं, पारं निव्वाणमग्गस्स ॥५७॥**

एवं सर्वोपदेशं, जिनदिष्टंश्रद्दधामि त्रिविधेन ।
त्रसस्थावरक्षेमकरं, पारं निर्वाणमार्गस्य ॥ ५७ ॥

અર્થઃ—આ પ્રકારે ત્રસ અને સ્થાવરનું કલ્યાણ કરનાર, મોક્ષમાર્ગનો પાર પમાડનાર, જિનેશ્વરે બતાવેલો સર્વ ઉપદેશ મન, વચન, કાયાએ કરી સદ્દહું છું.

१०११ १ २ १२ ३ ५
**नहि तंमि देसकाले, सक्को बारसविहो सुअक्खंधो।**
४ ९ ६ ७ ८
**सव्वो अणुचिंतेउं, धणियंपि समत्थचित्तेणं ॥५८॥**

न हि तस्मिन्देशकाले शक्यो द्वादशविधःश्रुतस्कन्धः ।
सर्वोऽनुचिन्तयितुं, बाहुल्येनाऽपिसमर्थचित्तेन ॥५८॥

અર્થઃ-તે અવસરને વિષે અતિશય સમર્થ ચિત્તવાળાએ પણ, બાર અંગરૂપ સર્વશ્રુતસ્કંધ, ચિંતવવા શક્ય નથી.

**एगंमिवि जंमि पए, संवेगं वीअराग मग्गंमि ।**
**गच्छइ नरो अभिक्खं, तं मरणं तेण मरिअव्वं॥५९॥**

एकस्मिन्नपि यस्मिन्, पदेसंवेगं वीतरागमार्गे ।
गच्छति नरोऽभीक्ष्णं, तन्मरणं तेन मर्त्तव्यम् ॥५९॥

અર્થઃ-વીતરાગના માર્ગમાં જે એક પણ પદને વિષે મનુષ્ય વારંવાર વૈરાગ્ય પામે તેણે કરી સહિત જે મરવું તે મરણે મરવા યોગ્ય છે.

**ता एगंपि सिलोगं, जो पुरिसो मरणदेसकालंमि ।**
**आराहणोवउत्तो, चिंततो आराहगो होइ ॥ ६० ॥**

तस्मादेकमपिश्लोकं, यः पुरुषो मरणदेशकाले ।
आराधनोपयुक्त-श्चिन्तयन्नाराधकोभवति ॥ ६० ॥

અર્થઃ-તે માટે જે પુરૂષ મરણના અવસરમાં આરાધનાના ઉપયોગવાળો એક પણ શ્લોક ચિંતવતો રહે તો તે આરાધક થાય છે.

**आराहणोवउत्तो, कालं काऊण सुविहिओ सम्**
**उक्कोसं तिन्निभवे, गंतूणं लहइ निव्वाणं ॥ ६१**

आराधनोपयुक्तः, कालं कृत्वा सुविहितः सम्यक् ।
उत्कृष्टतस्त्रीन्भवान्, गत्वा लभते निर्वाणम् ॥ ६१ ॥

અર્થ:-આરાધના કરવાના ઉપયોગવાળો, રૂડા આચાર
વાળો, રૂડીરીતે કાળ કરીને ઉત્કૃષ્ટથી ત્રણ ભવ કરીને મો
પામે છે.

**समणु त्ति अहं पढमं, बीअं सव्वत्थ संजओमि त्**
**सव्वं च वोसिरामि, एअं भणियं समासेणं ॥६**

श्रमण इत्यहंप्रथमं, द्वितीयं सर्वत्र संयतोऽस्मीति ।
सर्वं च व्युत्सृजाम्ये-तद्भणितं समासेन ॥ ६२ ॥

અર્થ:-પ્રથમતો હું સાધુ છું, બીજું સર્વ પદાર્થોમ
સંયમવાળો છું, તેથી હું સર્વને વોસિરાવું છું; આ સંક્ષે
કરી કહેવામાં આવ્યું.

**लद्धं अलद्धपुव्वं, जिणवयण सुभासिअं अमयभ्**
**गहिओ सुगइमग्गो, नाहं मरणस्स बीहेमि ॥६**

लब्धमलब्धपूर्वं, जिनवचनं सुभाषितममृतभूतम् ।
गृहीतः सुगतिमार्गो-नाहं मरणाद्बिभेमि ॥ ६३ ॥

અર્થ:-જિનેશ્વર ભગવાનના આગમમાં કહેલું, અમૃત સરખું અને પૂર્વે નહિ પામેલું એવું આત્મતત્ત્વ હું પામ્યો અને સિદ્ધગતિનો માર્ગ ગ્રહણ કર્યો, તેથી હું હવે મરણથી બ્હીતો નથી.

१ २ ३ ४ ५ ६ ७
**धीरेण वि मरियव्वं, काउरिसेणवि अवस्स मरियव्वं ।**
८ ९ ११ १० १४ १५ १२ १३
**दुन्हं पि हु मरियव्वे, वरं खु धीरत्तणे मरिउं ॥६४॥**

धीरेणाऽपिमर्त्तव्यं, कापुरुषेणाऽप्यवश्यंमर्त्तव्यम् ।
द्वयोरपिहु मर्त्तव्ये, वरं खु धीरत्वेन मर्त्तुम् ॥ ६४ ॥

અર્થ:-ધીર પુરૂષે પણ મરવું પડે છે, અને કાયર પુરૂષે પણ અવશ્ય મરવું પડે છે, બન્નેને પણ નિશ્ચયે કરી મરવાનું છે, તો ધીરપણે મરવું એ નિશ્ચે સુંદર છે.

१ २ ३ ४ ५ ६ ७
**सीलेण वि मरियव्वं, निस्सीलेणवि अवस्स मरियव्वं ।**
८ ९ ११ १० १४ १५ १२ १३
**दुन्हं पि हु मरियव्वे, वरं खु सीलत्तणे मरिउं ॥६५॥**

शीलेनाऽपिमर्त्तव्यं, निःशीलेनाऽप्यवश्यंमर्त्तव्यम् ।
द्वयोरपि हु मर्त्तव्ये, वरं खु शीलत्वेन मर्त्तुम् ॥ ६५ ॥

અર્થ:-શીળવાળાએ પણ મરવું પડે છે, અને શીળ-રહિત માણસે પણ અવશ્ય મરવું પડે છે, બન્નેને પણ નિશ્ચયે કરીને મરવાનું છે, તો શીળસહિત મરવું એ નિશ્ચે સારૂં છે.

१ ३ २ ६ ४ ५
नाणस्स दंसणस्स य, सम्मत्तस्स य चरित्तजुत्तस्स ।
८ ९ ७ ११ १० १२
जो काहि उवओगं, संसारा सो विमुच्चिहिसि ॥६६॥

ज्ञानस्य दर्शनस्य च, सम्यक्त्वस्य च चारित्रयुक्तस्य ।
यः करिष्यत्युपयोगं, संसारात्स विमोक्ष्यते ॥ ६६ ॥

અર્થ:-જે કોઇ ચારિત્ર સહિત જ્ઞાનમાં દર્શનમાં અને સમ્યકત્વમાં સાવધાનપણું કરશે, તે વિશેષે કરી સંસાર થકી મૂકાશે.

१ २ ५ ३ ४
चिरउसिअ बंभयारी, पप्फाडेऊण सेसयं कम्मं ।
६ ७ १० ९ ८
अणुपुव्वीइ विसुद्धो, गच्छइ सिद्धिं धुअकिलेसा॥६७

चिरोषितो ब्रह्मचारी, प्रस्फोटय शेषकं कर्म ।
आनुपूर्व्या विशुद्धो-गच्छति सिद्धिं धुतक्लेशः ॥६७॥

અર્થ:-ઘણા કાળ સેવ્યું છે બ્રહ્મચર્ય જેણે અને બાકીના કર્મનો નાશ કરીને તથા સર્વ ક્લેશનો નાશ કરીને અનુક્રમે પ્રાણી શુદ્ધ થઇને સિદ્ધિમાં જાય છે.

१ २ ३ ४

**निक्कसायस्स दंतस्स, सूरस्स ववसाइणो ।**

५ ६ ७ ८

**संसारपरिभीअस्स, पच्चक्खाणं सुहं भवे ॥ ६८ ॥**

निष्कपायस्य दान्तस्य, शूरस्य व्यवसायिनः ।

संसारपरिभीतस्य, प्रत्याख्यानं शुभंभवेत् ॥ ६८ ॥

**અર્થ**:-કષાય રહિત, દાન્ત, ( પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠા મનનેદમન કરનાર. ) શુરવીર અને ઉદ્યમવંત તથા સંસારથી ભયભ્રાંત થએલા એવાનું પચ્ચખ્ખાણ રૂડું હોય.

५ ६ १ ७ ४

**एअं पच्चक्खाणं, जो काही मरणदेसकालंमि ।**

२ ३ ८ ११ ९ १०

**धीरो अमूढसन्नो, सो गच्छइ उत्तमं ठाणं ॥६९॥**

एतत्प्रत्याख्यानं, यः करिष्यति मरणदेशकाले ।

धीरोऽमूढसंज्ञः, सगच्छत्युत्तमं स्थानम् ॥ ६९ ॥

**અર્થ**:-ધીર અને મુઝામણરહિત જ્ઞાનવાળો મરણના અવસરે જે આ પચ્ચખ્ખાણ કરશે તે ઉત્તમ સ્થાનકને પામશે.

१ २ ६ ३

**धीरो जरमरणविऊ,धीरो(वीरो) विन्नाणनाणसंपन्नो।**

४ ५ ९ ८ ७

**लागस्सुज्जोअगरा, दिसउ खयं सव्वदुक्खाणं ॥७०॥**

धीरो जरामरणविद्, धीरो (वीरो) विज्ञानज्ञानसंपन्नः ।
लोकस्योद्योतकरो-दिशतु क्षयं सर्वदुःखानाम् ॥ ७० ॥

અર્થ:-ધીર, જરા અને મરણને જાણનાર, જ્ઞાનદર્શને કરીને સહિત, લોકમાં ઉદ્યાતના કરનાર એવા વીર જીનેશ્વર સર્વ દુ:ખોને ક્ષય કરો !

॥ इति श्री आउरपच्चक्खाणपयन्नो मूलान्वय, संस्कृत छाया तथा भाषान्तरयुक्त समाप्त. ॥

प्रथम विभाग समाप्त.



॥ सच्चारित्रचूडामणि शुद्धक्रियायोगि गच्छाऽधिपति
श्रीमत्सुखसागरगुरुचरणकमलेभ्यो नमः ॥

श्री वज्रसेन सूरिशिष्य हरिमुनि कृत

# श्री कर्पूर प्रकरणम्.

( મૂળાન્વય તથા ભાષાન્તરયુક્ત. )

---

-: श्री आशीर्वादरुप मंगळ :-

( शार्दूलविक्रीडितवृत्तम )

कर्पूरप्रकरः शमामृतरसे, वक्त्रेंदुचंद्रातपः,
शुक्लध्यानतरुप्रसूननिचयः, पुण्याब्धिफेनोदयः ।
मुक्तिश्रीकरपीडनेऽच्छसिचयो, वाक्कामधेनोः पयो,
व्याख्याक्ष्यजिनेशपेशलरद, ज्योतिश्चयः पातु वः ॥१॥

અર્થઃ-શાંતિરૂપ અમૃત જળને વિષે કપૂરના સમૂહ સમાન, મુખરૂપ ચંદ્રની જ્યોત્સ્ના સમાન, કેવળ જ્ઞાનરૂપ

વૃક્ષના પુષ્પસમૂહ સમાન, પુણ્યરૂપ સમુદ્રના પૂર્ણોદય તુલ્ય, મુક્તિરૂપ શ્રી ( વધૂ )ના વિવાહને વિષે નિર્મળ વસ્ત્ર બરાબર અને વાણીરૂપ કામધેનુના દૂધ સમાન, એવો જે વ્યાખ્યાન સમયે દેખાતો જિનેશ્વર ભગવાનના મનોહર દાંતની કાંતિનો સમૂહ, તે તમારૂં રક્ષણ કરો ?

( वक्ष्यमाण द्वार-स्रग्धरावृत्तम् )

१ १० ४ २ ३ ५ ६ ७
भव्या लब्ध्वाऽऽर्यदेशं कथमपि नृभवं सत्कुलं साधुसंगं,
८ ९ १९ १२
बोधं देवादिशक्तीः कुरुत शमयतिश्रावकत्वव्रतानि ।
१३
सप्तक्षेत्रीजिनार्चानयविनयसुवैराग्यदानादिपुष्टिं,
१४ १५ १६ १७ १८ ११
शब्दद्यूतकुवादेर्जयमपि सुकृताहेषु सत्कर्म मुक्त्यै ॥ २ ॥

**અર્થઃ**—હે ભવ્ય જનો ! મહા કષ્ટથી અને કોઈ પુન્યના ઉદયથી પ્રાપ્ત થએલા આર્ય દેશને, સારા કુળને, મનુષ્ય-જન્મને અને સાધુ પુરૂષના સંગને, સમ્યકત્વને, દેવ, ગુરૂ અને ધર્મને વિષે શક્તિને પામીને, મુક્તિના માટે ઉપશમ-પણું, યતિપણું, જિનપૂજન, ન્યાય, વિનય, વૈરાગ્ય, દાન, શીળ, તપ અને ભાવનાની પુષ્ટિને, શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, દ્યૂત, માંસ, સુરાપાન, વેશ્યાગમન, આહેડાકર્મ (શિકાર), ચોરી, પરસ્ત્રીગમન, ક્રોધ, માન, માયા, લોભ વિગેરેના જયને અને પુન્યના દિવસોને વિષે સારાં કાર્યોને કરો !

( आर्यदेशनुं स्वरुप-शार्दूलविक्रीडितवृत्तम् )

कोऽपि स्याल्लघुकर्मकः सुकृतधीर्देशेऽप्यनार्ये स्वत,-
स्तस्याप्यार्द्रकुमारवद्गुणचयः किंत्वार्यदेशाश्रयात् ।
क्षाराब्धौ शशिनो ऽथ कौस्तुभमणेः साश्रीः कुतोया ऽभव,-
द्गंगाशालिनि शंभुमूर्ध्नि कमलागारे हरेश्चोरसि ॥ ३ ॥

અર્થ:-કોઇ લઘુકર્મિ જીવ અનાર્ય દેશને વિષે ઉત્પન્ન થઇને પોતાની મેળે ધર્મબુદ્ધિવાળો થાય છે, તો તેને પણ આર્દ્રકુમારની માફક આર્ય દેશના આશ્રયથી ગુણસમૂહ પ્રાપ્ત થાય છે. અત્ર દૃષ્ટાંત જણાવે છે. ગંગાથી શોભતા શંકરના મસ્તકને વિષે ચંદ્રની અને લક્ષ્મીના નિવાસસ્થાન કૃષ્ણના હૃદયને વિષે કૌસ્તુભમણિની જેવી શોભા છે, તેવી ખારા પાણીવાળા સમુદ્રમાં તે બન્નેની શોભા ક્યાંથી હોય? અર્થાત્ નજ હોય.

आर्य देशमवाप्य धर्मरहितोऽप्यन्यस्य धर्मक्रियां,
धर्मस्थानमहाँश्च वीक्ष्य सुगुरोः श्रुत्वा च धर्मं क्वचित् ।
बोधं याति कुलोत्थनास्तिकमतो भूपः प्रदेशी यथा,
सत्यं चंदनसंगिनः क्षितिरुहो नाऽन्ये ऽपिकिं चंदनाः ॥४॥

**અર્થ:**-ધર્મરહિત પ્રાણી પણ આર્ય દેશ પામીને, બીજાઓની ધર્મક્રિયાઓ, તેમજ ધર્મના સ્થાનોના મહોત્સવોને જોઇને, અને કોઇક સમયે સદ્ગુરૂ દ્વારાએ ધર્મ સાંભળીને કુળપરંપરાથી ચાલતા આવેલા નાસ્તિક મતવાળા પ્રદેશી રાજાની માફક બોધ પામે છે; એ સત્ય છે. દષ્ટાંત જેમ કે, ચંદનના વૃક્ષોના સંબંધવાળાં અન્ય વૃક્ષો પણ શું ચંદનના ભાવને નથી પામતાં ? અર્થાત્ પામે છે.

कथमपि द्वार.

४ २ ३ ५
उत्सर्पिण्यवसर्पिणीः क्षितिमरुत्तेजोप्स्वसंख्या वने,-
६ ७ ८ ११ ९ १० १८
ऽनंतास्ता विकले गणेयशरदो जात्यात्रिपत्त्या नयेत् ।
१४ १६ १५ १७ १२ १३ १ २० १९ २२ २१
सप्ताऽष्टौ तु भवाँस्तिरश्चि मनुजे जीवो ऽतरेत्राऽस्य चे,-
२३ २४ २८ २७ २९ ३० २५ २६
द्धर्मस्तद्धरणेंद्रवत्स सुगतिं प्राप्नोति तिर्यङ्ङपि ॥ ५ ॥

**અર્થ:**-આ જીવાત્મા પૃથ્વીકાય, વાઉકાય, તેઉકાય અને અપકાયને વિષે અસંખ્ય ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળ નિર્ગમન કરે, વનસ્પતિકાયને વિષે અનંત ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળપર્યંત રહે. વિકલેંદ્રિય ( બેઇંદ્રિય, તેરિંદ્રય, અને ચોરેંદ્રિય )ને વિષે જન્મમરણે કરીને સંખ્યાતા વર્ષ રહે, અને તિર્યંચ તથા મનુષ્યને વિષે સાત અથવા આઠ ભવ કરે. આ પ્રમાણે આ પાછળ ગણાવેલા ભવને વિષે

જો તે જીવને ધર્મ પ્રાપ્ત થાય, તો તે ભલેને તિર્યંચ હોય, તોપણુ તે ધરણેંદ્રની માફક ઉત્તમ ગતિ મેળવે છે.

२ १ ३ ४ ५
कालप्राणिभवा अनादिनिधनास्तत्सर्वजातौ सदा,
७ ६ ८ ९ १४ १३ १२ १० ११
जीवेन भ्रमता मुहूर्त्तमपि हि प्राप्तं न किंचिद्धितम् ।
१५ २१ २० १९ १८ १६ १७
मुक्तामुक्तिकयेव वारिमणिकृद्वार्द्धौ कचिद्दैवत,-
२२ २३ २४ २५ २६ २७ २८ ३० २९
स्तत्प्राप्याऽथ सकंबलेन शबलेनोक्ष्णेव धार्यं श्रिये ॥ ६ ॥

અર્થઃ-કાળ, જીવ અને સંસાર એ ત્રણે આદિ અને અંત વિનાના છે, પરંતુ નિરંતર સર્વે યોનિયોને વિષે ભમતા એવા જીવે બે ઘડી માત્ર પણ કાંઈ સ્વહિત મેળવ્યું નહીં; તેમ છતાં પણ જેમ સમુદ્રમાં મોતીની છીપને કોઈક વખત દૈવયોગથી મોતી બનાવનાર પાણી મળે છે, તેમ જીવને પુણ્ય રૂપ તે સ્વહિત પ્રાપ્ત થઇ ગયું, તો તેને આરાધિ કંબલ અને શંબલ નામના બળદની માફક મોક્ષલક્ષ્મીના અર્થે ધારણ કરવું.

### नरभव द्वार.

४ ८ ३ २ ६ ५ ९ १
क्षेत्रे नाऽमलवालुके च लवणाऽऽकीर्णे च रोहेत्तथा,
७ १३ १२ ११ १० १७ १५ १४ १६
बीजं किंचिदिहाऽखिले च फलति क्षात्रे च नानाफलैः ।

१९ २० २१ २२ २३ १८
देवे नैरयिके तिरश्चि मनुजे श्रेयः प्रभूतिस्तथा,
२४ २५ २६ २७ २८
तस्मान्मेघकुमारवन्नरभवेऽनंताश्रये त्वर्यताम् ॥ ७ ॥

**અર્થ**:-જેમ આ લોકને વિષે બીજ નિર્મળ રેતીવાળા ખેતરમાં ઉગતું નથી; ખારવાળા ખેતરમાં ઉગતું નથી; વિના ખેડેલા ખેતરમાં કાંઇક જરા માત્ર ઉગે છે, અને ખેડેલા ખેતરને વિષે તો નાના પ્રકારના ફળોએ કરીને ફળે છે. ઉપરોક્ત દ્દષ્ટાંતો પ્રમાણે દેવના, નારકીના, તિર્યંચના અને મનુષ્યના ભવને વિષે ધર્મની ઉત્પત્તિ જાણવી. તે કારણથી હે ભવ્યાત્માઓ ! તમે આ મનુષ્યભવને વિષે મેઘકુમારની માફક મોક્ષલક્ષ્મીને અર્થે ઉતાવળ કરો.

( मंदाक्रांतावृत्तम )

१ २ ३ ६ ७
वेलाकूले महति नृभवे प्राक्प्रसन्नेंदुवत्त,-
५ ४ ९ ८
ज्जिवा मूढश्लथदृढधियः क्षीणते कर्मवस्तु ।
१५ १६ १४ १७ १९ १८
क्रूरा गुप्तिः कुगतियुगली वर्णकः स्वर्दुरंतो,
१० ११ २२ २१ २० १२ १३
येनांते स्याच्छिवपुरमुरुस्फूर्ति तेषां क्रमेण ॥ ८ ॥

**અર્થ**:-સમુદ્ર સમાન વિસ્તીર્ણ નરભવને વિષે મૂઢ, શિથિલ અને દૃઢ બુદ્ધિવાળા એમ ત્રણ પ્રકારના પ્રાણીઓ, પૂર્વે થઇ ગએલા પ્રસન્નચંદ્ર રાજર્ષિની માફક તે-તે કર્મરૂપ

વસ્તુને ખરીદ કરે છે કે, જે કર્મરૂપ વસ્તુથી તેઓ ત્રણે અનુક્રમે નરક, તિર્યંચરૂપ બે દુર્ગતિ છે જેમાં એવી દુઃખરૂપ ગતિ (૧) દુઃખથી સ્વર્ગે પામવારૂપ ગતિ (૨) અને અત્યંત પ્રકાશમય મોક્ષ ગતિ (૩) પ્રાપ્ત કરે છે.

( सत्कुळ द्वार–उपजातिवृत्तम )

३ ४ ५ ६ १ २ ८ ७
तत्तादृशाभव्यपितुः सुतो ऽपि, धर्मालसो यः सुलसो ऽभवन्न ।
११ १८ ९ १० १२ १६ १४ १९ १३ १५ १७
स किं विषाहेर्विषहृन्मणिस्त,-त्पंकान्न वा श्रीसदनं सरोजम् ॥

અર્થઃ-જે સુલસ નામનો પુરૂષ એક અભવ્ય પિતા (કાલસૌકરિ કસાઇ)નો પુત્ર હોવા છતાં પણ ધર્મ પાળવામાં આળસવાળો થયો નથી. દૃષ્ટાંત જેમ કે, વિષથી ભરેલા સર્પથી વિષને હરણ કરનારો મણિ શું નથી ઉત્પન્ન થતો? વા કાદવમાંથી લક્ષ્મીનું ગૃહ એવું કમળ શું નથી ઉત્પન્ન થતું? અર્થાત્ થાય છેજ.

( इन्द्रवंशा वृत्तम् )

८ ९ ५ ६ ७ ३ ४ १ २
बोधाय सद्धर्मकुलोद्भवाः स्त्रियो,-ऽप्युदायनस्येव पुरा प्रभावती ।
११ १२ १० १३ ९ १७ १४ १६ १८ १५
सत्तीर्थता किं जलधेर्न गंगया, सद्वृत्तता वा शशिनो न राकया ॥

અર્થઃ-પ્રાચીનકાળમાં થએલા ઉદાયન રાજાની રાણી પ્રભાવતીની માફક, સદ્ધર્મવાળા કુળમાં ઉત્પન્ન થએલી સ્ત્રીઓ

પણ બોધને અર્થે થાય છે. અર્થાત્ બોધનું કારણ બને છે. દાખલા તરિકે, સમુદ્રનું ઉત્તમ તીર્થપણું ગંગાવડે શું નથી થતું? અથવા ચંદ્રનું સંપૂર્ણ ગોળાકારપણું પૂર્ણિમાવડે શું નથી થતું? અર્થાત્ ગંગાથી સમુદ્રમાં તીર્થપણું અને પૂર્ણિમાથી ચંદ્રને વિષે સંપૂર્ણ ગોળાકારપણું થાય છેજ.

( साधुसंग द्वार-वसंततिलकावृत्तम )

जीवादितत्त्वविकलैर्विपुलैस्तपोभि,-
मुक्तो न तामलिरजातसुसाधुसंगः ।
कः स्वर्ण सिद्धिमधिगच्छति कूटकल्पैः,
कोवांबुधिं तरति जर्जरयानपात्रैः ॥ ११ ॥

**અર્થઃ**—ઉત્તમ સદ્ગુરૂના સમાગમ સિવાય તામલિ તાપસ જીવાદિ તત્વે કરી રહિત એવા મહા તપથી પણ મુક્તિ પામ્યો નહિ. ઉદાહરણ તરીકે જેમ, અયોગ્ય ઔષધી પ્રયોગથી કેને સુવર્ણસિદ્ધિ પ્રાપ્ત થાય? અને અતિ જીર્ણ વહાણથી કોણ સમુદ્ર તરી શકે? અર્થાત્ અયોગ્ય ઔષધી પ્રયોગથી કોઇને સુવર્ણસિદ્ધિ થતી નથી. તેમજ ભાગલા વહાણથી કોઈ સમુદ્રને પાર પામી શકતું નથી. તેમ સદ્ગુરૂ સિવાય સદ્જ્ઞાન થતું નથી અને સદ્જ્ઞાન સિવાય—પ્રચંડ તપ કરવા છતાં પણ મુક્તિ થતી નથી.

( औपच्छंदसिकवृत्तम् )

३ ४ १ २ ६ ५
गिरिपुष्पशुकाविवामलांगी, गुणनाशोदयभाग् जडज्ञसंगात् ।
७ १२ १४ १३ १६ १७ ९ ८ १५ ११ १०
जलदांबु विषं सुधा च न स्यात्, कनकद्रौ च किमिक्षुकानने च ॥

**અર્થઃ**-નિર્મળ (બુદ્ધિમાન્) પ્રાણી, ગિરિશુક અને પુષ્પશુક નામના બે પોપટની માફક મૂર્ખ અને જ્ઞાનીની સંગતિથી અનુક્રમે નિર્ગુણી અને સદ્ગુણી થાય છે. દાખલા તરીકે જેમ, મેઘનું પાણી ધંતુરાના વૃક્ષને વિષે વિષ અને શેલડીના વનને વિષે અમૃત શું થતું નથી? અર્થાત્ થાય છે.

( बोध द्वार-वसंततिलकावृत्तम् )

८ ५ ६ ७
प्राप्याल्पमप्यमलबोधवचश्चिलाति,-
३ ४ १ २ १० ९
पुत्रो यथाघमलिनो ऽपि बिभर्ति शुद्धिम् ।
१७
किं कोटिवेधिरसचंदनरत्न बिंदु,-
१३ १४ १६ १५ ११ १८ १२
स्पर्शे ऽपि हेमशिशिरं च न तप्तलोहम् ॥ १३ ॥

**અર્થઃ**-પાપથી મલીન થએલા એવા પણ ચિલાતીપુત્રે અલ્પ છતાં પણ અતિ નિર્મળ એવા બોધદાયક વચનને સાંભળી નિર્મળપણું ધારણ કર્યું. ઉદાહરણ જેમ કે, તપાવેલું લોખંડ કોટિવેધીરસ (ક્રોડો મણ લોખંડને એક બિન્દુ-માત્રથી સુવર્ણ બનાવનાર રસ) રૂપ ગોશીર્ષ ચંદનરત્નના

ટીપાના સ્પર્શમાત્રથી શું શીતળ સુવર્ણ નથી થતું ? અર્થાત્ થાય છે.

२ ३ ४ ५
द्वेषे ऽपि बोधकवचःश्रवणं विधाय,
६ ६ ७ १ ८
स्याद्रौहिणेय इव जंतुरुदार लाभः ।
१२ १० ११ १३ १४ १८ १५
क्वाथोऽप्रियो ऽपि सरुजां सुखदो रविर्वा,
१६ १७ १८ २०
संतापकोऽपि जगदंगभृतां हिताय ॥ १४ ॥

**અર્થઃ**–અરૂચિ છતાં પણ બોધકારક વચન (પ્રભુવાણી) સાંભળવાથી પ્રાણી, રૌહિણેય ચોરની માફક અતિઘણો લાભ સંપાદન કરે છે. અહિં ઉદાહરણ જેમ કે, અતિ અપ્રિય ( કડવો અને બેસ્વાદ ) એવો પણ ઉકાળો રોગી માણસને સુખ કરનારો છે, અથવા તાપ આપનારો એવો પણ સૂર્ય જગત્‌ના પ્રાણીયોને હિતકારક છે.

सम्यकत्व द्वार.

२ ३ ४ ५ ६ ७ १
को ऽप्यन्य एव महिमा ननु शुद्ध दृष्टे.-
८ ११ १५ ९ १० १३ १२ १४
र्यच्छ्रेणिको ह्यविरतोऽपि जिनो ऽत्र भावी ।
१५ २४ १६ १७ २५ १८
पुण्यार्गलः किमितरो ऽपि न सार्वभौमो,
२० २१ २२ २३ १९
रूपच्युतो ऽप्यधिगुणस्त्रिजगन्नतश्च ॥ १५ ॥

**અર્થઃ**-નિશ્ચે સમ્યક્ત્વવંત પ્રાણીનો કોઈ વિચિત્ર પ્રભાવ હોય છે. કારણકે, અવિરતિ (કોઇપણ પ્રકારના સુવ્રત વિનાનો) એવો પણ શ્રેણિક રાજા આ ભરતક્ષેત્રને વિષે તીર્થંકર થશે. દૃષ્ટાંત જેમકે, સામાન્ય એવો પણ કોઇ મહા પુણ્યવંત પુરૂષ શું સર્વ પૃથ્વીના રાજ્યને ભોગવનારો ન થાય ? અથવા તો રૂપરહિત એવો પણ ગુણવાન્ પુરૂષ શું ત્રણ લોકને નમસ્કાર કરવા યોગ્ય નથી થતો ? અર્થાત્ થાય છે.

૩ ૪ ૫ ૧ ૨ ૭ ૮
**तद्दर्शनं किमपि सा सुलसाप येन,**
૧૪ ૯ ૧૦ ૧૩ ૧૨ ૧૧
**प्रादाज्जिनो ऽपि महिमानममानमस्यै ।**
૧૭ ૧૬ ૨૩ ૧૫ ૧૮
**नैर्मल्यतः शशिकला न च केतकीत्वं,**
૨૨ ૧૯ ૨૧ ૨૪ ૨૦
**मालातुलां च हरमूर्ध्नि बभार गंगा ॥ १६ ॥**

**અર્થઃ**-તે સુલસા શ્રાવિકા કોઇપણ અપૂર્વ એવા સમ્યક્ત્વદર્શનને પામી હતી કે, જે સમ્યક્ત્વને લીધે શ્રીજિનરાજ એવા શ્રીવીરપ્રભુએ એની (સુલસાની) બહુજ પ્રશંસા કરી. દાખલા તરીકે જેમકે, નિર્મળપણાને લીધે શશિકળાયે શંકરના મસ્તક ઉપર તિલકપણાથી કેતકીપણું અને ગંગાએ પુષ્પમાળાના સમાનપણું શું ધારણ કર્યું નથી ? અર્થાત્ ધારણ કર્યું છે.

देव द्वार.

३ १ ४ २ ५ ६
दूरे ऽर्हतो ऽस्तु महनादि नतीच्छया ऽपि,
८ ११ १० ७ ९
श्रेयःसुरो ऽजनि न सेडुकदर्दुरः किम् ।
१२ १३ १४ १७ १६ १५
कल्पद्रुमः स्मरणतो ऽपि न किं फलाय,
२० २१ १८ १९ २३ २४ २२
पार्श्वे ऽपि वा मृगमदो न हि सौरभाय ॥ १७ ॥

અર્થ:-શ્રી અરિહંત પ્રભુનું પૂજનાદિક તો દૂર રહ્યું, પરંતુ તેમને નમસ્કાર કરવાની ઇચ્છાથી સેડુક નામના બ્રાહ્મણનો જીવ, કે જે દેડકો થયો હતો, તે પણ શું ઉત્તમ દેવતા નથી થયો ? ઉદાહરણ જેમકે, કલ્પવૃક્ષ ફક્ત સ્મરણ કરવાથી શું ઇષ્ટફળ નથી આપતું ? અથવા તો સમીપમાં પડેલી કસ્તુરી શું સુગંધ નથી આપતી ? અર્થાત્ આપે છે.

( उपजातिवृत्तम् )

५ २ ३ १ ४ ६ ७
ध्यातः परोऽक्षेऽपि जिनस्त्रिशुद्ध्या, जीर्णाभिधश्रेष्ठिवदिष्टसिद्ध्यै ।
११ १२ १३ १० ८ ९
सिंधुप्रवृद्ध्यै कुमुदौघलक्ष्म्यै, चकोरतुष्ट्यै विधुरभ्रगोऽपि ॥१८॥

અર્થ:-જિનેશ્વર ભગવાન પ્રત્યક્ષ ન હોય તોપણ, ત્રિકરણ શુદ્ધિવડે ધ્યાન કરવાથી, જેમ જીર્ણશેઠને આપી તેમ, સર્વે માણસોને ઇચ્છિત સિદ્ધિ આપે છે. દાખલા તરીકે, આકાશમાં રહેલો એવો પણ ચંદ્ર સમુદ્રની વૃદ્ધિને માટે,

કમળના સમૂહની શોભાને માટે અને ચકોર પક્ષીના હર્ષને અર્થે થાય છે તેમ.

( गुरु द्वार-वसंततिलकावृत्तम )

३ २ ४ १
नव्यो गुरुः सुरतरुर्विदितामितर्द्धि,-
५ ८ ७ ६ ९
र्यत्केवलाय कवलार्थिषु गौतमो ऽभूत् ।
१७ १६ २२ १८ १९
तापातुरे ऽमृतरसः किमु शैत्यमेव,
२३ १० ११ २० २१
नाप्रार्थितो ऽपि वितरत्यजरामरत्वम् ॥ १९ ॥

**અર્થ**:-પ્રમાણુ વિનાની રૂદ્ધિ આપનારા ગુરૂ નવીન કલ્પવૃક્ષ સમાન છે; કારણુ કે ગૌતમરૂષિ કવલની (અન્નની) યાચના કરનારા (તાપસો)ને કેવળ જ્ઞાનને અર્થે થયા. દૃષ્ટાંત જેમકે, પ્રાર્થના નહિ કરેલો એવો પણુ અમૃતરસ તાપથી આકુળ થયેલાને ફક્ત શીતળતાજ આપે છે? શું અજરામરપણું નથી આપતો? અર્થાત્ આપે છે.

( पृथ्वीवृत्तम )

१ ४ २ ३
कुबोधमतयो ऽभितः कुगुरवो जमाल्यादिवत्,
५ १० ९ ८ ७ ६
पुनः क्वचन वज्रवत्सुगुरवो ऽमला जन्मतः ।
११ १३ १२
करीरपिचुमंदवन्न घनसारसच्चंदनाः,
१७ १८ १४ १५ १६
घना न च खरोष्ट्रवज्जयतुरंगभद्रद्विपाः ॥ २० ॥

**અર્થ**:-જમાલિ વિગેરેની માફક કુજ્ઞાનને વિષે બુદ્ધિવાળા કુગુરૂઓ સમીપમાં રહેલા દેખાય છે, અર્થાત્ કુગુરૂઓ ઘણા છે; પરંતુ વજ્રસ્વામીની માફક જન્મથી આરંભીને નિર્મળ એવા સદ્‌ગુરૂઓ કોઇકજ સ્થાનકે જોવામાં આવે છે. જેમકે, કેરડા અને લીંબડાની માફક કપૂર અને ચંદનનાં ઉત્તમ વૃક્ષો ઘણાં હોતાં નથી, તેમજ ગધેડા અને ઉંટની માફક ઉચ્ચૈઃશ્રવા અશ્વ અને ભદ્ર જાતિના હાથીઓ ઘણા હોતા નથી.

( धर्म द्वार-इंद्रवज्रावृत्तम )

३ १ २ ७ ४ ६ ५
विज्ञाय धन्या जिनधर्ममर्म, रज्यंति शय्यंभववन्न जाड्ये ।
९ ८ १० ११ १२ १३
पीत्वा सिताभावितधेनुदुग्धं, को वाम्लतक्रार्कपयांसि पश्येत् ॥

**અર્થ**:-ધન્ય પુરૂષો જિનધર્મના મર્મને જાણીને શય્યંભવની માફક મૂઢતાને વિષે રાગ કરતા નથી. ઉદાહરણ જેમકે, સાકરથી મિશ્રિત એવા ગાયના દૂધને પીધા પછી કયો પુરૂષ ખાટી છાશ અથવા આકડાના દૂધ સામુ જુવે? અર્થાત્ કોઇ ન જુવે.

७ ३ १ २ ४ ५ ६ १२ ११ ८ १० ९
लब्धे जडः कोऽपि हितेऽपि धर्मे, स्तौत्यक्षसौख्यानि शशीव राजा ।
१५ १४ १३ १६ १७ १८ २० १९ २१ २२
न पंकजं भेक उपैति पंकं, क्रमेलको नाम्रमियर्त्ति निंबम् ॥२२॥

**અર્થ**:-હિતકારક એવા ધર્મ પ્રાપ્ત કર્યા છતાં કોઇકજ મૂર્ખ પુરૂષ શશી રાજાની માફક ઇંદ્રિયોના સુખને વખાણે છે. જેમકે, દેડકો કમળ પ્રત્યે ન ગમન કરતાં કાદવ પ્રત્યે ગમન કરે છે અને ઉંટ આંબા સમીપે ન જતાં લીંબડા પાસે જાય છે. અર્થાત્ નીચ પુરૂષ નીચ સ્થાનકે જાય છે.

( शक्ति द्वार शार्दुलविक्रीडितवृत्तम )

अष्टाब्दो ऽपि तथाविधव्रततपःस्वाध्यायकृत्यासहो,-
ऽप्युच्चैर्ध्यानबलेन कर्मरिपुभिर्मुक्तो ऽतिमुक्तो मुनिः ।
शक्त्या गच्छत तन्न किं हितपथं मुक्त्वा प्रमादोत्तरं,
श्रूयंते च मदालसातनुभुवो बाल्ये ऽपि योगोज्ज्वलाः ॥

**અર્થ**:-આઠ વર્ષની વયના અને તેવી બાલ્યાવસ્થાને લીધેજ તે તે પ્રકારના અહિંસાદિ વ્રત, માસક્ષપણાદિ તપ અને સ્વાધ્યાય કરવાને અશક્ત એવા અતિમુક્ત મુનિ પોતાના ઉત્કૃષ્ટ એવા ધ્યાનબળવડે કર્મરૂપી શત્રુથી મુક્ત થયા. માટે હે ભવ્યજનો ! તમે મહા પ્રમાદને ત્યજી શક્તિયે કરીને હિતકારી એવા માર્ગ પ્રત્યે કેમ જતા નથી ? કારણકે, મદાલસાના પુત્રો બાલ્યાવસ્થાને વિષે પણ ધ્યાનમાં નિર્મળ થએલા સંભળાય છે.

( वसंततिलकावृत्तम् )

शीलं तपश्च बलदेवमुनिश्चरित्वा,
दानं प्रदाय रथकृत्त्रितये ऽप्यशक्तः ।
एणो मुदा तदनुमोदनया सुरो ऽभू,-
द्योगाद्धि सिद्धिमगमच्चतुरंगितांहिः ॥ २४ ॥

**અર્થઃ**-કૃષ્ણના મ્હોટા ભાઇ બલદેવમુનિ શીળ અને તપનું આચરણ કરી દેવતા થયા, રથકાર ( સુતાર ) દાન આપીને દેવપદવી પામ્યો, અને હરિણ શીળ, તપ અને દાનમાં અસમર્થ છતાં તેઓની (ઉપરોક્ત બન્નેની) અનુમોદનાથી દેવતા થયો. ઉપરોક્ત સર્વ યોગ્ય છે. કારણ કે ચતુરંગી પુરૂષ સમાધિના બળથી સિદ્ધિપદને પામ્યો છે.

( शमद्वार–उपजातिवृत्तम् )

शमेन सिद्ध्यंति मतानि कृष्णा,-नुजर्षिवत्तीव्रतपो ऽस्तु वा मा ।
दिनाधिनाथेन कृते ऽन्नपाके, संधुक्षणं कः कुरुते ऽनलस्य ॥२५॥

**અર્થઃ**-તીવ્ર તપશ્ચર્યા કરો અથવા ન કરો; પરંતુ મનની અભિલાષાઓ તો કૃષ્ણ મહારાજના નાનાભાઈ ગજસુકુમાલની માફક શમતાથીજ સિદ્ધ થાય છે. દાખલા તરીકે જેમકે, સૂર્યથી અન્ન પાકે છતે (રસોઈ બને છતે) કયો પુરૂષ અગ્નિને સળગાવે ? અર્થાત્ કોઈ ન સળગાવે.

( वसंततिलकावृत्तम् )

४ १ २ ३
प्रीत्यै शमी स्वपरयोरपि चंडरुद्र,-
५ १० ६ ७ ८ ९
शिष्यो यथात्मनि गुरावपि केवलर्द्ध्या ।
१४ १ ११
सप्तर्षिसंगतिमवाप्य विशाखनामा,
१२ १३ १७ १६
चौरो ऽप्यभूद्विलसदुज्ज्वलदिव्यशक्तिः ॥ २६ ॥

અર્થ:-જેમ શમતાવાળો ચંડરૂદ્રાચાર્યનો શિષ્ય, કેવળ જ્ઞાનની સમૃદ્ધિયે કરીને પોતાને વિષે તથા ગુરૂને વિષે પ્રીતિવાળો થયો. તેમ બીજો શમતાવાળો પ્રાણી પણ પોતાને તથા પરને વિષે પ્રીતિવાળો થાય છે. દૃષ્ટાંત જેમકે, વિશાખ નામનો ચોર પણ સપ્તર્ષિના સંગને પામીને પ્રકાશિત ઉજ્વલ દિવ્ય શક્તિવાળો થયો.

( यतिद्वार-मालिनीवृत्तम् )

१ २ ३ ४ ५
व्रतमपि बहुचीर्णं सातिचारं कुगत्यै,
७ ८ ९ ११ १० ६
दिनमपि शुचिमुक्त्यै कुंडरीकादिवत्तत् ।
१२ १६ १३ १४ १५
अहह दहति चित्रावारिपूरो ऽपि शस्यं,
१७ १८ १९ २० २२ २१
भृशमपि कृशपाथः स्वातिजं पाति तूंजन् ॥ २७ ॥

અર્થ:-ચિરકાળ પર્યંત પણ અતિચારયુક્ત પાળેલું વ્રત કુમતિને અર્થે કુંડરીકની માફક થાયછે, અને તેજ વ્રત એક દિવસ પણ નિરતિચારપણે પાળ્યું હોય, તો પુંડરીકની માફક મુક્તિ-દાતા થાય છે. તે ઉપર દૃષ્ટાંત બતાવે છે. એ ખેદની વાત છે કે, ચિત્રા નક્ષત્રમાં વરસેલો ઘણો મેઘ પણ ધાન્યને બાળી નાખે છે, અને સ્વાતિ નક્ષત્રમાં વરસેલો અલ્પ મેઘ સમગ્ર પ્રાણીઓનું રક્ષણ કરે છે.

( पृथ्वीवृत्तम )

५ ३ ४ ६ ९ ७ ८
व्रतेन शुचिनापि किं किमथ सद्गुरूपासनै,-
१ २
रुदायिनृपमारकश्रमणवत्सपापात्मनः ।
१० ११ १३ १२
शिरस्थविषहृन्मणिः फणिगणः किमानंदनः,
१६ १५ १८ १४ १७
स चंदनवनास्थितः किमथवा जगत्तापहृत् ॥ २८ ॥

અર્થ:-ઉદાયિ રાજાને મારનાર સાધુની માફક પાપ-યુક્ત છે મન જેનું એવા પુરૂષને પવિત્ર વ્રતે કરીને શું? અથવા તો સદ્ગુરૂની ઉપાસના વડે કરીને પણ શું? અર્થાત્ કંઇ પણ નહિ. ઉદાહરણ જેમકે, મસ્તક ઉપર વિષાપહારી મણિને ધારણ કરનારો સર્પસમૂહ શું આનંદ આપનારો છે? અથવા તો ચંદનના વનને વિષે ક્રીડા કરનારો તેજ સર્પ-સમૂહ શું જગતના તાપને દૂર કરનારો છે? અર્થાત નથી.

( श्रावक द्वार-स्रग्धरावृत्तम् )

१ ३ ४ २ ५ ६ १२ ११
साधोरन्हाय सिद्धिः सुचरणकरणैः श्रावकस्यापि हि स्या,-
१० ८ ९ ७
न्मध्ये ऽष्टानां भवानां शशिविषदगुणानंदनानंदवृत्तैः ।
१३ १७ १६ १७ १८ १५
चेत्पोभिः शीघ्रगाभिर्जलधिजलपथैस्तीरदेशेषु पांथाः,
१४ २० १९ २६ २१ २२ २३ २५ २४
के चिद्यान्त्याशुनान्येहयकरभरथैर्भूपथैः किं क्रमेण ॥ २९ ॥

અર્થ:-સારી રીતે મનોહર ચારિત્ર પાળવાથી સાધુની શીઘ્ર સિદ્ધિ થાય છે; શ્રાવકની પણ ચંદ્ર સમાન નિર્મળ ગુણથી આનંદકારી આનંદ નામના શ્રાવકના સમાન આચરણે કરીને આઠ ભવમાં સિદ્ધિ થાય છે. દૃષ્ટાંત તરીકે જેમકે, કેટલાક મુસાફરો શીઘ્ર મુસાફરી કરનારા વહાણથી જળમાર્ગે કરીને સામે તીરે જલદી પહોંચે છે, તો બીજા મુસાફરો અશ્વ, ઉંટ અને રથોએ કરીને ભૂમિમાર્ગે થઈ અનુક્રમે તે સ્થાનકે શું નથી જતા? અર્થાત્ જાય છે.

१ २
सम्यक्त्वोदारतेजा नवनवफलदावर्त्तरूपत्रतालिः,
३ ४ ५
सिद्धांतोक्तैकविंशत्यमलगुणगतिः श्राद्धधर्मस्तुरंगः ।
९ ८ ७ ११ १० ६ १२
प्रापय्यांतं भवाब्धेर्नयति शिवपुरं कामदेवादिवत्तत्,
१३ १४ १५
मिथ्यात्वाधीशशंकादिकहयहरतोयत्नतोरक्षणीयः ॥ ३० ॥

અર્થ:-સમ્યકત્વ રૂપ ઉદાર તેજવાળો, નવીન નવીન ફળદાયક ગોળાકાર કુંડાળારૂપ બાર વ્રતની પંક્તિવાળો અને સિદ્ધાંતમાં કથેલા એકવિશ ગુણરૂપ ગતિ છે જેની એવો શ્રાવકધર્મરૂપ અશ્વ, કામદેવાદિ શ્રાવકોની માફક સંસાર સમુદ્રના અંતને પમાડી મોક્ષનગર પ્રત્યે પહોંચાડે છે; માટે મિથ્યાત્વરૂપ શંકા, કાંક્ષાદિક અશ્વચોરોથી એ શ્રાવકધર્મરૂપ અશ્વ યત્ને કરી રક્ષણ કરવા યોગ્ય છે.

१ २ ३ ४
अक्षुद्रो रूपसौम्यो विनयनययुतः क्रूरताशाठ्यमुक्तो,
५ ६ ७ ८ ९
मध्यस्थो दीर्घदर्शी परहितनिरतो लब्धलक्षः कृतज्ञः ।
१० ११ १२ १३ १४
सदाक्षिण्यो विशेषी सदयगुणरुचिः सत्कथः पक्षयुक्तो,
१५ १६ १८ १७ १९ २०
वृद्धार्हो लज्जनो यः शुभजनदयितो धर्मरत्नस्य योग्यः ॥२१॥

અર્થ:-બીજાઓના છિદ્રને નહિ શોધનારો, રૂપવાળો, સૌમ્ય, ગુરૂ વિગેરે મ્હોટા પુરૂષોનો વિનય કરનારો, નીતિવાળો, ક્રૂરપણાથી અને માયાવીપણાથી રહિત, કદાગ્રહ નહિ કરનારો, ભવિષ્યમાં સારૂ કેવી રીતે થાય તેનો વિચાર કરનારો, અન્યજનોનું ભલું કરવામાં તત્પર, અવસરનો જાણ, સારા સરળ સ્વભાવવાળો, વિશેષ જાણ, દયાવાળો, ગુણને વિષે પ્રીતિ ધરનારો, સારી વાર્તા કરનારો, બન્ને પક્ષવાળો, વૃદ્ધ પુરૂષને યોગ્ય, લજ્જાવાળો, અને સારા માણસોને પ્રિય; એ એકવિશ ગુણવાળો જે પુરૂષ હોય તે ધર્મરત્નને યોગ્ય છે.

( प्राणातिपातविरमणद्वार-शार्दूलविक्रीडितवृत्तम् )

३ ४ ५ १ २ ६ ९
धर्माणां गुरुरेव जंतुषु दयाधर्मस्ततो संस्थितः,
७ १० ११ ८
श्रीवज्रायुधचक्रवर्तिसदृशां नो संगमादेर्हृदि ।
१४ १३ १५ १२ १७ १६
चूलायां कनकाचलस्य रमते कल्पद्रुमो नो मरौ,
२५ १८ २४ २३ २१ २२ १९ २०
किं चैरावरणवारणः कुनृपतेर्द्वारे ऽस्ति यः स्वःपतेः ॥३२॥

અર્થઃ-પ્રાણીઓને વિષે દયાધર્મરૂપ ધર્મ સમગ્ર ધર્મોમાં શ્રેષ્ઠ છે, અને તેજ કારણથી તે દયાધર્મ શ્રી વજ્રાયુધ ચક્રવતી જેવા પુરૂષોના હૃદયમાં રહેલો છે. સંગમ દેવ પ્રમુખના હૃદયમાં રહેલો નથી. દાખલા તરીકે જેમ, કલ્પવૃક્ષ મેરૂપર્વતની ચૂલિકા ઉપર હોય છે, પરંતુ મરૂભૂમિને વિષે હોતું નથી. વળી ઇંદ્રના દ્વારને વિષે રહેનારો ઐરાવણ હસ્તી બીજા તુચ્છ રાજાને ત્યાં શું હોય ખરો ? અર્થાત્ નજ હોય.

१ २ ३ ४ ५ ६ ७
एका जीवदयैव नित्यसुखदा तन्नेमिना स्वामिना,
८ ९ १० ११ १२ १३
कन्याराज्यधनादि फल्गुतृणवत् संत्यज्य सैवादृता ।
१५ १६ १४ १७ १८ १९ २२ २३ २० २१ २४
सो ऽर्हन्वास्य किमुच्यते निजहिते नान्योऽपि मंदायते,
३१ २५ २६ २७ २८ ३२ ३३ ३० २९
किं कस्याप्यजरामरत्वमथवा नेष्टं सुखं शाश्वतम् ॥३३॥

**અર્થ**:–એકલી જીવદયાજ નિત્યસુખ આપનારી છે, માટે શ્રી નેમિનાથ પ્રભુએ રાજીમતી કન્યા, મ્હોટું રાજ્ય અને ધન વિગેરેનો તુચ્છ તૃણની માફક ત્યાગ કરીને એ જીવદયાનો સ્વીકાર કર્યો હતો. અરે! એ શ્રી નેમીનાથ તો તીર્થંકર હતા એટલે એમની તો શી વાત કરવી? પરંતુ કોઇ બીજો સાધારણ માણસ હોય તો તે પણ પોતાના હિતને વિષે મંદ આચરણ કરતો નથી. અથવા તો શું કોઈ જીવને અજરામરપણું કે શાશ્વતસુખ ઈષ્ટ નથી લાગતું? અર્થાત્ સર્વને અજરામરપણું અને શાશ્વતસુખ ઈષ્ટ છે.

( मृषावाद विरमणद्वार–रथोद्धतावृत्तम् )

संकटे ऽपि न महान् मृषा वदे,-द्दत्तमातुलककालिकार्यवत् ।
चंदनः सुरभिरश्मघर्षणे ऽ,-पीक्षुरद्भुतरसो ऽपि पीलने ॥३४॥

**અર્થ**:–મહાન્ પુરૂષ સંકટને વિષે પણ દત્તપુરોહિતના મામા કાલિકાચાર્યની માફક અસત્ય બોલે નહિ. જેમકે, ચંદન પાષાણની સાથે ઘસાયે છતે ( ઘસવાથી પણ ) સુગંધ આપે છે, અને શેલડી પીલાયે છતે ( પીલવાથી પણ ) અદ્ભુત મધુર રસ આપે છે.

( शार्दुलविक्रीडितवृत्तम् )

घोरां दुर्गतिमेत्यलीकलवमप्यभ्यर्थितो ऽपि ब्रुवन्,
वादे नारदपर्वताख्यसुहृदोर्यद्वद्वसुर्भूपतिः ॥

२६ १७ १५ १६ १८ २०
चक्रे ऽर्चाविधुरो विरंचिरनृतात् केतक्यनिष्टा मृषा-,
१९ २४ २५ २१ १४ २४ २३ २२
साक्ष्यात्किं न हरिर्भवेन महितः सत्यात्परीक्षाक्षणे ॥३५॥

અર્થઃ-અન્ય માણુસે પ્રાર્થના કર્યા છતાં પણ જો કોઇ પ્રાણી લેશમાત્ર પણ જૂઠું બોલે તો તે ભયંકર દુર્ગતિ પામે છે. જેમ નારદ અને પર્વત એ બે મિત્રોના વિવાદમાં વસુ રાજા અસત્ય બોલી દુર્ગતિ પામ્યો. દૃષ્ટાંત યથા, શું મહાદેવે બ્રહ્માને જૂઠું બોલવાથી અપૂજ્ય કર્યા નથી? તેમજ કેતકીને જૂઠી સાક્ષિથી અનિષ્ટ કરી નથી? અને પરીક્ષાને સમયે સત્ય વચન બોલવાથી વિષ્ણુને પૂજ્ય કર્યા નથી? અર્થાત કર્યા છે.

( अदत्तादानविरतिद्वार-वसंततिलकावृत्तम् )

वैराग्यशस्त्रहतमोहतमो ऽमलांत,-
१ २
र्दृष्ट्या ऽपादिष्टपरिदृष्टहिताहितार्थः ।
३ ४ ८ ७ ५
चौरो ऽपि शुद्ध्यति शमेन दृढप्रहारी,-
६ १४ ९ १० ११ १२ १३
वाऽपैति वा दवजवो जलदेन किं न ॥ ३६ ॥

અર્થઃ-વૈરાગ્ય રૂપ શસ્ત્રથી હણાયું છે મોહરૂપી અજ્ઞાન જેનું એવી પોતાની નિર્મળ અંતર્દૃષ્ટિથી દેખાડયા છે અને જાણ્યા છે હિત તેમજ અહિત ( ઉપાદેય તથા હેય ) પદાર્થો

જેણે એવો ચોર પણ દૃઢપહારી ચોરની માફક શમતાએ કરીને શુદ્ધ થાય છે. દૃષ્ટાંત યથા, દાવાનળનો વેગ શું મેઘના જળથી શાંત નથી થતો ? અર્થાત્ થાય છે.

१ २ ३ ८ ६
नानाकलाविदपि लाघवमेति चौर्या,-
४ ५ ७
द्विद्यानताम्रफलचौर इव प्रियार्थे ।
१७ १६ १४ १५ ९ १८
दोषो महानधिगुणे ऽपि हि लांछनाय,
१० ११ १३ १२
रत्नाकरे कुजलवच्छशवत् सुधांशौ ॥ ३७ ॥

અર્થ:-પોતાની પ્રિયાને અર્થે વિદ્યાના બળથી નમાવેલા આમ્ર વૃક્ષના ફળના ચોરની માફક નાના પ્રકારની કળાને જાણનારો પુરૂષ પણ ચોરના કૃત્યથી લઘુતાને પામે છે. દૃષ્ટાંત યથા, અધિક ગુણવાળાને વિષે પણ મ્હોટો દોષ કલંકને અર્થે થાય છે. જેમ સમુદ્રને વિષે ખારૂં જળ અને ચંદ્રને વિષે હરિણ કલંકરૂપ થયા.

अब्रह्मविरतिद्वार.

३ ० १ २ ४
स्युर्ब्रह्मणा नृसुरमोक्षसुखानि किं तु,
५ ९ ६ ७ ८
जंबूमुनेः सुभगताभिनवैव काचित् ।
१६ १५ १३ १२ १४ ११ १०
भेजुर्व्रतं सममनेन मुदा प्रियास्ता,
१८ २० २१ १७ १९
अन्यारता सह जगाम च केवलश्रीः ॥ ३८ ॥

અર્થ:-જો કે ઘણા જનોને બ્રહ્મચર્ય પાળવાથી મનુષ્ય, દેવ અને મોક્ષનાં સુખો પ્રાપ્ત થાય છે; તોપણ તે (બ્રહ્મચર્ય)થી જંબૂસ્વામીને તો કોઇ નવીનજ સૌભાગ્યપણું પ્રાપ્ત થયું; કારણ કે, જંબૂસ્વામીની સ્રીયોએ પણ તેમનીજ સાથે હર્ષથી દીક્ષા લીધી અને કેવળ જ્ઞાનરૂપી લક્ષ્મી પણ બીજા કોઇ ઉપર આસક્ત નહિ થતાં તેમનીજ સાથે ગઈ.

९ ८ ७ १०
न ब्रह्मतः सकलशर्मकृतश्चलन्ति,
१ २ ३ ६ ४ ५
धीराः सुदर्शन इव व्यसने घने ऽपि ।
१३
शेषो ऽब्धिवृद्धलहरीचलशैलवल्ग,-
११ १२ १४ १५
द्भूभुग्नमौलिरपि विश्वभरं बिभर्त्ति ॥३९॥

અર્થ:-ધૈર્યવંત પુરૂષો ગહન દુ:ખમાં પડયા છતાં પણ સુદર્શનશેઠની માફક સમગ્રસુખ આપનાર બ્રહ્મચર્યવ્રતથી ચલિત થતા નથી. ઉદાહરણ યથા, સમુદ્રના મ્હોટા તરંગોથી કંપતા એવા પર્વતોને લીધે ધ્રુજતી એવી પૃથ્વીથી નમી ગયો છે મુકુટ જેનો એવો પણ શેષ વિશ્વના ભારને ધારણ કરે છે.

परिग्रहपरिमाणद्वार.

३ ४ १ २ ५
विश्वोपकारि धनमल्पमपि प्रशस्यं,
८ ६ ९ ७
किं नंदवत् फलममान परिग्रहेण ।

१२ ११ १० १५ १३ १४
प्रीत्यै यथा हिमरुचिर्न तथा हिमौघः,
२० १६ १७ १८ १९ २२ २१ २३
स्याद्वा यथा ऽत्र जलदो जलधिस्तथान ॥ ४० ॥

**અર્થ**:-થોડું એવું પણ વિશ્વને ઉપકાર કરવાવાળું ધન પ્રશંસા કરવા યોગ્ય છે; પરંતુ નંદરાજાની માફક પ્રમાણ રહિત એવા પરિગ્રહે કરીને શું? અર્થાત કંઈ નહિ. દૃષ્ટાંત યથા, હિમરૂચિ એટલે શીતળ કિરણોવાળો ચંદ્ર લોકને જેવી પ્રીતિ ઉત્પન્ન કરે છે, તેવી હિમનો સમૂહ લોકને પ્રીતિ ઉત્પન્ન કરી શકતો નથી. તેમજ વળી મેઘ જેવી પ્રીતિ ઉત્પન્ન કરે છે તેવી સમુદ્ર ( ખારો સમુદ્ર ) પ્રીતિ ઉત્પન્ન કરતો નથી. અર્થાત્ ચંદ્ર અને મેઘ નાના છે તોપણ તે લોકને ઉપકાર કરનારા હોવાથી વખાણાય છે અને હિમ તથા સમુદ્ર બહુ મ્હોટા છતાં લોકને ઉપકાર કરનાર ન હોવાથી વખાણાતા નથી.

१ २ ३ १२ ४
धन्यः परिग्रहमितैः सुखभाग् न पापी,
५ ९ १० ११ ८ ६ ७
प्राङ्मम्मणो वणिगिवेंधहृदीश्वरो ऽपि ।
१८ १७ १३ १६ १४
वंद्यः कृतादरमहो जगतो मितश्रीः,
१९ २० १५ २१
पश्चाऽधिकाधिकवसुःश्रमभृत् कलंकी ॥ ४१ ॥

**અર્થ**:-ભાગ્યવંત પુરૂષ પરિગ્રહના પરિમાણથી સુખી થાય છે. પણ કોટી ધનવાળો છતાં લાકડાના ભારને લાવનાર

( વહન કરનાર ) મમ્મણ શેઠની માફક લોભી પુરૂષ સુખી નથી. ઉદાહરણ યથા, ચંદ્ર પરિમિત લક્ષ્મીવાળો ( બીજનો ચંદ્ર થોડી કળાવાળો ) હોય છે ત્યારે લોકો ત્હેને આદરથી વંદન કરે છે; પરન્તુ જ્યારે તેજ ચંદ્ર અધિક અધિક કિરણવાળો થાય છે ત્યારે કલંકયુક્ત થાય છે.

( दिग्विरतिद्वार. )

૨ ૧ ૫
सीमस्थिते जलनिधौ निजकालमाने,
૪ ૩ ૭ ૬
शीतातपांभसि च जीवति जीवलोकः ।
૯ ૧૦ ૧૧ ૮
दिग्यानमानमपि जंतुहिताय तद्वत् ,
૧૬ ૧૪ ૧૨ ૧૩ ૧૫
स्याच्चारुदत्तवदिहाप्रयतो ऽतिदुःखी ॥ ४२ ॥

અર્થઃ-સમુદ્ર પોતાની મર્યાદામાં રહે છતે તથા શીયાળો, ઉનાળો અને ચોમાસું પોતપોતાની કાળ મર્યાદામાં રહે છતે આ જીવલોક સુખે જીવે છે. તેવી રીતે દિશાના પરિમાણનું વ્રત પણ જીવોના કલ્યાણને અર્થે થાય છે; પરંતુ આ વ્રતનો અનાદર કરનાર પુરૂષ ચારૂદત્તની માફક બહુ દુઃખી થાય છે.

( शिखरिणीवृत्तम् )

૪ ૩ ૬ ૫ ૨ ૧
न गम्यं नाऽगम्यं क्वचिदकृतदिग्यानविरतेः,
૧૧ ૭ ૧૨ ૧૦ ૮ ૯
कथं वा स्याद्विश्वे सततगतिरेकत्रवसतिः ।

१६ १३
द्वितीयद्वीपांतर्गतभरतमाक्रांतजलधि,-
१९ १८ १५ १४ १७ २०
र्न किं द्रौपद्यर्थे हरिरमरकंकापुरमगात् ॥ ४३ ॥

અર્થ:-જેણે દિગ્વિરમણ વ્રત અંગીકાર કર્યું નથી, તેને કોઈપણ સ્થાન જવા યોગ્ય અથવા ન જવા યોગ્ય નથી. અથવા તો વિશ્વને વિષે નિરંતર ગતિ કરનાર એવો જે વાયુ તે એક સ્થાનકે નિવાસ કરનારો કેવી રીતે થાય? દૃષ્ટાંત યથા, શ્રીકૃષ્ણ વાસુદેવ દ્રૌપદીને અર્થે સમુદ્રને ઉલ્લંઘીને ધાતકી નામના બીજા દ્વીપમાં રહેલા ભરતક્ષેત્રમાં અમરકંકા નગરી પ્રત્યે શું નહોતા ગયા? અર્થાત્ ગયા હતા.

( भोगोपभोग विरमणद्वार-वसंततिलकावृत्तम् )

१ २ ४ ३ ५
भोगोपभोगनियमो ऽपि शिवाय चेन्न,
१० ६ ७ ८ ९
स्याद्वंकचूल इव देवपदप्रदस्तु ।
१७ १३ १२ ११
प्रीणाति चातकमनन्यरतिः पयोद,-
१५ १६ १४
श्चूताशनैकरसमन्यभृतं वसंतः ॥ ४४ ॥

અર્થ:-જો ભોગોપભોગનો નિયમ મોક્ષ આપનારો થતો નથી; તોપણ તે વંકચૂલને થયો તેમ (અન્યજનોને) દેવપદવી આપનારો તો થાયજ છે. કહે છે કે, મેઘ, બીજા કોઈ ઉપર નથી પ્રીતિ જેને એવા ચાતક પક્ષીને સંતોષ

આપે છે; અને વસંત, આમ્રફળ (મૉર તથા કેરી)ને ખાવામાં પ્રીતિવાળા કોકિલને સંતોષ પમાડે છે.

२ ३ ६ ५
भोगादिलोलुपतया लघुता न शर्म,
१ ४
श्रीब्रह्मदत्तसखिविप्रकुटुंबवत् स्यात् ।
७ १० ९ ८
पीताधिकेंदुरुचिरुज्झति सीम सिंधुः,
१३ १४ १२ ११ १५
शक्रो ऽपि गौतमकलत्ररतश्च शप्तः ॥ ४५ ॥

અર્થ:-બ્રહ્મદત્ત ચક્રવર્તીના મિત્ર બ્રાહ્મણના કુટુંબની માફક ભોગાદિકની લોલુપતાને લીધે માણસને લઘુતા પ્રાપ્ત થાય છે, પરંતુ સુખ થતું નથી. દૃષ્ટાંત યથા, સમુદ્રે ચંદ્રની કળાનું પાન કર્યું તો તે મર્યાદાનો ત્યાગ કરે છે અને ઇંદ્ર ગૌતમ રૂષિની સ્ત્રીને વિષે આસક્ત થયો તો તેને શાપ મળ્યો છે.

अनर्थदंडविरमणद्वार.

८ ७ ६ ९ १
नाऽनर्थदंडमघदं दधते महांत,
२ ५ ३ ४
एकेपुमात्रविजयीव स चेटभूपः ।
१६ १७ ११ १५
लोकस्य जाड्यहृतये तरणेः प्रभाऽन्हि,
१८ १२ १४ १३ २० १९
तापच्छिदे च शशिनो निशि नो तदर्थं ॥ ४६ ॥

અર્થઃ—ફક્ત એકજ બાણુથી વિજયી થએલા ચેડા રાજાની માફક મહાંત પુરૂષો પાપદાયક એવા અનર્થદંડને ધારણ કરતા નથી. દૃષ્ટાંત યથા, દિવસે સૂર્યનાં કિરણો લોકની ટાઢ દૂર કરવાને માટે છે અને રાત્રિએ ચંદ્રનાં કિરણો તાપને દૂર કરવા માટે છે; પરંતુ એકે લોકોને પીડા કરવાને અર્થે નથી થતા.

मूढो मुधैति कुगतिं धिगनर्थदंडात्,
चक्रित्वमिच्छुरिव भूभृदशोकचंद्रः ।
किं नांगभंगमयते शरभो ऽब्दशब्द,-
मभ्युत्पतन् परिणमंश्च गजो ऽनुशैलम् ॥ ४७ ॥

અર્થઃ—ચક્રવર્તી થવાની ઇચ્છાવાળા અશોકચંદ્ર રાજાની માફક, મૂઢ પુરૂષ અનર્થદંડથી નરકાદિ કુગતિ પામે છે, માટે તે અનર્થદંડને ધિક્કાર છે. દૃષ્ટાંત યથા, મેઘના શબ્દ સામે ઉચ્છળતો એવો અષ્ટાપદ પ્રાણી અને દરેક પર્વતપર દંતપ્રહાર કરતો એવો હાથી એ બન્ને જણાનું શરીર શું ભાગી જતું નથી? અર્થાત્ ભાગી જાય છે.

सामायिकद्वार.

सामायिकं द्विघटिकं चिरकर्मभेदि,
चंद्रावतंसकवदुच्चधियोऽत्र किं तु ।

१० ११ ९ १२ १३
स्पर्शे ऽपि सत्यमुदकं मलिनत्वनाशि,
१८ १९ २० १४ १५ १६ १७
घोरं तमो हरति वा कृत एव दीपः ॥ ४८ ॥

અર્થઃ—ચંદ્રાવતંસક રાજાની માફક બે ઘડી પાળેલું સામયિક પણ લાંબા વખતના કર્મનો નાશ કરે છે, તો પછી એ સામાયિક ઉચ્ચ બુદ્ધિવાળા પુરૂષના કર્મનો નાશ કરે તેની તો વાતજ શી કરવી? એ વાત સત્ય છે કે, જળ ફક્ત સ્પર્શથીજ મલિનતાનો નાશ કરે છે, અથવા પ્રગટ કરેલો દીવો તુરતજ ઘોર અંધકારનો નાશ કરે છે.

३ ४ १ ५
सामायिकं समतयारिसुहृत्सुसिद्धयै,
४ ५
प्रद्योतमुक्तिकृदुदायिनराजवत् स्यात् ।
११ १२ १०
सच्चंदनांशुकमिवास्फुटकुष्टभाजः,-
८ ९ ७ १३
स्तत्कुर्वतः कपटतो बहिरंगशुद्धयै ॥ ४९ ॥

અર્થ:—શત્રુ અને મિત્રને વિષે સમભાવ રાખીને સામાયિક કર્યું હોય તો તે, પ્રદ્યોતન રાજાને છોડી મુકનારા ઉદાયન રાજાને થયું તેમ મુક્તિને અર્થે થાય છે; પરંતુ જો તે કપટથી કર્યું હોય તોપણ તે જેને કોડનો રોગ સ્પષ્ટ પ્રગટ થયો નથી એવા માણસને ચંદનનો લેપ તથા વસ્ત્ર ઓઢાડવાની માફક ફક્ત બહારની અંગશુદ્ધિને અર્થે થાય છે.

## देशावकाशिकद्वार.

देशावकाशिकमपास्य सकाकजंघ,-

कोकाशवद्विपदमेति जनः प्रमादी ।

धत्ते प्रभां दिनचरो न निशाकरो ऽपि,

नस्तूयते ऽपि च पयोभृदकालवृष्टः ॥ ५० ॥

અર્થ:-પ્રમાદી માણસ, દેશાવકાશિક વ્રતને ત્યજી દઇને કાકજંઘ રાજા અને કોકાસ સુતારની માફક વિપત્તિ પામે છે. દૃષ્ટાંત યથા, દિવસે ઉદય પામેલો ચંદ્ર કાંતિને ધારણ કરતો નથી અને અકાળે વરસેલો મેઘ લોકોથી વખાણાતો નથી.

( मालिनीवृत्तम् )

गुरुवचनवियोगाज्ञातदेशावकाशो,

विपदि तरति पुण्याच्चेद्यथा लोहजंघः ।

हयमयवृषभा वा स्वामिना वाह्यमानाः,

सततममितगत्या किं हितं स्वस्य कुर्युः ॥ ५१ ॥

અર્થ:-ગુરૂના વચનના વિયોગને લીધે નથી જાણ્યું દેશાવકાશિક વ્રત જેણે એવો પુરૂષ વિપત્તિને વિષે પડ્યા છતાં પણ લોહજંઘની માફક પુણ્યથી કષ્ટને તરે છે. ઉદાહરણ

યથા, સ્વામીએ નિરંતર અપ્રમાણ ગતિવડે વહન કરેલા અશ્વ, ઉંટ, અને બળદ શું પોતાનું હિત કરે ? અર્થાત્ નજ કરે.

( पौषधव्रतद्वार-मंजुभाषिणीवृत्तम् )

शुचिपौषधेन मुनितुल्यतेति किं, जिनतापि मेघरथवद्भवेत् क्रमात् ।
किमु निर्द्धनस्य मणिनेष्टदायिना, धनितुल्यतैव नृपतुल्यता न किम् ॥

**અર્થ**:–પવિત્ર એવા પૌષધ વ્રતે કરીને ગૃહસ્થને પણ મુનિની તુલ્યતા પ્રાપ્ત થાય છે તેમાં શું નવાઈ ? પરંતુ તે પૌષધ વ્રતથી અનુક્રમે મેઘરથની માફક તીર્થંકર પદ પણ પ્રાપ્ત થાય છે. દૃષ્ટાંત યથા, નિર્ધન પુરૂષને, ઇચ્છિત અર્થ આપનારા ચિંતામણિ રત્નથી શું ધનવાન્‌ની તુલ્યતા થાય છે અને રાજાની તુલ્યતા શું નથી થતી ?

( वसंततिलकावृत्तम् )

सत्पौषधं त्रिविधसिद्धिदमौषधं य,-
त्तद्भावनाश्रमरसार्द्रहृदाग्निलीढः ।
स्वः सागरेंदुरजनि स्फुटहेममूर्ति,-
रौर्वाग्नितप्तविमलो ऽद्रिरिवाब्धिमंथाः ॥ ५३ ॥

**અર્થઃ**—વિવિધ સિદ્ધિને આપવામાં ઔષધરૂપ જે પૌષધ વ્રત છે, તેની ભાવનામાં શમતારૂપ રસે કરીને ભિંજાએલું જે હૃદય તે રૂપ અગ્નિથી સ્પર્શિત થએલો સાગરચંદ્ર રાજા વડવાનળ અગ્નિના તાપથી નિર્મળ થએલા મેરૂ પર્વતની માફક સ્ફુટ સુવર્ણ સમાન દેહ છે જેનો એવો છતો સ્વર્ગને વિષે ગયો છે.

( अतिथी संविभागद्वार–मालिनीवृत्तम )

३ ४ ६ ५ २ १
किमपि फलमपूर्वं संविभागस्य साधो,-
७ ११ ८ १० ९
र्यदभिलषितसिद्ध्यै मूलदेवे ऽपि माषाः ।
१३ १४ १२ १५ १६ १७ १८
कृशमपि हि सुपात्रे न्यस्तमुच्चैः फलद्ध्यै,
१९ २१ २२ २० २३
ननु तृणमपि धेनोर्दुग्धपीयूषवृद्ध्यै ॥ ५४ ॥

**અર્થઃ**—મુનિરાજ પ્રત્યે પાત્રદાનનું કોઈ અપૂર્વજ ફળ છે. કારણ સાધુ મુનિરાજને વહોરાવેલા માષ (અડદબાકુળા) પણ મૂળદેવને ઇચ્છિત વસ્તુની સિદ્ધિ આપનારા થયા છે. નિશ્ચે થોડું પણ સુપાત્રને વિષે આપેલું હોય તો તે ઉત્કૃષ્ટ ફળની સિદ્ધિને માટે થાય છે. દાખલા તરીકે યથા, ગાયને આપેલું ઘાસ પણ દૂધરૂપ અમૃતની વૃદ્ધિને માટે થાય છે.

१ ३ ४ ६ ६ १ ७ ५

यदसदपि ददौ प्राक् शालिभद्रोऽतिथेः स्वं,

९ ११ १२ १० १३ १५ १४ १७ १६

तदसदपि स लेभे कामरर्द्धिः क मर्त्यः ।

२० १८ १९ २२ २३ २१ २९ २४ ३०

क भुवि जलधिरिंदुः क्वांबरे तं स पुष्णा,-

२८ २६ २७ २५

त्यमृतभृतपयोदं शोषणे ऽप्यौर्वबन्हेः ॥ ५५ ॥

**અર્થઃ**-પૂર્વ ભવે શાલિભદ્રે, જે પરમાન્ન (ખીર) રૂપ પોતાની વસ્તુ નહિ છતાં પણ મુનિરાજને વહોરાવી; તેથી તેણે મનુષ્ય લોકમાં નહિ મળી શકે તેવું સુખ પ્રાપ્ત કર્યું. નહિ તો દેવસમૃદ્ધિ ક્યાં અને મનુષ્યપણું ક્યાં ? દૃષ્ટાંત યથા, સમુદ્ર પૃથ્વી ઉપર છે અને ચંદ્ર આકાશમાં છે તોપણ તે ચંદ્ર, વડવાનળના અગ્નિથી શોષણ થયા છતાં પણ જળવંત મેઘની પુષ્ટિ કરનારા સમુદ્રનું પોષણ કરે છે.

( सात क्षेत्रद्वार-इंद्रवंशा वृत्तम )

५ ४ ४ ६ ८ ७ २ १

क्षेत्रेषुसप्तस्वपि पुण्यवृद्धये, वपेद्धनं संप्रतिराजवद्धनी ।

१२ १३ १५ ११ १४ ९ १०

कृषीवलःकेवलशालितंदुलान्, वपेत्स किं योऽखिलशस्यलालसः॥

**અર્થ**:-ધનવાન્ માણસે સંપ્રતિ રાજાની માફક પુણ્યની વૃદ્ધિને અર્થે સાતે ક્ષેત્રોમાં ધન વાવવું. ઉદાહરણ યથા, સર્વ પ્રકારના ધાન્યની ઇચ્છાવાળો ખેડુત શું ફક્ત શાલિના ચોખાનેજ વાવે છે? ના, સર્વ પ્રકારના ધાન્યને વાવે છે.

( इन्द्रवज्रावृत्तम् )

क्षेत्राणि सप्तापि फलंति सर्व,-मप्येककं कल्किजवत् सुजुष्टम् ।
यत्पुण्यमारात्रिकसप्तदीपै,-रेकेनतन्मंगलदीपकेन ॥ ५७ ॥

અર્થઃ-સાતે ક્ષેત્રો તો સર્વે પ્રકારનાં ફળદાયી થાય; પરંતુ સારી રીતે સેવન કરેલું એક ક્ષેત્ર પણ કલ્કિપુત્રને થયું તેમ સર્વે પ્રકારનાં ફળ આપનારૂં થાય છે. દ્રષ્ટાંત યથા, આરતીના સાત દીવાથી જે પુણ્ય થાય છે તે પુણ્ય એક મંગળ દીવાથી પણ થાય છે.

( जिन बिंबद्वार-वसंततिलकावृत्तम )

बिम्बं महल्लघु च कारितमत्र विद्यु,-
न्माल्यादिवत् परभवेऽपि शुभाय जैनम् ।
ध्यातुर्गुरुर्लघुरपीप्सितदायिमंत्रः,
प्राग्दौस्थ्यभाविघनविघ्नभिदे न किं स्यात् ॥ ५८ ॥

અર્થઃ-આ લોકમાં એક પણ મ્હોટું અગર ન્હાનું જિનબિંબ કરાવ્યું હોય તો તે વિદ્યુન્માલિને થયું તેમ પરભવને વિષે પણ કલ્યાણને માટે થાય છે. ઉદાહરણ તરીકે જેમ, મ્હોટો વા ન્હાનો એવો પણ ઇષ્ટ ફળ દેનારો મંત્ર, ધ્યાન ધરનારાના પૂર્વભવના દુષ્ટ કર્મથી થએલા દ્રારિદ્રપણારૂપ ભયંકર વિઘ્નને ભેદવાને માટે શું નથી થતો? અથા થાય છે.તુ

( शार्दूलविक्रीडितवृत्तम् )

४ ३ २ १
निर्मायार्हतबिंबमार्हतपदस्थानाग्रिमं धार्मिकः,
७ ६ ९ ८ १६ ५
स्वात्मानं च परं च निर्मलयति स्तुत्यर्चनावंदनैः ।
११ १० १५ १४ १२ १३
मंत्री श्रेणिकसूरिवार्द्रकसुतं मोहांधकारे स्थितं,
१९ २४ २० २१ २३ २२ १७ १८
दीपः पुष्यति कस्य कस्य न मुदं श्रेयः श्रियामास्पदम् ॥

અર્થ:-ધાર્મિક પુરૂષ, મોક્ષમાર્ગના પ્રધાનસ્થાન એવા અરિહંતના પ્રતિબિંબને નિમાણ કરીને તથા તેની સ્તુતિ, પૂજા અને વંદના કરીને જેમ અભયકુમારે પોતાને તથા મોહાંધકારમાં રહેલા આર્દ્રકકુમારને નિર્મળ કર્યા તેમ પોતાના તથા પરના આત્માને નિર્મળ કરે છે. દૃષ્ટાંત યથા, કલ્યાણની લક્ષ્મીના સ્થાનકરૂપ એવો જે દીપક તે કોના હર્ષને પુષ્ટ કરતો નથી ?

( श्री चैत्यद्वार-वसंततिलकावृत्तम् )

१ ५ ३ ४
तीर्थं मुदे स्वपरयोरपि कीर्तिपाल,-
२ ६
भूपालकारिततुरंगमबोधवत् स्यात् ।
७ ११
उद्यानसारसहकारवनं फलर्द्ध्यै,
१० ८ १४ ११ १३
किं वप्तुरेव न पुनस्तदुपासकानाम् ॥ ६० ॥

**અર્થઃ**-કીર્તિપાલ રાજાએ ભૃગુકચ્છ ક્ષેત્રને વિષે કરાવેલા અશ્વબોધક ચૈત્યની માફક સમગ્ર ચૈત્યો, બનાવનારને તથા બીજાઓને હર્ષ ઉત્પન્ન કરે છે. ઉદાહરણ યથા, ઉત્તમ આમ્રવૃક્ષોનું વન, શું તેના વાવનારનેજ ફળસિદ્ધિ આપે છે અને સેવનારને નથી આપતું? અર્થાત્ બન્નેને આપે છે.

३ ४ ६ ५
वित्तं स्थिरं सुकृतकीर्तिकरं च बाहु,-
१ २
बल्यादिवद्विविधतीर्थनिवेशकानाम् ।
१०
केतूल्लसद्भरतपुण्ययशोऽर्थवाद,-
११ ८ ९ १२ १३ ७
मष्टापदं क इव नाऽनमदद्ययावत् ॥ ६१ ॥

**અર્થઃ**-બાહુબલિની માફક વિવિધ તીર્થની સ્થાપના કરનારાઓનું દ્રવ્ય સ્થિર થાય છે અને સુકૃત-પુણ્ય તથા કીર્તિને કરનારૂં પણ થાય છે. ઉદાહરણ યથા, ધ્વજાવડે કરીને દેદીપ્યમાન એવા ભરત ચક્રવર્તીના પુણ્ય અને યશની પ્રશંસા કરનાર અષ્ટાપદ તીર્થને આજ પર્યંત કોણે નમસ્કાર નથી કર્યો?

**श्री ज्ञानद्वार.**

९ ८ ६ ७ १०
ज्ञानं जगत्त्रयहितं पुनरप्यधीते,
२ ३ ४ ५ १
ज्ञोऽप्यार्यरक्षित इवेतरशास्त्रपाठैः ।

११ १२ १३
ये स्वर्णधीकनककाचकृतादरास्ते,
१४ १६ १५ १७ १८ १९
हेमैव सत्यमधिगम्य किमु त्यजंति ॥ ६२ ॥

**અર્થ**:–આર્યરક્ષિતની માફક અન્ય શાસ્ત્રનો અભ્યાસ કરીને વિદ્વાન્ થએલો એવો પણ પુરૂષ, ત્રણ લોકને હિતકારી એવા જ્ઞાનનો ફરી અભ્યાસ કરે છે. દૃષ્ટાંત યથા, જે પુરૂષોએ સુવર્ણ સમાન કાચના કકડાને સુવર્ણ માન્યું છે, તેઓ સાચા સુવર્ણને પ્રાપ્ત કર્યા પછી શું તેને ત્યજી દે ખરા? અર્થાત્ ન ત્યજી દે.

( मालिनीवृत्तम् )

१ २ ४ ३ ६ ५
पठ पठति यतस्वाऽन्नादिना लेखयस्वैः,
७ ११ ८ ९ १० १३ १२ १४
स्मर वितर च साधौ ज्ञानमेतद्धि तत्त्वम् ।
१८ १९ १७ १५ १६ २०
श्रुतलवमपि पुत्रे पश्य शय्यंभवोऽदा,-
२२ २१ २७ २३ २४ २६ २५
ज्जगति हि न सुधायाः पानतः पेयमन्यत् ॥ ६३ ॥

**અર્થ**:–તમે પોતે જ્ઞાનનો અભ્યાસ કરો? અને અભ્યાસ કરનારાઓને અન્નાદિક વડે સહાય કરો? દ્રવ્યથી જ્ઞાન લખાવો, તે જ્ઞાનનું સ્મરણ કરો અને તે સાધુઓને આપો. કારણ કે, એજ તત્ત્વ છે. જુઓ, શય્યંભવ મુનિએ પોતાના પુત્ર મનકને અલ્પ જ્ઞાન પણ આપ્યું. દૃષ્ટાંત યથા,

આ જગત્માં અમૃતના પાનથી અન્ય કોઇ અધિક પાન કરવા લાયક નથી.

( श्रीसंघद्वार–शार्दूलविक्रीडितवृत्तम् )

१ २ ४ ५ ३ ६ ७ ८
लोकेभ्यो नृपतिस्ततो ऽपि हि वरश्चक्री ततो वासवः,
९ १० १२ १३ ११
सर्वेभ्यो ऽपि जिनेश्वरः समधिको विश्वत्रयीनायकः ।
१६ १७ १५ १८ १९ २० १४
सो ऽपि ज्ञानमहोदधिः प्रतिदिनं संघं नमस्यत्यहो,
२२ २४ २५ २३ २१ २६ २८ २७
वैरस्वामिवदुन्नतिं नयति तं यः स प्रशस्यः क्षितौ ॥ ६४ ॥

અર્થ:–સર્વે લોકોથી રાજા શ્રેષ્ઠ છે, રાજાથી ચક્રવર્તી અને ચક્રવર્તીથી ઇંદ્ર શ્રેષ્ઠ છે. વળી એ સર્વેથી ત્રણ જગત્ના નાયક એવા જિનેશ્વર ભગવાન્ શ્રેષ્ઠ છે. છતાં આશ્ચર્યની વાત એ છે કે, જ્ઞાનના સાગર તે જિનેશ્વર પણ શ્રીસંઘને પ્રતિદિન નમસ્કાર કરે છે; માટે તે સંઘને જે પુરૂષ વૈરસ્વામીની માફક ઉન્નતિ પમાડે છે, તેને ધન્ય છે.

४ ५ ६ ७ ८ १ २ ३ ९
को ऽप्यन्या महिमाऽस्त्यहो भगवतः संघस्य यस्य स्फुर,-
१० ११ १३
त्कायोत्सर्गबलेन शासनसुरी सीमंधरस्वामिनम् ।
१४ १६ १२ १५ १७
नीत्वा तत्कृतदोषशुद्धिमुदितां यक्षार्यिकांचानयत्,
२० १८१९२१ २२ २३ २४
किं चैतन्ननु तत्प्रभावविभवैस्तीर्थंकरत्वं भवेत् ॥ ६५ ॥

અર્થ:-અહો ? એ સમર્થ એવા સંઘનો કોઇ નવીન જ મહિમા દેખાય છે ? કારણ કે, એ સંઘના કાર્યોત્સર્ગ બળે કરીને શાસનદેવી યક્ષા સાધ્વીને શ્રી સીમંધરસ્વામી પાસે લેઇ ગઇ. અને ત્યાં સીમંધરસ્વામીએ તેની (યક્ષા સાધ્વીની) કરેલી દોષ શુદ્ધિથી હર્ષ પામેલી તે યક્ષા સાધ્વીને પાછી લઇ આવી. માટે ખરેખર એ સંઘના આવા પ્રભાવના વિભવથી તીર્થંકરપણું થાય છે.

( श्री साधुद्वार-मालिनीवृत्तम )

६ ७ ५ १ २
भवति हि भवपारः शुद्धया साधुभक्त्या,
४ ३
धनगृहपतिजीवानंदवैद्येशवत् प्राक् ।
९ १० ८ ११ १७ १२
पृथुरपि हि पयोधिस्तीर्यते चारुतर्या,
१३ १४ १५ १६
तिमिरतरभृतोऽध्वादीप्रयादीपयष्ट्या ॥ ६६ ॥

અર્થ:-શુદ્ધ સાધુભક્તિથી, ધન સાર્થવાહની માફક તથા જીવાનંદ વૈદ્યની માફક, સંસારનો પાર પમાય છે. બે દૃષ્ટાંતો યથા, મ્હોટો એવો પણ સમુદ્ર મનોહર નૌકાથી તરાય છે અને પ્રકાશિત એવા દીવાએ કરીને અંધકારમય રસ્તે જઈ શકાય છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

३ २ १
दानैः प्रासुकभक्तपानवसनावासौषधानां मुने,-
५ ४ ६ ७ ९ ८ १२
र्वैयावृत्यकृतेश्च विस्मयकरा भोगा बलं चाप्यते ।
१० ११ १४ १५ १६
श्रीमद्बाहुसुबाहुवत्परभवे सा कामगव्यप्यहो,
१६ १७ १८
सच्चारीजलदानकोमलकरस्पर्शैरलं तुष्यति ॥ ६७ ॥

અર્થઃ-પ્રાસુક અન્ન પાણી, વસ્ત્ર, નિવાસ અને ઔષધ એ સર્વે મુનિને દેવાથી તથા તેમની વૈયાવચ્ચ કરવાથી, બાહુ અને સુબાહુની માફક પરભવને વિષે વિસ્મયકારક ભોગ અને બળ પ્રાપ્ત થાય છે. ઉદાહરણ જેમ, કામધેનુ સારો ચારો, જળપાન અને કોમળ હસ્તના સ્પર્શથી બહુ સંતુષ્ટ થાય છે.

श्री साध्वीद्वार.

१ २ ३ ४ ५ ६ ८ ९ १० ७
धर्मः पुंप्रभवो यदेतदिदमेवार्यापि पूज्या पुन,-
११ १२ १४ १५ १३ १६ १७
र्यस्या धर्मसमुद्भवा गुरुजनेष्वप्युन्नतिर्यत्पुरा ।
१९ २१ २५ २८ २६
सौनन्देयनृपेऽम्बिकासुतगुरौ श्रीचंदनायां न किं,
१८ २० २२ २३ २४ २६ २७
बाह्मी पुष्पवतीसुता किल मृगावत्यप्यभून्मुक्तये ॥६८॥

**અર્થ**:-'ધર્મ પુરૂષ થકી ઉત્પન્ન થએલો છે' એમ કહે છે, તે ખરૂં છે, તોપણ તપોધના-સાધ્વી સ્ત્રી પણ પૂજ્ય છે. કારણ કે ધર્મ થકી ઉત્પન્ન થએલી એવી જે તે સ્ત્રીની ઉન્નતિ તે ગુરૂજનને વિષે પણ મુક્તિને માટે થાય છે. જૂઓ ? શ્રીરૂષભપ્રભુની પુત્રી બ્રાહ્મી બાહુબળની મુક્તિને માટે થઈ. તેમજ પૂષ્પચૂલા અન્નિકા પુત્રની મુક્તિને માટે થઈ, વળી મૃગાવતી શ્રીચંદન બાળાની મુક્તિને માટે શું નથી થઈ ? તે પણ તેની મુક્તિને માટેજ થઈ છે.

१० १८ ५ ११ ४ १ २ ३
किं पूज्या श्रमणी न सा श्रुतरसा दुर्बोधहृन्मोहहृत्,
७ ८ ६ ६
मात्रासक्तकुबेरदत्तदयिता साध्वीव जातावधिः ।
१५ १६ १३ १४ १८ १७ १६
धन्या एव चिरंतना व्रतधना अप्याधुनिक्यः शुभा,
२० २२ २१ २४ २३
याकिन्या हरिभद्रवादिमुकुटः सोऽबोधिवाङ्मात्रतः ॥ ६९ ॥

**અર્થ**:-માતાને વિષે આસક્ત એવા કુબેરદત્તની સ્ત્રી કુબેરદત્તા કે જેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું હતું તે સાધ્વીની માફક શાસ્ત્રમાં પ્રીતિવાળી, દુષ્ટબોધને હરણ કરનારી અને અજ્ઞાનને દુર કરનારી સાધ્વી શું પૂજ્ય નથી ? અર્થાત્ પૂજ્ય છે. પૂર્વકાળની સાધ્વીઓને તો ધન્ય છે; પરંતુ આધુનિક કાળની સાધ્વીઓ પણ કલ્યાણકારી છે. જૂઓ ! યાકીની નામની સાધ્વીએ વાદીશિરોમણી એવા હરિભદ્ર સૂરીને કેવળ વચન માત્રે કરીને બોધ પમાડયો હતો.

( श्री श्रावकद्वार मालिनीवृत्तम् )

३ १ २
अकृत भरतचक्री विश्वसाधर्मिकार्चां,
९ ५ ७ ६ ८ ४
कुरुत तदनुमानाच्छ्रेयसेऽत्रोद्यमं तत् ।
११ १२ १०
यदि सकलधरित्रीं प्रीणयत्यंबुवाहः,
१७ १८ १४ १५ १६ १९
किमु न तदरघट्टः क्षेत्रमात्रं पृणातु ॥ ७० ॥

અર્થ-જોકે ભરત ચક્રવર્તી પણ વિશ્વમાં રહેલા સાધર્મિક ભાઈઓની પૂજા સત્કાર કરતા હતા, તો પછી હે શ્રાવકો! તમે પણ તેમના અનુમાનથી પુણ્યને માટે સાધર્મિક પ્રજા ઉપર ઉદ્યમ કરો. આ ઠેકાણે કોઈ શંકા કરે કે, ભરત તો નવનિધિ અને ચૌદ રત્નના સ્વામી હતા, તથા તે દેવતાના સામર્થ્યથી તેમ કરતા, પણ તેમના અનુમાનથી શ્રાવકોએ શી રીતે કરવું? તે શંકાને દૃષ્ટાંતથી નાશ કરતા છતા કહે છે કે, મેઘનું જળ તો સર્વ પૃથ્વીને તૃપ્ત કરે છે તો અરઘટ્ટ (રેહેંટ) ફક્ત એક ક્ષેત્રને શું નથી તૃપ્ત કરતો? અર્થાત્ ભરત મેઘ સરખા અને શ્રાવકો રેહેંટ સરખા જાણવા.

( शार्दूलविक्रीडितवृत्तम् )

१ २ ४ ५ ३
श्राद्धानां सदुपासका बहुमता एवैकधर्मत्त्वतः,
८ ९ १० ११ ७ ६
साधूनामपि जातु गौरवपदं वीतस्पृहाणाममी ।

१२ १३ १५ १४
रूमाशादुपसर्गहृत्स्तवनतः श्रीभद्रबाहोर्यथा,
१६ १७ १९ १८ २०
चंद्रार्काब्दवदुत्तमेषु सहजं विश्वोपकारि व्रतम् ॥ ७१ ॥

અર્થઃ-સાધર્મિપણાને લીધે અતિ શ્રેષ્ઠ ઉપાસના કરનારા શ્રાવકો શ્રાવકોને તો બહુમાન્ય હોય, પરંતુ તેઓ કોઈક વખત નીરાગી એવા સાધુઓના પણ ભદ્રબાહુસ્વામીની માફક ગૌરવના સ્થાનરૂપ થાય છે. કોઇ શંકા કરે કે, રાગરહિત સાધુઓને શ્રાવકો બહુમાન કરવા યોગ્ય કેમ હોય? ત્યાં સમાધાન કરે છે કે, ઉત્તમ પુરૂષોનો ઉપકારી સ્વભાવજ હોય છે. દૃષ્ટાંત યથા, ઉત્તમ પુરૂષમાં ચંદ્ર, સૂર્ય અને મેઘ વિગેરેની માફક સર્વ ઉપર ઉપકાર કરવાનું સ્વાભાવિક વ્રત હોય છે.

श्राविकाद्वार.

२ ३ ५ ६ १ ८ ७
स्त्री पुंसोप्यधिका त्रिपक्षविषदा पुंरत्नखानिर्यतः,
९ १० १२ ११ १४ १३ १५ १६
स्वामिन्या मरुदेवया तु सदृशी भूता न भाविन्यपि ।
१९ २१ २० १८ १७
विश्वार्यौ जिनचक्रिणौ प्रथमतो यत्पुत्रपौत्रावहो,
२२ २४ २५ २६ २७ २९ २८ २३
या प्रागेव शुभेहृच्यभूच्छिवपुरप्रस्थानकस्था प्रभोः ॥७२॥

અર્થઃ-પિતૃપક્ષ, માતૃપક્ષ, અને શ્વસુરપક્ષ એમ ત્રણે પક્ષ નિર્મળ એવી સ્ત્રી, પુરૂષથકી પણ અધિક છે. કારણ કે,

તે પુરૂષરૂપ રત્નની ખાણ છે. વળી મરૂદેવી માતા સમાન તો કોઈ સ્ત્રી થઇ નથી અને થવાની પણ નથી. કારણ કે, તેમના પુત્ર રૂષભદેવ અને પૌત્ર ( પુત્રનો પુત્ર ) ભરત સર્વ વિશ્વને વિષે પૂજ્ય તીર્થંકર તથા ચક્રવર્તી થયા છે. વળી જે મરૂદેવી માતા પોતે શ્રી આદિનાથપ્રભુની પહેલાંજ શિવપુર પ્રત્યે પ્રસ્થાન કરનારાં થયાં.

( वसंततिलकावृत्तम् )

या श्राविकाप्यमलशीलपवित्रितांगी,
सा श्लाघ्यते त्रिभुवने ऽपि यथा सुभद्रा ।
यस्यास्त्रिवारिचुलकाहितलोकतुष्टेः,
स्रोतः सहस्रकृतमुत् सदृशी क गंगा ॥ ७२ ॥

અર્થઃ-નિર્મળ શીળવડે પવિત્ર છે અંગ જેનું એવી શ્રાવિકા પણ સુભદ્રાની માફક ત્રણ ભુવનને વિષે પ્રશંસા પામે છે. ઉદાહરણ યથા, હજારો પ્રવાહોવડે હર્ષ કરનારી ગંગા, ફક્ત ત્રણ અંજલીથી લોકોને સંતુષ્ટ કરનારી સુભદ્રના સમાનપણાને ક્યાંથી પામે? અર્થાત્ નજ પામે.

श्री पूजाद्वार.

पुष्पाक्षतांबुफलचंदनदीपधूप,-
नैवद्यतः प्रतिदिनं जिनपादपूजा ।

४ ५ १० 
श्री श्रेणिकादिजनवज्जिनतादि दत्ते,
६ ८ ९ ७
चक्रादयः कलशतामिवमृद्दलस्य ॥ ७४ ॥

અર્થ:-જેમ ચક્ર, દંડ, દોરડી અને કુંભાર એ સર્વે એકઠા થઇને માટીના પીંડાનો ઘડો બનાવી આપે છે તેમ જિનેશ્વર પ્રભુની નિરંતર પુષ્પ, અક્ષત, જળ, ફળ, ચંદન દીપ, ધૂપ, અને નૈવેદ્ય ઇંત્યાદિકથી કરેલી પૂજા, શ્રી શ્રેણિક રાજાને આપ્યું તેમ તીર્થંકર પદ આપે છે.

( स्वागतावृत्तम् )

६ २ १ ५ ३ ४ ७ ८
स्याज्जिनार्चनकृतस्त्रिकशुद्धया, शं विपत्स्वपि यथा दमयंत्याः ।
१० १४ १२ १३ ९ ११ १६ १६ २० १९ १५ १७
स्वस्तरुः फलति किं न हि रोरे, नेंदुरस्यति तृषं च चकोरे ॥

અર્થ:-ત્રિકરણ શુદ્ધિથી જિનપૂજા કરનારને દમયંતીની માફક આપત્તિમાં પણ સુખ થાય છે. જેમકે, દ્રારિદ્રિ માણસને કલ્પવૃક્ષ શું ફળીભૂત નથી થતું ? અથવા ચંદ્ર ચકોર પક્ષીની તૃષ્ણા નથી દૂર કરતો ? અર્થાત્ કરે છે.

( श्री नयद्वार-उपजातिवृत्तम )

५ १ ३ ४ ६ २
श्रीरामवद्वो नय एव सेव्यः, प्रजानुरागव्रतवित्तमूलम् ।
१३ ७ ११ ८ १४ १२ १० ९
को दक्षिणावर्तमुपेत्य शंखं, त्यजेन्मुधा शामलचित्रकं च ॥७६॥

અર્થઃ-હે પ્રાણીઓ! તમારે શ્રી રામચંદ્રની માફક પ્રજાના અનુરાગરૂપ વ્રતવાળા દ્રવ્યના મૂળ ઉત્પત્તિ કારણરૂપ ન્યાયજ સેવન કરવાયોગ્ય છે. દૃષ્ટાંત યથા, કયો પુરૂષ પ્રાપ્ત થએલા દક્ષિણાવર્ત્ત શંખને અને કાળિ ચિત્રાવેલને મેળવ્યા પછી વૃથા ત્યજી દે? અર્થાત્ કોઇ ન ત્યજી દે.

( मालिनीवृत्तम् )

२ ६ ५ ३ ४ १
मनसि वसति शश्वन्न्याय एवोत्तमानां,
७ १० ११
यदमरवरलब्ध्या पारदारिक्यचौर्ये ।
१२ १० ९ ८
अनुविषयमरौत्सीच्चक्रभृद्ब्रह्मदत्तः,
१६ १४ १५ १९ १७ १८
क्व सुरसरिति पंकः क्वेशचंद्रे कलंकः ॥ ७७ ॥

અર્થઃ-ઉત્તમ પુરૂષોના મનને વિષે નિરંતર ન્યાયજ વસે છે. કારણ કે, બ્રહ્મદત્ત ચક્રવર્તીએ પણ પોતાના પ્રત્યેક દેશોમાં દેવતાના વરદાનથી પરદારાગમન અને ચોરી એ બન્ને કાર્યને નિવારણ કર્યું હતું. દૃષ્ટાંત જેમ, સ્વર્ગંગાના જળને વિષે કાદવ ક્યાંથી હોય? અને શંકરના મસ્તક ઉપર રહેલા ચંદ્રને વિષે કલંક ક્યાંથી હોય? અર્થાત્ નજ હોય.

( वसंततिलकावृत्तम् )

विद्याविभूतिमहिमव्रतधर्ममोक्ष,-
१ २ ३ ४ ६ ५
संपत्तये विनय एव विभुः किमन्यैः ।

१० ११ ८ ७ ९ १३ १२
किं किं नाम: सविनमिर्जिनतो न लेभे,
१५ १६ १४ १७ १८
पूज्यांघ्रिरेणुरपि पश्य नमस्य एव ॥ ७८ ॥

અર્થ:-વિદ્યા, સમૃદ્ધિ, યશ, વ્રત, ધર્મ અને કલ્યાણ એટલાં વાનાં મેળવવાને વિનયજ સમર્થ છે. બીજી વસ્તુઓએ કરીને શું? ઉદાહરણ જેમ, વિનયમાં તત્પર એવા વિનમિ સહિત નમિએ શ્રી આદિનાથ પ્રભુ પાસેથી શું શું મેળવ્યું નથી? જુઓ? પૂજ્યના ચરણની રજ પણ નમન કરવા યોગ્ય છે.

( शार्दुलविक्रीडितवृत्तम् )

२ १ ८ ४ ५ ३ ७ ६ ८
किं मर्त्यास्त्रिदशो ऽप्यपास्तविनयो म्लानेः सहानेः पदं,
११ १० १२ ९ १३ १४
यक्षो वृद्धकरः किमार्यखपटाचार्येण नोशिक्षितः ।
२० १५ १७ २१ १६ १८ २२ १९
किं वा विष्णुकुमारतो न नमुचिर्मृत्वा ऽगमद्दुर्गतिं,
२३ २५ २४ २६ २७ २८ ३० ३१ २९
नग्रोधस्तरुमुन्नतं रुजति वा नम्रं तु नो वेतसम् ॥ ७९ ॥

**અર્થ:**-નિર્બળ માણસની તો વાતજ શી કરવી; પરંતુ બળવંત એવા દેવતા પણ વિનયને ત્યજી દેવાથી હાનિ સહિત પરાભવ પામે છે. શું ( અવિનયથી ) વૃદ્ધકર નામના યક્ષને આર્યખપટાચાર્યે શિક્ષા નથી કરી? અથવા તો નમુચિ પ્રધાન, વિષ્ણુકુમારથી મૃત્યુ પામીને દુર્ગતિ પ્રત્યે નથી

નથી ? દાખલા તરીકે જેમ, નદીના જળનો પ્રવાહ ઉંચા એવા વૃક્ષને પાડી નાખે છે અને નમ્ર એવા નેતરના વૃક્ષને ઉખાડી નાખતા નથી.

श्री वैराग्यद्वार.

३ २ ४ ८ ५ ६
राज्यं शक्रकृताभिषेचनमहो रूपं त्रिलोके ऽप्यस,-
७ १ ६ १० ११
त्सारूप्यं च सनत्कुमारनृपतेः सो ऽप्यंगवैराग्यतः ।
१३ १२ १५ १६ १७ १८ १९ २० १४
चक्रे चारुतपः सलब्धिरपि तत् स्वं नाचिकित्सत्पुना,
२६ २१ २२ २४ २३ २५
रज्येद्वा प्रतिकर्मनिर्मलरुचौ कः कुप्यपात्रे सुधीः ॥८०॥

અર્થ:-ઇંદ્રે અભિષેક કરેલું રાજ્ય અને ત્રણ લોકને વિષે અસમાન એવું રૂપ એ બન્ને જેને હતાં એવા સનત્કુમાર ચક્રવર્તીએ પણ શરીર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી મહા તપ કર્યું. વળી તેજ મુનિએ લબ્ધિ છતાં પણ શરીરની ચિકિત્સા કરી નહિ. દૃષ્ટાંત તરીકે, માંજવાથી ઉજ્વળ થએલા પીતળના પાત્રને વિષે કયો ડાહ્યો પુરૂષ આસક્ત થાય ? અર્થાત્ કોઇ થાય નહિ.

२ १ ३ ४ ५ ११
आजन्मांतमनंतदुर्मतिभवे वैराग्यमस्त्येव त,-
१२ ६ १० ९ ३ ७ ८
द्व्यक्तं हेतुषु सत्सु किंतु भवति प्रत्येकबुद्धेष्विव ।

मृपाऽश्मन्यनलं पयः शशिमणौ स्वर्ण सुवर्णावनौ,
को ऽद्राक्षीत् पुनरर्कचंद्रहुतभुग्योगात्कुतो ऽप्येति वा ॥८१॥

અર્થઃ—જન્મથી આરંભીને મૃત્યુ પર્યંત અનંત દુઃખથી ભરેલા એવા આ સંસારને વિષે વૈરાગ્ય તો છે; પરંતુ તે વૈરાગ્ય ચાર પ્રત્યેક બુદ્ધને પ્રગટ થયો તેમ હેતુ પ્રાપ્ત થએ છતે સર્વને પ્રગટ થાય છે. દૃષ્ટાંત જેમ, સૂર્યકાંત મણિને વિષે અગ્નિ, ચંદ્રકાંત મણિને વિષે જળ અને સુવર્ણ પૃથ્વીને વિષે સુવર્ણ એ સર્વ કોઇએ જોયાં છે? એ તો સૂર્ય, ચંદ્ર અને અગ્નિના યોગને લીધેજ કોઈ સ્થાનકથી આવે છે.

( श्री दानद्वार—स्रग्धरावृत्तम् )

सुप्रापं शुद्धपात्रं धनमपि विशदं किंतु निःपुण्यकानां,
नो चित्तं पात्रदानं प्रति भवति मतिर्यत्र शुद्धाशनाद्यैः ।
आद्यो ऽर्हन् वर्षमेकं प्रतिदिनमगमच्छुद्धभैक्षे ऽपि देशे,
श्रेयांसस्त्वेक आद्यं सुकृतिषु कृतवान् स्वं प्रभोःपारणेन ॥

અર્થઃ—શુદ્ધ પાત્ર મળે, ધન પણ શુદ્ધ હોય; છતાં પુણ્ય રહિત જનોનું ચિત્ત પાત્રદાન પ્રત્યે થતું નથી, કે જે ચિત્તને વિષે શુદ્ધ એવાં અશન, પાન, ખાદિમ, સ્વાદિમ વિગેરેની બુદ્ધિ હોય. ઉદાહરણ જેમકે, પ્રથમ તીર્થંકર

શ્રીઋષભદેવ શુદ્ધ એવા અન્નથી ભરપુર એવા દેશને વિષે એક વર્ષ પર્યંત પ્રતિદિવસ વિચર્યા છતાં પણ ફક્ત એક શ્રેયાંસ કુમારેજ પ્રભુને પારણું કરાવીને પુણ્યવંત પુરૂષોની મધ્યે પોતાના આત્માને અગ્રેસર કર્યો.

( मालिनीवृत्तम )

१ २ ३ ४ ५ ८ ७
यदपि तदपि शुद्धं चंदनावत्प्रदत्तं,
९ १० ६ ११ १५ १२ १३ १४
झटिति फलति पात्रे ऽन्यत्र नो चार्वपि स्त्रम् ।
१७ १६ १८ १९
जलधिजलमसारं वारिवाहे ऽमृतीस्यात्,
२१ २२ २० २३ २४ २५ २६
मधुरमपिहि दुग्धं पन्नगास्ये विषं स्यात् ॥ ८३ ॥

**અર્થ:**-જેવું તેવું પણ શુદ્ધ અન્નાદિક જો પાત્રને વિષે આપ્યું હોય તો તે ચંદનબાળાને ફળ્યું તેમ તત્કાળ ફળે છે; પણ કુપાત્રને વિષે આપેલું સારૂ દ્રવ્ય ફળતું નથી; પણ વિપરીત રૂપે પરિણમે છે. દૃષ્ટાંત યથા, ખારૂં એવું પણ સમુદ્રનું જળ મેઘને વિષે અમૃત સમાન થાય છે અને મધુર એવું પણ દૂધ સર્પના મુખને વિષે વિષ થાય છે.

( श्री शीळद्वार-वसंततिलकावृत्तम )

२ ३ १ ९ ४
स्त्रीविभ्रमैश्चलति लोलमना न धीरः,
७ ८ ५ ६
श्रीस्थूलभद्र इव तादृशसंकटे ऽपि ।

१२ ११ १४ १५ १६ १३
चूर्णीभवेदृषदयो ऽपि विलीयते च,
१८ २१ १९ १० १७२०
वैडूर्यमेति विकृतिं ज्वलनात्पुनर्न ॥ ८४ ॥

અર્થ:-ચંચળ મનવાળો પુરૂષ જ સ્ત્રીના કટાક્ષથી ચળે છે; પરંતુ સ્થૂલભદ્ર જેવો ધીર પુરૂષ તેવા તેવા કોશાનામની વેશ્યાએ કરેલા મહા સંકટોને વિષે પણ ચળતો નથી. ઉદાહરણ જેમકે, અગ્નિ થકી પાષાણ ચૂર્ણ થાય છે. લોખંડ ગળી જાય છે; પરંતુ વૈડૂર્ય રત્ન વિકાર પામતું નથી.

सद्रूपयौवनगुणागतसानुराग,-
१
वित्तेशदत्ततनयानयनेष्वभेद्यात् ।
२ ३ ७
वज्रेण वज्रमुनिना स्वयशोर्णसा ऽसत्,
४ ८ ९ ५ ६
संगाऽशुचि क्वचिदपूयत शीलमेव ॥ ८५ ॥

અર્થ:-સારા રૂપવાળી, યૌવનના ગુણથી સમીપ આવેલી અને પ્રેમવાળી ધનદત્તશેઠની કન્યાના કટાક્ષોથી નહિ ભેદાતા વજ્ર સમાન વજ્ર મુનિએ અસત્પુરૂષોના સંગથી અપવિત્ર થએલા શીળને પોતાના યશરૂપી જળથી પવિત્ર કર્યું.

( श्री तपद्वार-पृथ्वीवृत्तम् )

५ ४ ६ २ ३ १
तपः शिवकुमारवच्चरति मंदिरस्थो ऽपि यः,
७ ८ ९ १०
स देवपरिषद्यपि द्युतिमहत्त्वविस्फूर्तिभृत् ।

११ १२
कृशान्वकृशतापनोल्लसित वर्णकं कांचनं,
१७ १३ १४ १६ १८ १५
न धातुषु विशिष्टतां नृपतिमौलितामेति च ॥ ८६ ॥

**અર્થઃ**–જે પુરૂષ શિવકુમારની માફક પોતાના મંદિરને વિષે રહ્યો છતો પણ તપશ્ચર્યા કરે છે, તે દેવ સભામાં, તેજને, મહત્વને અને ઉત્તમ મૂર્તિને ધારણ કરનારો થાય છે. દૃષ્ટાંત યથા, અગ્નિના અત્યંત તાપથી પ્રકાશિત છે વર્ણ જેનો એવું સુવર્ણ સર્વે ધાતુઓમાં શિરોમણીપણાને અને રાજાના મુકુટપણાને શું નથી પામતું? અર્થાત્ પામે છે.

१ २ ३ ४
तपः सकलकर्मभिद्विविधलब्धिकृन्निश्चितं,
८ १० ९ ११ १२ ५ ६ ७
गृहे पुरि च दुर्भगोऽप्यहह नंदिषेणो द्विजः।
१३ १४ १५ १६
व्रते शमतपःपरः सुरनरैकवंद्योऽभवत्-
१७ २१ २० १८ १९
द्रविज्वलनतापितः श्रयति दीप्तिमामो घटः ॥८७॥

**અર્થઃ**–નિશ્ચે તપશ્ચર્યા સકળ કર્મને ભેદનારી અને વિવિધ લબ્ધિ કરનારી છે. જૂઓ? ઘરને વિષે તેમજ નગરને વિષે દુર્ભાગી એવો પણ નંદિષેણ બ્રાહ્મણ વ્રતને વિષે, શમતાને વિષે તથા તપશ્ચર્યાને વિષે તત્પર થયો છતો મનુષ્યને તથા દેવતાને વંદન કરવા યોગ્ય થયો. દૃષ્ટાંત

જેમ, મૃત્તિકાનો કાચો ઘડો સૂર્ય અને અગ્નિના તાપે કરીને તેજવંત થાય છે.

( શ્રી ભાવનાદ્વાર-સ્રગ્ધરાવૃત્તમ્ )

३ २ ३ ४
दानं वित्तव्ययेनाऽपरयुवतिरतित्यागतः शीललीला,
५ ६ १ ७ ८ ९ १०
नानाहाराप्रचारात्तप इह तदहो हृद्यपध्यानहीनाः ।
११ १२ १३ १५ १४ १६ १७ १८
भावं कुर्वंतु येनाप्यखिलसुखभृतां वल्कलस्येव मुक्ति,-
२१ २० २३ १९ २२ २६ २७ २५ २८ २४
र्मिष्टास्वादैर्यदि स्यान्ननुतनुपटुता को न तां कारयेत्तत् ॥८८॥

અર્થ:—આ લોકને વિષે દ્રવ્યનો વ્યય કરવાથી દાન થાય છે, પરસ્ત્રીને વિષે પ્રીતિનો ત્યાગ કરવાથી શીળ કહેવાય છે અને નાના પ્રકારના અહારના પરિત્યાગથી તપશ્ચર્યા થાય છે: માટે હે ભવ્યજનો? તમે હૃદયમાંથી દુષ્ટ ધ્યાનને દૂર કરીને તે દાન, બ્રહ્મચર્ય અને તપ વિગેરેને વિષે ભાવ કરો કે, જેથી સર્વ પ્રકારના સુખને ધારણ કરનારાઓની મધ્યે વલ્કલચીરિની માફક તમારી પણ મુક્તિ થાય. દૃષ્ટાંત યથા, જો મિષ્ટ ભોજન વિગેરેથી શરીર નિરોગી રહેતું હોય તો પછી તે કયો પુરૂષ ન કરે? અર્થાત્ સર્વ કોઇ કરે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

१ २ ३ ४ ८ ९ १० ७
यो दानं न ददौ कथैव न तपः शीलार्हदर्चागमे,
६ ५ ११ १४ १५ १३ १२
यस्यानार्ययुजोऽत्र केवलमभूद्भावादिलानंदने ।

१६ १७ १८ १९ २० २१
स्वर्णादौ ज्वलनेन वह्निदृषदोर्गाढं मिथो घट्टनै,-
२२ २३ २५ २४ २६ २७
रादर्शे रविणा महौषधिवने किंतु स्वभावेन भा ॥८९॥

અર્થ:-જેણે નથી આપ્યું દાન, અનાર્ય લોક સાથે જોડાવાને લીધે નથી કરી તપશ્ચર્યા, નથી પાળ્યું શીળ, નથી કરી જિનેશ્વરની પૂજા કે નથી કર્યું શાસ્ત્રશ્રવણ એવા પણ ઇલાપુત્રને આલોકમાં ફક્ત ભાવથીજ કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું. દાખલા તરીકે જેમ, સુવર્ણાદિકને વિષે અગ્નિથી કાંતિ ઉત્પન્ન થાય છે, પરસ્પર અત્યંત ઘસારાથી અગ્નિના પાષાણમાં કાંતિ પ્રગટ થાય છે, દર્પણમાં સૂર્યની કાંતિથી પ્રકાશ થાય છે; પરંતુ મ્હોટા એવા ઔષધિઓના વનને વિષે જે કાંતિ હોય છે તેતો નિશ્ચે સ્વાભાવિકજ હોય છે.

( श्री धर्मद्वार-स्रग्धरावृत्तम )

२ १ ३ ४ ५
मातुर्गर्भावतारे चतुरधिकदशस्वप्नसंसूचितौ प्राक्,-
७ ५ ६ ८ १० ९ १२ ११
जातौ यावेकरात्रौ त्वजितसगरयोः पुण्ययोः पश्य जातिम् ।
१४ १५ १६ १७
आगर्भात्पाद मिंद्रैरसुरसुरनरैः सेवनीयस्त्रिलोकी,-
१८ १९ १३ २५ २२ २१ २० २४ २३
नाथो ऽर्हन्नेक आसीद्भरतनृपनतो ऽन्यश्च चक्री द्वितीयः ॥

અર્થ:-જેઓ પહેલાં ચૌદ સ્વપ્નોએ સૂચિત હોઈ માતાના ગર્ભાવતારને વિષે એક રાત્રીમાં ઉત્પન્ન થઇ પુણ્ય-

શાળી એવા અજીતનાથ અને સગર ચક્રવર્તી થયા, તેમની જાતિ જુઓ? તેમનામાંથી એક ગર્ભમાં રહ્યા ત્યારથી ઇંદ્ર, દેવ, ભવનવાસી અને મનુષ્યોએ સેવા કરવા યોગ્ય એવા ત્રિલોકીનાથ શ્રી તીર્થંકર થયા. અને બીજા ભરતખંડના રાજાઓએ નમસ્કાર કરેલા ચક્રવર્તી થયા.

३ २ ४ ५ ६ १<br>
तुल्यं तीर्थाधिपत्यं बलमपि सदृशं सर्वतीर्थंकराणां,<br>
७ ८ १३ ९ १० १२ ११<br>
किंतु श्रीमल्लिनाथः प्रथयति सुकृतैः किंचिदाश्चर्यमुच्चैः ।<br>
१५ १४ २२ १६ १७ २१ २० १८ १९<br>
पूर्वाह्णे यस्य जज्ञे व्रतमपि सुलभं केवलं चापराह्णे,<br>
२७ २४ २५ २८ २३ २६<br>
ज्ञानं नाभेयवीरप्रभृतिजिनपतेरप्यभूद्यच्चिरेण ॥ ९१ ॥

અર્થઃ-સર્વે તીર્થંકરોને વિષે તીર્થાધિપતિપણું તથા બળ એ બન્ને સમાન છે, તોપણ શ્રી મલ્લિનાથપ્રભુ પુણ્યને લીધે અતિશય વડે કાંઇક આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. કારણ કે, જેમને દિવસના પાછલા પ્રહરને વિષે વ્રત પ્રાપ્ત થયું અને (તેજ દિવસના) છેલ્લા પ્રહરને વિષે કેવળજ્ઞાન પ્રગટ થયું, કે જે કેવળજ્ઞાન શ્રી આદિનાથ અને મહાવીર પ્રભુ વિગેરેને તો દીક્ષા લીધા પછી બહુ કાળે પ્રાપ્ત થયું હતું.

श्री त्रिषयद्वार.

४ ३ २ ५ ६ १ ८<br>
श्रुत्वाऽऽह्वानं स्त्रियस्तामनुसरति रसो हंसकोन्नादपादे,-<br>
७ ९ ११ १२<br>
नाशोकस्पृष्टमात्रांस्तिलककुरुबकौ चुंबनालिंगनाभ्याम् ।

१० १२ ११ १३ १६
पुष्प्येद्बकाञ्जवासाधिकरससुरया केसरश्चेन्द्रिकारोऽ,-
१५ १४ १७ १८ १९ २० २४ २२ २३ २१
प्येषा तत्सत्यकीवाधिकविषयरतिर्यातु किं नो भवार्त्तिम् ॥

અર્થ:-પારો સ્ત્રીના આમંત્રણને સાંભળી તે સ્ત્રીની પાછળ જાય છે; અશોક વૃક્ષ સ્ત્રીના ઝાંઝરથી શબ્દિત થતા પગ વડે સ્પર્શિત થયો છતો પ્રફુલ્લિત થાય છે; તિલક અને કુરબક વૃક્ષ સ્ત્રીના ચુંબન અને આલિંગન એમ અનુક્રમથી પ્રમોદિત થાય છે અને કેશર વૃક્ષ સ્ત્રીના મુખકમળથી અધિક સુવાસિત મદિરાથી પ્રફુલ્લિત થાય છે. આ પ્રમાણે જો આ એકેંદ્રિય વૃક્ષોમાં પણ વિકાર રહેલો છે તો સત્યકી વિદ્યાધરની માફક વિષયમાં અધિક પ્રીતિવાળો માણસ સંસારની પીડાને કેમ ન પામે? અર્થાત્ પામેજ.

१ २ ३
संसारारण्यमध्ये मधुरमुखकटुप्रांतभृत्कामधूर्त्तो,
४ ६ ५ ८ ७ ९
दक्षान्मूढांश्च तत्तत्सुखलवभजनैः प्राणिनो विप्रतार्य ।
११ १० १५ १४ १२ १३
हत्वा तत्पुण्यवित्तं गमयति कुगतिं ब्रह्मदत्तं यथातत्,
१६ १७ १८ २३ २४ १९ २० २१ २२
पूर्वभ्रातेव धीरः शिवमटति पुनस्तं तपो-ऽस्त्रेण भित्वा ॥

અર્થ:-સંસારરૂપી અરણ્યને વિષે પ્રથમ મધુર અને અંતે કડવો એવો કામદેવરૂપી ધૂર્ત, ડાહ્યા અને મૂર્ખ એવા સર્વ પ્રાણીઓને તે તે અલ્પ સુખના ભોગ આપી છેતરીને,

તેમના પુણ્યરૂપ દ્રવ્યને હરણ કરી લેઇ બ્રહ્મદત્તની માફક નરકગતિમાં પહોંચાડે છે. પણ જે બ્રહ્મદત્તના પૂર્વ જન્મના ભાઇના જેવા ધીર પુરૂષ હોય છે તે, તે કામદેવરૂપી ધૂર્તને તપરૂપી શસ્ત્રવડે ભેદી નાખી મોક્ષ મેળવે છે.

( श्री शब्दविषयद्वार-वसंततिलकावृत्तम् )

गीतामृतातिरतिकर्णपुटस्त्रिपृष्ठ,-
पर्यंकपाल इव कष्टमुपैति घोरम् ।
मच्छद्मलुब्धककृताद्भुतगीतलुब्धं,
बद्धं विलोकय मृगं भयविह्वलांगम् ॥ ९४ ॥

અર્થઃ-ગીતરૂપ અમૃતને વિષે અતિ આસક્ત છે કાન જેના એવા પુરૂષ, ત્રિપૃષ્ટ વાસુદેવના શય્યાપાલકની માફક ઘોર દુઃખ પામે છે. ઉદાહરણ યથા, કપટી પારધીએ કરેલા અદ્ભુત ગીતમાં લુબ્ધ થએલા અને તેથીજ પાશમાં પડી બંધન પામેલા, તેમજ ભયથી વિહ્વલ અંગવાળા મૃગને જુઓ!

स्यात् क्षुल्लकाभिधकुमारवदस्थिरेषु,
स्थैर्याय गीतमपि बोधकरं कदाचित् ।
बालो ऽपिनिर्वृतिमुपैति निशम्य सम्यक्,
मात्रोदितानि कलमन्मथगीतकानि ॥ ९५ ॥

**અર્થ**:-ગીત પણ કોઇક પ્રસંગે ક્ષુલ્લક કુમારને થયું તેમ અસ્થિરને સ્થિર કરનારૂં અને બોધ કરનારૂં પણ થાય છે. ઉદાહરણ જેમ, બાળક પણ માતાએ કહેલા મધુર પ્રિય ગીતોને સારી રીતે સાંભળીને સુખ પામે છે.

**( श्री रूपविषयद्वार-स्रग्धरावृत्तम् )**

**नो विंदत्युष्णशीताद्यपि न सदसदप्युक्तमाविष्करोति,**
**दुःसद्गंधान्नवेत्ति प्रथयति न रसान् रूपनिर्मग्नदृष्टिः ।**
**तद्दृष्ट्यैकेंद्रिये ऽस्मिन्नहितहितमतिः का कुमाराग्रनंदी,**
**चंपापूः स्वर्णकारे विवशहासि यथा पंचशैलेशदेव्योः ॥१६॥**

**અર્થ**:-પંચશૈલ પર્વત ઉપર નિવાસ કરનારી હાસા પ્રહાસા દેવીયો ઉપર અનુરાગવંત થએલા ચંપાનગરીના સોની કુમારાગ્રનંદીની માફક ફક્ત રૂપને વિષે આસક્ત છે દૃષ્ટિ જેની એવો પુરૂષ, નથી જાણતો ઉષ્ણ ઠંડાને કે, નથી સાંભળતો સારા ખોટા કહેલા વચનને, નથી ઓળખી શકતો સુગંધને કે દુર્ગંધને, કે નથી પારખી શકતો રસોને, માટે તે એકેંદ્રિયવાળા પુરૂષને સપાદિકમાં ખોટી અથવા માતાના ધર્માદિકમાં સારી બુદ્ધિ ક્યાંથી હોય? અર્થાત્ નજ હોય.

( शालिनीवृत्तम् )

૩ ૧ ૨
आस्तां सत्यं रूपमालेख्यबिंब,-
૪ ૫ ૬ ૮ ૯ ૭
स्यालोके ऽपि क्लेश एवाऽतिरागात् ।
૧૦ ૧૧ ૧૨
मुज्येष्ठा श्रीश्रेणिकक्ष्मापवत्स्यात्,
૧૬ ૧૪ ૧૩ ૧૫
नैणश्रांतिर्भ्रांतिवारीक्षणात्किम् ॥ ९७ ॥

**અર્થ**:–સત્ય ખરેખરૂં રૂપ તો દૂર રહો, પરંતુ આ લેખેલું બનાવટી રૂપ જોવાથી પણ અત્યંત અનુરાગને લીધે સુજેષ્ટાને શ્રેણિક રાજાનું રૂપ જોવાથી થયો તેમ કલેશજ થાય છે. જેમકે, ઝાંઝવાનાં નીર જોવાને લીધે ભમવાથી શું હરિણને થાક નથી લાગતો ? અર્થાત્ લાગે છે.

( श्री रसविषयद्वार–शार्दूलविक्रीडितवृत्तम् )

૧૦ ૧૨ ૧૧ ૮ ૯ ૨ ૭ ૧
रुक् पथ्यं च रसैर्यथा बहुतया संसेवितैर्लोलुपै,-
૪ ૩ ૬ ૧૩ ૫ ૧૪ ૧૫ ૧૬
र्धीरैर्यद्विधिना भवेदपि तथा संसारमोक्षावपि ।
૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨
यन्नानारसलालसः स मथुरामंगुर्भवं भ्रांतवान,
૨૩ ૩૦ ૨૪ ૨૮ ૨૯ ૨૬ ૨૫ ૨૭
यत्तीर्णश्च स ढंढणः समघैः सन्मोदकक्षोदकः ॥९८॥

**અર્થ**:–લોલુપી પુરૂષોએ બહુ રીતે સેવન કરેલા રસથી

જેમ રોગ થાય છે અને ધીર પુરૂષોએ વિધિ પ્રમાણે સેવન કરેલા રસથી જેમ પથ્ય થાય છે. તેવી રીતે સંસાર અને મોક્ષનું પણ જાણવું. જુઓ? નાના પ્રકારના રસમાં પ્રીતિવાળા મથુરામંગુ આચાર્યે સંસારને વિષે ભ્રમણ કર્યું અને પાપ સહિત ઉત્તમ એવા મોદકનું ચૂર્ણ કરનાર ઢંઢણ મુનિ સંસારને તરી ગયા.

૧૧ ૧૨ ૧૦ ૩ ૪ ૧ ૨
किं जेयो रसनेंद्रियेण स महान् यः सत्वरक्षारुचि,-
૯ ૫ ૬ ૭ ૮
र्यद्धर्मरुचिःकुतुंबकमपि पक्वाम्रवद्भक्षयन् ।
૧૭ ૨૦ ૧૪ ૧૮ ૧૫ ૧૩ ૧૯ ૧૬
किं वा विश्वहिताय नोदरगतं सिंधुर्दधौ वाडवं,
૨૨ ૨૫ ૨૩ ૨૪ ૨૧ ૨૬
सारग्राहिसुरास्तमाशु न विषं किं नीलकंठः पपौ ॥९१॥

અર્થ:-જીવરક્ષા ઉપર રૂચિ છે જેની એવા મહાપુરૂષ શું જીહ્વા ઇંદ્રિયથી જીતાય ખરો? જુઓ? જીવરક્ષા ઉપર રૂચિ ધરનારા ધર્મરૂચિ મુનિ કડવા તુંબડાને પણ પાકેલા આમ્રફળની માફક ભક્ષણ કરી ગયા. દ્રષ્ટાંત યથા, વિશ્વના હિતને અર્થે શું સમુદ્રે વડવાગ્નિને પોતાના ઉદરમાં નથી રાખ્યો? અથવા સાર વસ્તુને ગ્રહણ કરનારા દેવતાઓએ ત્યજી દીધેલું વિષ શું શિવે નથી પાન કર્યું? અર્થાત્ જગત્ના હિતને માટે સમુદ્રે વડવા અગ્નિને ધારણ કર્યો છે અને શંકરે વિષનું પાન પણ કર્યું છે.

**श्री गंधविषय द्वार.**

१० ५ ६ १ २ ३ ४ ७ ९ ८
स्याद्गंधो ऽपि यतस्ततो ऽप्यधिगतः क्लेशाय नाशाय वा,
११ १२ १३ १६ १७ १५ १४ १८ १९
तच्चाणाक्यधियातुरः श्रुतिमगान्मंत्री सुबंधुर्न किम् ।
२० २६ २४ २३ २१ २२ २५
पश्य क्लिश्यति पुष्पसौरभहृतः सर्पः सदर्पो ऽपि सन्,
३० २७ ३१ २८ ३२ २९
सायं चांबुजकोशबंधनमलिः प्राप्नोति गंधातितृट् ॥१००॥

અર્થઃ–જ્યાં ત્યાંથી આવેલો એવો પણ ગંધ, દુઃખ તથા નાશને માટે થાય છે. ચાણાક્યની બુદ્ધિવડે ક્લેશ પામેલો મંત્રી સુબંધુ શું તમારા સાંભળવામાં નથી આવ્યો? ઉદાહરણ જેમ, જૂઓ? અહંકારયુક્ત એવો સર્પ પણ પુષ્પના સુગંધને વિષે આસક્તિ કરવાથી ગારૂડીથી બંધન પામી ક્લેશ પામે છે અને સુગંધની અતિ તૃષ્ણાવાળો ભ્રમર સાયંકાળે કમળકોશ રૂપ બંધનમાં પડે છે.

५ ६ ४ ३ ७ १ २ ८ ९ १०
विस्त्रैर्धातुभिरंगमेतद घटि प्रागेव तत्राप्यहो,
१६ १२ १३ २० ११ १५ १४
दुर्गंधः प्रतिकर्मणापि हि बहिः प्राक्रमतः केचन ।
१६ १७ १८ २१ २३ २२ २४
दुर्गंधेन मृगातनुजवद्तः सौरभ्ययत्नो ऽत्र को,
२६ २७ २८ २५
गंधद्रव्यचयैर्निबोधशुचिता का नीलिकाभाजने ॥१०१॥

**અર્થ**:—પ્રથમ આ શરીરજ દુર્ગંધિ ધાતુઓથી બનેલું છે. આશ્ચર્ય છે કે તે શરીરને વિષે બાહારથી ધોવું, કસ્તુરિ વિગેરે અંગરાગ લગાવવું ઇત્યાદિક પ્રતિકર્મ કરતાં છતાં પણ કોઈ પૂર્વકર્મને લીધે દુર્ગંધા અને મૃગાપુત્રની માફક નહિ દૂર થઈ શકે એવો દુર્ગંધજ રહેલો છે; માટે એવા શરીરને સુગંધી પદાર્થોથી સુગંધીવાળું કરવાનો શો પ્રયત્ન કરવો? જેમકે, ગળીના પાત્રને વિષે સ્વાભાવિકી પવિત્રતા કયાંથી હોય? અર્થાત્ નજ હોય.

( श्री स्पर्श विषयद्वार-वसंततिलकावृत्तम् )

स्पर्शातिगृध्नुरतिबल्यपि याति दुःखं,
प्रद्योतभूप इव मंत्र्यभयेन बद्धः ।
को वाऽग्रहीष्यदिभमेव न चेत्करेणु,-
स्पर्शांधधीः स्थगितगर्तगतोऽभविष्यत् ॥ १०२ ॥

**અર્થ**:—અત્યંત બળવાન્ એવો પણ પ્રાણી સ્પર્શ ઇંદ્રિયને વિષે ઘણો ઇચ્છાતુર થયો છતો અભયકુમારે બંધનમાં નાખેલા ચંડપ્રદ્યોતન રાજાની માફક દુઃખી થાય છે. દૃષ્ટાંત યથા, હાથિણીનો સ્પર્શ કરવામાં આંધળી બુદ્ધિવાળો હાથી જો ઢાંકી રાખેલા ખાડાને વિષે ન પડતો હોય તો તેને કોણ પકડી શકે? અર્થાત્ કોઈ પણ પકડી શકે તેમ છે નહિ.

यः स्पर्शसौख्यलवमिच्छति मूढबुद्धिः,
सिद्धिप्रदेन तपसा सुकुमालिकेव ।
चिंतामणेः सकलभूतलराज्यदात्,-
बालः स भृष्टचणकान वृणुते क्षुधार्तः ॥१०३॥

અર્થઃ-જે મૂઢબુદ્ધિ પુરૂષ, સિદ્ધિને આપનારી એવી તપશ્ચર્યાયે કરીને સુકુમાલિકાની માફક અલ્પ એવા પણ સ્પર્શના સુખની ઇચ્છા કરે છે, તે સમગ્ર પૃથ્વીના રાજ્યની સંપત્તિ આપનાર ચિંતામણિ પાસેથી શેકેલા ચણાને માગનાર ભૂખ્યા બાળક ( મૂર્ખ ) જેવો છે.

( श्री सप्तदुर्व्यसनद्वार-स्रग्धरावृत्तम )

निःसत्त्वं निर्दयत्वं विविधविनटनाशौचनाशात्महानी,
अस्वास्थ्यं वैरवृद्धिर्व्यसनफलमिहामुत्रदुर्गत्यवाप्तिः ।
चौलुक्यक्ष्मापवत्तद्व्यसनविरमणे किं न दक्षा यतध्वं,
जानंतो मांधकूपे पतत चलत मा दुर्गिवपाहेः पथा हे ॥१०४॥

અર્થઃ-દ્યૂત રમવાથી નિર્ધનપણું, માંસભક્ષણથી નિર્દય-પણું, મદ્યપાનથી વિવિધ વિટંબના, વેશ્યાભોગથી અપવિત્રતા,

મૃગયાથી આત્મહાનિ, ચોરીથી વ્યાકુળપણું અને પરસ્ત્રી-સેવાથી વૈરની વૃદ્ધિ એ સર્વે આ જગત્‌ને વિષે કુવ્યસનનાં ફળ છે. વળી પરલોકને વિષે તો નરકની પ્રાપ્તિ એજ કુવ્યસનનું ફળ છે. માટે હે દક્ષજનો ? તમે ચૌલુક્ય ભૂપતિની માફક એકુ વ્યસનનો ત્યાગ કરવાને કેમ નથી યત્ન કરતા ? જાણતાં છતાં અંધારા કુવામાં ન પડો અને દૃષ્ટિવિષ સર્પના માર્ગને વિષે ન ચાલો.

( शार्दुलविक्रीडितवृत्तम )

१ २ ३ ४ ५ ६ ७
सप्ताऽपि व्यसनानि पापसदनान्येतानि वर्ज्यानि यत्,
९ १० ११ १२ १३ ८ १४ १५
सत्कर्माऽपि न शस्यते व्यसनमत्यासेवया स्यान्नथा ।
१८ १७ १९ १६ २३ २२ २० २१
स्नेहो ऽर्हत्यपि गौतमस्य गणनाऽकाले च कोशागुरो-
२७ २५ २४ २६ ३० २९ २८
र्ग्लानिः पारदभाविते हि कनके ऽरिष्टं फले ऽनार्त्तवे ॥१०५॥

**અર્થ**:-આ સાતે વ્યસનો પાપનાં સ્થાન છે. માટે ત્યાગવા લાયક છે. કારણકે, અતિ આસક્તિથી સત્કાર્ય કરનારો પ્રાણી હોય તોપણ તે વખાણાતો નથી. એ વ્યસનો થોડાં વા અતિશય સેવવાથી દુઃખ થાય છે. ગૌતમગણધરનો શ્રીવીર પ્રભુની ઉપરનો સ્નેહ, એ પણ વ્યસન છે. સ્થૂલભદ્રની અકાલે ગણુના (સ્વાધ્યાય) એ પણ વ્યસન છે. જેમકે, પારાથી મિશ્રિત એવા કનકને શ્યામપણું અને ઋતુ

વિના ઉત્પન્ન થએલાં ફળમાં અરિષ્ટપણું હોય છે.*

**શ્રી દ્યુતદ્વાર.**

**द्यूतेनाऽर्थयशः कुलक्रमकलासौंदर्यतेजःसुहृत्,**
**साधूपासनधर्मचिंतनगुणा नश्यंति संतोऽपि हि ।**
**यद्वत्पांडुसुतेषु तच्च्युतसुधीप्वादित्यभावर्जित,**
**विश्वे किं तमसा स्फुटं घटपटस्तंभादि वा लक्ष्यते ॥१०६॥**

**અર્થ**—દ્યૂત રમવાને લીધેજ દ્રવ્ય, યશ, કુળાચારકળા, સૌંદર્ય, તેજ, સુમિત્ર, ગુરૂપાસના અને ધર્મચિંતા વિગેરે વિદ્યમાન એવા પણ ગુણો નાશ પામે છે જૂઓ? દ્યૂતથીજ

---

*ગ્રંથકર્ત્તાએ દરેક દ્વારના બબે શ્લોકો કર્યા છે, પણ સાત વ્યસન નામના દ્વારના આ બીજા બે શ્લોક પ્રક્ષેપક હોવાથી અહિંયાં દાખલ કર્યા છે.

( **इन्द्रवज्रावृत्तम्** )

**द्यूतं च मांसं च सुरा च वेश्या, पापर्द्धिचौर्ये परदारसेवा ।**
**एतानि सप्त व्यसनानि लोके, पापाधिके पुंसि सदा भवंति ॥१॥**

**અર્થ**:—દ્યુત, માંસ, મદિરા વેશ્યા, પાપર્દ્ધિ, ચોરી અને પરસ્ત્રી સેવન, આ સાત વ્યસનો આ જગતમાં અતિ-પાપિષ્ઠ પુરૂષમાં હમેશાં હોય છે.

બુદ્ધિ ભ્રષ્ટ થઈ જવાને લીધે પાંડવોના પણ ગુણો નાશ પામ્યા હતા. દૃષ્ટાંત જેમકે, સૂર્યની કાંતિ રહિત એવા આ વિશ્વને વિષે અંધકારને લીધે ઘટ, પટ, સ્થંભ વિગેરે શું સ્પષ્ટ દેખાય છે ખરા ?

( वसंततिलकावृत्तम )

१ ३ २ ४ ६ ७ ५

मूर्तं न किं त्यजत किं दहत स्वगेहं,

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ ३ १ ४ ५ ६

द्यूताद्राज्यविनाशनं नलनृपः प्राप्तो ऽथवा पांडवा,

९ ८ ७ १० ११ १२

मद्यात् कृष्णनृपश्च राघवपिता पापर्द्धितो दूषितः ।

१५ १४ १३ १६ १७ २० १९ १८

मांसाच्छ्रेणिकभूपतिश्च नरके चौर्यादिनष्टा न के,

२२ २१ २३ २५ २४

वेश्यातः कृतपुण्यको गतधनो ऽन्यस्त्रीरतो रावणः ॥२॥

**અર્થઃ**—નળરાજા જુગટુ રમવાથી રાજ્યભ્રષ્ટ થયો, અથવા પાંડવો પણ જુગારથી રાજ્યહીન થયા, તથા કૃષ્ણરાજા મદ્યપાનથી અને રાઘવપિતા (દશરથ) પાપર્દ્ધિથી દુઃખ પામ્યા અને શ્રેણિકરાજા માંસ ભક્ષણથી નરકે ગયો. તથા ચોરી કરવાથી કોણ દુઃખી નથી થયા ? કૃતપુણ્યક વેશ્યાસંગથી નિર્ધન થયો અને રાવણ અન્યની સ્ત્રીમાં આસક્ત થવાથી વિનાશ પામ્યો.

११ ८ १३ १२ १० ९
छागं च मूत्रयसि किं वदने स्वकीये ।
१४ १५ १७ १६
तत्तादृशी प्रियतमासहितो नलोऽपि,
२२ १८ १९ २० २१
जानीत रोर इव राज्यसुखान्निरस्तः ॥ १०७ ॥

**અર્થ**:-હે પ્રાણીઓ ? તમે દ્યુત કેમ ત્યજતા નથી ? પોતાના ઘરને શામાટે બાળો છો ? અને પોતાના મુખમાં બકરાને શામાટે મૂતરાવો છો ? કારણ તમે જાણો છો કે, એ દ્યૂતને લીધેજ નળરાજા તેવી પોતાની પ્રિયા દમયંતી સહિત રાજ્યથી ભ્રષ્ટ થઈ દરિદ્રી સરખો થયો.

श्री मांसद्वार.

१ २ ३ ४ ६ ७
मांसाशनान्नरक एव ततः स देव,-
८ ९ १० ५
स्तल्लोलुपं हरिनृप कृतवान् सरोषः ।
१५ ११
किं पाकपेशलतराशनदत्ततृष्णे,
१२ १३ १४ १६ १७
किंपाकभोजिनि मृतेरपि संशयोऽस्ति ॥ १०८ ॥

**અર્થઃ**-માંસ ભક્ષણ કરવાથી નર્ક મળે છે ? અને તેટલાજ ખાતર પૂર્વના વૈરના લીધે રોષયુક્ત એવા દેવતાએ હરિનૃપતિને તે માંસમાં લોલુપ કર્યો હતો. ઉદાહરણ જેમ, પક્વપણાથી મનોહર ભક્ષ્ય વસ્તુને વિષે અતિ લાલચુ

બનેલા એવા કિંપાકફળનું ભોજન કરનારાને વિષે શું મરણનો સંશય રહે છે? અર્થાત્ નથી રહેતો.

३ ४ ५ २ ६ १
स्नेहो दयापि हृदि काऽऽमिषलोलुपानां,
१० ७ ८ ९ ११ १२
किं चिल्लणाऽपि पतिमांसदलानि नैच्छत् ।
१७ १८ १६ १४ १५ १३
नाऽश्नाति किं निजकुटुंबमपि द्विजिह्वी,
२२ २१ २३ २४ २५ २७ २० २६ १९
स्थानं स्वमन्यदपि किं दहतीह नाग्निः ॥ १०९ ॥

અર્થ:-માંસને વિષે લોલુપ એવા પ્રાણીઓના હૃદયને વિષે સ્નેહ કે દયા ક્યાંથી? શું ચિલ્લણાએ પણ પોતાના પતિના માંસની ઈચ્છા નહોતી કરી? અથવા તો, સાપેણ શું પોતાના કુટુંબને નથી ભક્ષણ કરતી? તેમજ અગ્નિ શું પોતાના અને પરના સ્થાનને નથી બાળતો? અર્થાત્ સાપેણ પોતાના કુટુંબનું ભક્ષણ કરે છે અને અગ્નિ પોતાના તથા પરના સ્થાનને બાળે છે.

श्री मद्यद्वार.

७ ५ ६ १
नाऽकृत्यकृत्यविदलं मधुपानमत्तो,-
३ ४ २
भूताभिभूत इव शून्यमनोवचोंगः ।
१३ ८ ९
किं देवकीपरिणये मदपारवश्या,-
१४ १५ १० ११ १२
न्नाऽऽश्लेषि जीवयशसाऽप्यतिमुक्तकर्षिः ॥११०॥

અર્થ:-મદ્યપાનથી મત્ત થએલો પુરૂષ મન, વચન અને કાયાવાળો છતાં શૂન્ય થઇ, જાણે ભૂત પ્રેતાદિકથી પરાભવ પામ્યો હોયની? તેમ કૃત અકૃત્યને જાણતો નથી. ઉદાહરણ યથા, દેવકીના વિવાહ પ્રસંગે મદ્યપાનથી પરવશ થએલી જીવયશાએ શું અતિમુક્ત મુનિને આલિંગ્યા નહોતા?

( मालिनीवृत्तम् )

७ २ ३ १
मधु मधुरवचोभिः प्रेयसीप्रेरितो यः,
८ ४ ५ ६
पिबति निजकुलोत्थां चारुचिंतां विमुच्य ।
१० ११ १२ १५ १३ ९
वररुचिवदिहापि प्रेक्षते दुर्गतिं स,
१८ १५ १७ १९ १६
क्व च तनुदृढतास्याद्भोगिभुक्ताज्यभोगैः ।।१११।।

અર્થ:-મધુર વચનોએ કરીને પ્રિયાએ પ્રેરેલો જે પુરૂષ પોતાના કુળાચારની ઉત્તમ ચિંતાને ત્યજી દઈને મદ્યપાન કરે છે તે પુરૂષ, વરરૂચિની માફક આ લોકમાં પણ દુર્ગતિને જૂએ છે. ઉદાહરણ જેમ, સર્પે બોટેલા એવા ઘીને ખાવાથી શરીરની દૃઢતા કયાંથી થાય? અર્થાત્ નજ થાય.

( श्री वेश्याद्वार-शार्दूलविक्रीडितवृत्तम )

१ २ ५ ३ ४ ६
वेश्या विश्वकलत्रमत्र तदहो पानीयशालाजले,
८ ९ ७ १२ १३ १० ११
यद्वत्कांदविकाशने च शुचिता का प्रायशस्तादृशी ।

१४ १५ १६ १७ १९ १८
तस्मात्सा कृतपुण्यवत् कृतकमुच्छोकोदया किं प्रिया,
२० १९ ३० २६ २७ २८ ३१२५ २१
पूर्णेऽलं विशदा स्वभावकलुषा दोषापि नेंदौ कृशे ॥११२॥

**અર્થ**:-વેશ્યા સકળ વિશ્વની સ્ત્રી છે તો પરબના જળ સમાન અને કંદોઇના ભોજન સમાન એ વેશ્યામાં પ્રાયે પવિત્રતા ક્યાંથી જ હોય ? તો જેણે બહુ ધન આપ્યા છતાં કૃતપુણ્ય શેઠને પ્રથમ હર્ષ અને પાછળથી શોક ઉત્પન્ન કર્યો હતો એવી તે વેશ્યા પ્રિય કેમ હોય ? યથા, ચંદ્ર પૂર્ણ કળાવાળો હોય અથવા ઓછી કળાવાળો હોય તોપણ સ્વભાવથીજ મલીન એવી રાત્રી શું અત્યંત નિર્મળ થાય ખરી ? અર્થાત નજ થાય.

( मालिनीवृत्तम् )

६ २ १ ३ ४ ५
क्व लघुनि गणिकानां हृद्यनेके गवाक्षा,
१२ ७ ९ ८ ११ १०
दधति यदनुवेलं ता रसं नव्यनव्यम् ।
१३ १८ १७ १४ १५ १६
तदजनि हृतवृत्तः कूलवालोऽपि ताभि,
२३ २० १९ २२ २१
र्गलति हिमगिरिर्वा भानुभाभिर्दृढाभिः ॥ ११३ ॥

**અર્થ**:-વેશ્યાઓના હલકા હૃદયને વિષે અનેક છિદ્રો ક્યાંથી થયાં ? કારણકે, તે દરેક વખતે નવનવા રસને ધારણ કરે છે. એવી વેશ્યાઓથીજ માસક્ષમણાદિ મહાતપ કરનારા

કુલવાલક મુનિ વ્રત ભ્રષ્ટ થયા. ઉદાહરણ જેમકે, સૂર્યની તીક્ષ્ણકાંતિથી હિમાચલ પર્વત પણ ગળે છે. અર્થાત્ વેશ્યાના હાવભાવથી મોહ પામેલો પુરૂષ કૃત્ય અને અકૃત્યને જાણતો નથી.

( श्रीपापर्द्धिद्वार–शार्दूलविक्रीडितवृत्तम् )

१ ६ ५ ७ २ ३ ४
व्याधो नाऽन्यहिताय सत्यमसकृद्विश्वस्तजंतूँस्तुदन्,
१८ १५ १६ १७ ८ ९ १०
न स्वास्मिन्नपि तुष्टये च्युतशरक्रोडादितोंतं व्रजन् ।
१२ १३ १४ ११ २० २१ १९
मृत्यौ दुर्गतिमाप्तवाँश्च मृगया लोकद्वयार्त्यै ततो,
२० २४ २५ २६ २७ २२
गांगेयेन स शांतनुक्षितिपतिस्तस्या निषिद्धस्ततः ॥११४॥

અર્થ:–એ સત્ય છે કે, વિશ્વાસ પમાડેલા પ્રાણીઓને વારંવાર મારી નાખતો–એવો પારધી અન્યના હિતને અર્થે નથી. એટલુંજ નહિ પણ બાણના પ્રહારથી બચી ગયેલા સૂવરાદિ (ભૂંડ વિગેરે) પ્રાણીઓથી મૃત્યુ પામતો તે પારધી પોતે પોતાની તુષ્ટિને અર્થે પણ થતો નથી. કારણકે, મૃત્યુ થવાથી તે પોતે પણ દુર્ગતિને પામે છે. આ પ્રમાણે મૃગયા બન્ને લોકને વિષે દુ:ખ આપનાર છે; તેટલાજ માટે ગાંગેયે શાંતનુ રાજાને એ મૃગયાથી નિવાર્યો હતો.

१ २ ३ ४ ५
पापर्द्धौ तनुमद्वधोज्झितघृणः पुत्रेऽपि दुष्टाशय,-
८ ६ ७ १० ११ १२ १३ १४ ९
श्चंडः खांडवपावकादपि मुधा कं कं न हन्याज्जडः ।

१९ १७ १६ १५ २१ २० १८
किं बाणेन जरासुतो वनगतो विव्याध नो बांधवं,
२८ २५ २४ २६ २७ २२
प्रापोच्चैर्मुनिघातपातकभरं किं नाजराजांगजः ॥ ११५ ॥

અર્થઃ-મૃગયાને વિષે જીવોનો વધ કરવામાં નિર્દય અને ખાંડવનને બાળી નાખનારા અગ્નિથકી ક્રૂર એવો જડ પુરૂષ પુત્રને વિષે પણ દુષ્ટ પરિણામવાળો છતો કયા કયા જીવોને નથી હણતો? ઉદાહરણ યથા, વનમાં ગએલા એવા પણ જરાસુતે પોતાના બાંધવ એવા કૃષ્ણને શું બાણ-વડે નથી હણ્યા? અથવાતો દશરથ રાજા મુનિ હત્યાના મ્હોટા પાપને શું નથી પામ્યા? અર્થાત્ પામ્યા છે.

श्री चौरिद्वार.

१ ६ ७ ५ ३ ४ २
चौरो दुःखमुपैति नारकसमं सत्यो ऽपि तत्संनिधेः,
९ १० ८ ११ १२ १४ १५ १३ १६
शुष्के प्रज्वलिते हि सार्द्रमपि किं नो वन्हिना दह्यते ।
१९
संघोल्लुंटनसज्जदग्धचरटग्रामे ऽग्नितप्तप्रजा,
२० २१ १८ २२ २३ २४ २५ १७
मध्योत्पत्तिभवे समं सगरजैः किं किं न लेभे तदा ॥११६॥

અર્થઃ-ચોર પુરૂષ નરક સમાન દુઃખ પામે છે એટલુંજ નહિ પરંતુ તેની પાસે રહેનારો અચોર પણ દુઃખ પામે છે. જૂઓ? અગ્નિથી સૂકું બળે છતે તેની સાથે લીલું પણ શું નથી બળતું? ઉદાહરણ જેમઃ અષ્ટાપદ

પર્વતના ફરતી ખાઈ કરવાને અવસરે સંઘને લુંટવા તૈયાર થવાને લીધેજ પૂર્વ ભવે બાળી મૂકેલા ચરટ નામના ગામને વિષે અગ્નિથી તપ્ત થયેલી પ્રજાની મધ્યે ઉત્પત્તિવાળા ભાવને વિષે સગર ચક્રવર્તીના પુત્રો શું શું દુઃખ નથી પામ્યા ?

૭ ૩ ૨ ૫ ૪ ૬ ૧ ૮ ૯
**चौर्यं स्वेन च वर्णकेन च कृतं मूढा दुरंतं भवे,-**
૧૧ ૧૩ ૧૪ ૧૬ ૧૭ ૧૫ ૧૦ ૧૨
**द्राक्षामंडिकशालकोऽपि न हतः किं मूलदेवेन सः ।**
૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨
**किं चैतान्त्रिजगत्प्रियोऽपि मदनस्तान्चित्तचौर्योद्यतः,**
૨૪ ૩૦ ૨૯ ૨૮ ૨૩ ૨૭ ૨૫ ૨૬
**शापं प्राप न किं प्रजापतिगिरा दाहं च रौद्राग्निना ॥११७॥**

અર્થઃ-હે મૂઢ પુરૂષો ? પોતે અથવા પોતાની જાતિના પુરૂષે કરેલી ચોરી અંતે દુઃખદાયક થાય છે. જૂઓ ! મુળદેવ રાજાએ પોતાના શાળા મંડિકને પણ ચોરી કરવાના ગુન્હાથી શું નથી હણ્યો ? દૃષ્ટાંત યથા, આ ત્રણે જગતને પ્રિય એવો કામદેવ પણ બ્રહ્મા અને શંકરનું ચિત્ત ચોરવાને ઉદ્યમવંત થયો છતો શું બ્રહ્માથી શાપને નથી પામ્યો ? અને શંકરના ત્રીજા નેત્રના અગ્નિથી દહન નથી થયો ? અર્થાત્ થયો છે.

अथ परस्त्रीद्वार.

૮ ૨ ૯ ૧૨ ૧૦ ૧૧ ૧
**पुण्यापुण्यचयेन बुद्धिरमला स्यात् कश्मलाप्यंगिनां,**
૫ ૭ ૩ ૪ ૬
**वार्तेनेव युगंधरी सदसता मुक्ताफलांगारभा ।**

१३ १५ १६ १७ १४
लंकेशो नलकूबरप्रियतमां नाम्नोपरंभां रता,-
१८ २१ १९ २२ २३ २५ २४ २०
मत्याक्षीद्रतां च रामवनितां सीतां जहाराशु यत् ॥११८॥

**અર્થ**:-પુણ્યના સંચયથી પ્રાણીની બુદ્ધિ નિર્મળ થાય છે અને પાપના સંચયથી મલીન થાય છે. જૂઓ કે, યુગધરી ( જુવાર નામનું અનાજ ) સારા વાયુએ કરીને મુક્તાફળ સમાન કાંતિવાળી થાય છે. અને નઠારા વાયુથી અંગારાના સરખી કાંતિવાળી થાય છે. જેમકે, રાવણે પોતાને વિષે આસક્ત એવી નલ કૂબરની પ્રિયાને ધર્મના ઉદયથી ત્યજી દીધી અને રક્ત નહિ એવી સીતાને પાપના ઉદયથી શીઘ્ર હરણ કરી.

( वसंततिलकावृत्तम )

१ २ ३
मूढः परस्त्रियमुपेत्य कुवाक्यबंध,-
५
घातापकीर्तिमृतिदुर्गतिदुःखपात्रम् ।
६ ४ १०
स्याद्ब्रह्मदारचुलनीरतदीर्घवत्कि,
९ ११ ८ ७
लक्ष्मक्षयादि न त्रिधोर्गुरुतल्पगस्य ॥ ११९ ॥

**અર્થ**:-મૂર્ખ માણસ પરસ્ત્રીગમનથી બ્રહ્મદત્ત રાજાની સ્ત્રી ચૂલણીને વિષે આસકત એવા દીર્ઘ પ્રધાનની માફક, કુવાકય, બંધ, ઘાત, અપકીર્તિ, મૃત્યુ, દુર્ગતિ આદિ દુઃખોનું

પાત્ર થાય છે. દાખલા તરીકે જેમ, બૃહસ્પતિની સ્ત્રી સાથે વ્યભિચાર કરનારા ચંદ્રને શું કળાના ક્ષયરૂપ કલંક અને ક્ષયરોગ વિગેરે નથી થયું ?

( अथ कषायद्वार–पृथ्वीवृत्तम् )

सुभूमजमदग्निजप्रतिमपुंद्रुमाघर्षजे,
कषायदवपावके विषयवात्ययादीपिते ।
महद्गुणवनं दहत्यहह पुण्यकल्पद्रुम,-
स्ततोऽस्ति यदि दैवतः शमघनाघनो वर्षति ॥१२०॥

અર્થઃ–આઠમા સુભૂમ ચક્રવર્તિ તથા પરશુરામ જેવા પુરૂષ રૂપ વૃક્ષના ઘસારાથી ઉત્પન્ન થએલા અને પંચ વિષય રૂપી વાયુએ પ્રદીપ્ત કરેલા એવા કષાય રૂપી દાવાગ્નિને વિષે મહાગુણ રૂપી વન બળી જાય છે. તે વખતે જો દૈવયોગે શમતારૂપ મેઘ વરસે, તો પુણ્યરૂપ કલ્પવૃક્ષ ત્યાં રહે.

( वसंततिलकावृत्तम् )

जीवाः कषायविवशा न विचारयंति,
प्राणात्ययवत्किमपि कृत्यमकृत्यमत्र ।
कल्पांतवातविततिक्षुभितस्य पूर्ण,-
रोदोंतरस्य जलधेर्ननु को विवेकः ॥ १२१ ॥

**અર્થ**:-ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયથી વિહ્વળ થએલા જીવો ચાણાકયની માફક કૃત્ય અથવા અકૃત્યને જાણુતા નથી. દૃષ્ટાંત યથા, કલ્પાંતકાળના પવનના સમૂહથી ક્ષોભ પામેલા અને પૃથ્વી તથા આકાશના અંતરને પૂર્ણ કરનારા સમુદ્રને શું વિવેક હોય ખરો? અર્થાત નજ હોય.

( श्री क्रोधद्वार-स्रग्धरावृत्तम् )

२ ३ १ ६ ४ ५ ८ ९ १० ७ ११
मिष्टान्नं भुंक्ष्व हृद्यं पिब जलमपि तान् षड्रसान् मा च रुंद्धि,
१२ १३ १४ १५ १९ १६ १७
कायक्लेशं त्यजांगं विमलय सुकरः क्रूरकुंभर्षिणोक्तः ।
१८ २० २१ २२ २५ २३ २४ १ २६
मोक्षोपायो ऽस्ति कोपं जय भज शिवजं शर्म साधो निबोध,
२७ २८ २९ ३० ३१
द्राक्षेक्षुक्षीरखंडप्रभृतिरसबलात्संनिपातेऽप्यदुष्टम् ॥ १२२ ॥

**અર્થ**:-હે સાધુ? મનોહર એવા મિષ્ટાન્નનું ભોજન કર. જળ પાન કર. છ પ્રકારના રસનો અનુભવ લે, કાય કલેશનો ત્યાગ કર, અંગ નિર્મળ કર. પરંતુ ક્રૂર કુંભ મુનિએ મોક્ષનો સહેલો ઉપાય બતાવ્યો છે તે એ જાણજે કે, ફક્ત ક્રોધનો પરાજય કર અને મોક્ષ સુખ પ્રાપ્ત કર. ઉદાહરણ યથા, દ્રાક્ષ, શેલડીનો રસ, દુધ અને સાકર એ સર્વે વસ્તુ, રસબળને લીધે સન્નિપાતમાં પણ દૂષિત થતું નથી.

( मालिनीवृत्तम् )

१ ३ ४ २ ६ ५
यदि शिवगतिरिष्टा सार्यमेतार्यवत्त,-
१० ९ ७ ८ १३ १२ ११
ज्जय रुषमुपसर्गे ऽप्यीप्सिता दुर्गतिश्चेत् ।
१५ १४ १७ १६ १८
करडकुरडवत्तत्क्रोधमुच्चैर्विधेहि,
१९ २० २१ २२ २३
सुरतरुकनकद्रोर्यो मतस्तं भजस्व ॥ १२३

અર્થઃ–જો તું મોક્ષ ગતિને ઇચ્છતો હોય તો મેતાર્ય મુનિની માફક ઉપસર્ગને વિષે પણ ક્રોધનો પરાજય કર અને જો દુર્ગતિને ઇચ્છતો હોય તો કરડકુરડ મુનિની માફક અતિશય ક્રોધ કર. એક કલ્પવૃક્ષ છે અને બીજું ધંતુરાનું ઝાડ છે તે બન્નેમાંથી જે તને ગમે તેને તું અંગીકાર કર.

( श्री मानद्वार–वसंततिलकावृत्तम् )

१ ५
मानी तपःश्रुतशमव्रतधर्महीनः,
६ ३ ४ २
स्यान्नंदिषेण इव पण्यवधूपहासे ।
१२ ९ ७ ८
किं तारकः कमलभूवरदुर्द्धरोऽपि,
१३ १४ १० ११
नाकारि शंभुशिशुना हृतसर्वगर्वः ॥ १२४ ॥

અર્થ:-જેમ વેશ્યાએ કરેલા ઉપહાસને લીધે નંદિષેણ મુનિ તપ શ્રુતાદિકથી ભ્રષ્ટ થયા, તેમ અભિમાની માણસ

તપ, શ્રુત, શમ, વ્રત અને ધર્મ રહિત થાય છે; દૃષ્ટાંત યથા, બ્રહ્માના વરદાનથી દુર્જય એવા તારકાસુરને શું શંભુ પુત્ર કાર્તિક સ્વામીએ ગર્વરહિત નથી કર્યો ? અર્થાત્ કર્યો છે.

१ ३ २ ४ ५
स्वस्यापरस्य च बलान्यनिचिंत्यमानः,
६ ७ ८
शक्राभ्यमित्रचमरेंद्रवदापदे स्यात् ।
९ १२ ११ १० १४
शुक्रः कदाचिदिह चेत्तनुते प्रकाश,-
१३ १५ १९ १७ १६ १८
लेशं ततः स्थगयतींदुमहो महत्किम् ॥ १२५ ॥

**અર્થઃ**–પોતાના અને પરના બળનો વિચાર નહિ કરનારો માણસ શક્રેંદ્રની સામા યુદ્ધ કરવા ગયેલા શત્રુ ચમરેંદ્રની માફક દુઃખી થાય છે. દાખલા તરીકે જેમ, શુક્રનો તારો આ લોકમાં કંઈક પ્રકાશ કરે, તો તેથી તે શું ચંદ્રના મ્હોટા તેજને ઢાંકી શકે ખરો ? અર્થાત્ ન ઢાંકી શકે.

( श्री मायाद्वार–शार्दूलविक्रीडितवृत्तम् )

१ ३ ४ २ ८ ५ ६ ७
**मायादुर्गतिकृद्भवेत् परभवे क्लेशाय वास्मिन् पुनः,**
९ ११ १२ १० १४ १३
**श्रीवीरेण सुरोऽपि कैतवसखा कुब्जीकृतो मुष्टिना ।**
२० १६ २१ १९ १८ १७ १५ २२
**किं कर्णस्य न निष्फला युधि कला विप्रच्छलात्ता ऽभवत्,**
२८ २४ २९ ३० २३ २७ २५ २६
**किं श्रीशो न जगाम वामनतनुर्दैन्यं बलेर्बंधनम् ॥ १२६ ॥**

**અર્થ**:–માયા આ ભવને વિષે દુઃખદાયી અને પર-ભવને વિષે નરકગતિ આપનારી છે. કપટથી મિત્ર થએલા દેવતાને પણ શ્રી વીર પ્રભુએ મુષ્ટિથી કુબડો કરી નાખ્યો હતો. ઉદાહરણ યથા, પરશુરામ પાસેથી બ્રાહ્મણનું છળ કરીને અભ્યાસ કરેલી, કરણની કળા શું યુદ્ધને વિષે નિષ્ફળ નથી થઈ? અથવા તો વામન રૂપ ધારણ કરનાર શ્રીવિષ્ણુ બળિના બંધન અને યાચકપણાને નથી પામ્યા?

( સ્રગ્ધરાવૃત્તમ )

१ २ ३ ४ ५ ६ ८ ९ ७
सर्वे ऽप्येते कषायाः सदृशबलभृतः किंतु तीव्रैव माया,
१२ १० ११ १६ १७ १८ १३ १५ १४
जित्वा या ऽऽषाढभूतिं नटमिव नटयामास गौरीव रुद्रम् ।
२४ २३ १९ २२ २६ २७ २१ २० २५
स्त्रीत्वं स्त्रीलिंगभावादिह नृषु न ददौ मल्लिमुख्येषु या किं,
२८ ३० २९ ३१
सत्यं दुर्दांतदैत्यं कपटसुरमणीरूपविष्णुर्जघान ॥ १२७ ॥

**અર્થ**:–આ સર્વે કષાયો સમાન બળવાળા છે, પરંતુ તેમાં માયા સર્વથી ભયંકર છે. કારણ કે, જેમ પાર્વતીયે શીવને નચાવ્યા તે પ્રમાણે તે માયાયે અષાઢભૂતિને જીતીને નટની માફક નચાવ્યા છે. વળી જે માયાયે પોતે સ્ત્રી જાતિ હોવાથી આ લોકમાં મલ્લિનાથ આદિને પણ શું સ્ત્રીપણું નથી આપ્યું? એ સત્ય છે કે, કપટથી સુંદર સ્ત્રીનું રૂપ લઈને વિષ્ણુએ દુર્દાંત એવા દૈત્યને હણ્યો છે.

( श्री लोभद्वार-शार्दूलविक्रीडितवृत्तम् )

१ ११ १० ७ ८ ९ ६ ४ ५ २
लोभी तृप्यति नो धनैरपि धनैरिच्छन्नवं स्वं नवा,-
३ १२ १४ १५ १३ १६ १७
दृष्यान्यः पितृकल्पितानुजपदं किं वार्षभिर्नाच्छिदत् ।
१९ २० २१ २२ २३ २४ १८ २५
अश्रांतं सरितां शतैरपि भृतः किं-वांबुधिः पूर्यते,
३१ २६ ३२ २९ ३० २७ २८
किं वा शाम्यति काष्टकोटिभिरपि ज्वालाकरालोऽनलः॥१२८

અર્થઃ-નવ નવા દ્રવ્યની ઈચ્છા કરતો એવો લોભી પુરૂષ બહુ દ્રવ્યથી પણ તૃપ્તિ પામતો નથી. પિતાએ આપેલા ન્હાનાભાઈ બાહુબળી વિગેરેના રાજ્યને શું ભરત ચક્રવર્તિએ નથી છિનાવી લીધાં ? અથવા તો, સેંકડો નદીયોથી પૂરાતો એવો પણ સમુદ્ર શું પૂર્ણ થાય છે ? તેમજ, કોટી બંધ લાકડા નાખવાથી પણ જ્વાળાથી વિકરાળ અગ્નિ શું શાંત થાય છે ? અર્થાત્ નથી થતો.

( स्रग्धरावृत्तम् )

३ २ १ ४
चिन्तावन्यां जनानां कपिलसमधियां वित्तलेशाप्तिमूलः,
५ ६
सत्याशात्र.रिसिक्तो धनिविविधधनप्रार्थनाभोगवल्गुः ।
७ ८
भूपेंद्रत्वादिसंपन्मतिकुसुमततिर्भोगचिंताफलर्द्धि,-
१२ १४ १५ १३ ९ १० ११
लोभो धन्याश्रवंत्या व्रजतु कलितकर्वेप्तुरण्यतिहेतुः ॥१२९॥

**અર્થઃ**—કપિલ સમાન બુદ્ધિવાળા માણસોનાં હૃદયરૂપ પૃથ્વીને વિષે દ્રવ્યના લેશની પ્રાપ્તિ રૂપ મૂળ છે જેનું એવું, આશા રૂપ જળથી સિંચિત થએલું, ધનવંતોની વિવિધ પ્રાર્થના રૂપ જે થડ તેણે કરીને મનોહર, નૃપ અને ઈંદ્રાદિકની સંપત્તિ રૂપ પુષ્પોની પંક્તિવાળું, ભોગની ચિંતા રૂપ ફળની સમૃદ્ધિવાળું, અને વાવનારને પણ પીડાનું કારણ એવું જે લોભરૂપ કલેશવૃક્ષ તે સંતોષરૂપ નદીથી તણાઈ જાઓ ??

**અહીંથી મુક્તના દિવસને વિષે સત્કર્મનાં વીશ દ્વાર કહે છે.**

**श्री वर्षाक्षमाश्रमणद्वार.**

**स्वर्भूर्मातृगर्भेऽगमदुदयमहो यः सुरैर्मेरुशैले,**
**सिक्तस्तातालयेऽगादुपचयमनिशं छायया क्रांतविश्वः ।**
**पादोपांते च नम्रत्रिभुवनजनतास्वीकृतोच्चैःफलर्द्धिः,**
**श्रीवीरो वो ऽस्तु चिंताधिकतरवरदः कल्पशाखी नवीनः ॥**

**અર્થઃ**—જે સ્વર્ગથી આવીને માતાના ગર્ભને વિષે વૃદ્ધિ પામેલ છે; જેમનો દેવતાઓએ મેરૂ પર્વત ઉપર અભિ[illegible] કરેલો છે; જેમના તેજથી ત્રણે લોક વ્યાપ્ત થઇ [illegible] જે પિતાને ઘેર નિરંતર વૃદ્ધિ પામ્યા છે; જે[illegible] ચરણની પાસે નમન કરતા ત્રણ લોકના પ્રા[illegible] માટે ઉંચી ફળ સમૃદ્ધિ મેળવી છે, તે શ્રી[illegible] કલ્પવૃક્ષ અમને ઇચ્છાથી અધિક [illegible]

४ २ ३ १
स्युर्द्वात्रिंशत्सहस्रा भरतजनपदाः सार्द्धपंचाग्रविंश,-
५ ६ ८ ७ ९ ११ १०
त्यार्येष्वर्हत्प्रबोधः सुगुरुभिरधुना पंचषेष्वस्ति धर्मः ।
१३ १३ १२ २० १४ १८ १६ १५
सत्क्षेत्रं तत्र चाल्पं लवणभुवि यथा पल्वले ग्रीष्मतुच्छे,
१७ २६ २७ २१ २२ २३ २४ २५
पद्मं हंसस्य तुष्ट्यै तदिह बहुगुणे सच्चतुर्मासकं नः ॥१३१॥

**અર્થ**:-આ ભરતક્ષેત્રના સર્વે મળીને બત્રીશ હજાર દેશો છે. તેમાં સાડાપચ્ચિસ આર્ય દેશોમાં અરિહંતનો પ્રતિબોધ છે. તેની અન્દર પાંચ વા છ દેશોને વિષે જ હાલમાં સુવિહિત ગુરૂઓ ધર્મ શ્રવણ કરાવે છે. તે પાંચ છ દેશોની અંદર પણ, ખારી ભૂમિમાં ઉનાળાને લીધે થોડા જળવાળા બની ગયેલા તળાવને વિષે કમળની માફક સત્ક્ષેત્ર ( પ્રધાન ગામ નગરાદિક ) બહુ થોડાં છે. માટે આ બહુ ગુણવાળા ક્ષેત્રને વિષે પ્રધાન એવું ચોમાસું અમારા જીવની તુષ્ટિને માટે થાઓ ? ?

( प्राघूर्णकवंदनद्वार-आर्यावृत्तम )

१ २ ३ ४ ५ ६ ९ ८ ७ १०
यन्नश्चिरं विहारा, ज्जिननतिपुण्यं तदाशु वोऽत्राभूत् ।
११ १२ १४ १५ १३ १६
कर्षुकशालेर्यत्ना,-द्वृद्धंकिशालेर्द्रुतं तु फलम् ॥ १३२ ॥

**અર્થ**:-હે ભવ્ય જનો ? પૃથ્વી ઉપર વિહાર કરતા જીનેશ્વરને નમસ્કર કરવાથી જે પુણ્ય અમે બહુ કાળે

મેળવ્યું તે પુણ્ય તમે ( સાધુઓને વંદન કરતાં ) શીઘ્ર મેળવ્યું. દૃષ્ટાંત જેમ, ખેતીકારના ધાન્યનું ફળ વાવવું વિગેરે કરવાથી બહુકાળે મળે છે અને વર્દ્ધકીરત્નના ધાન્યનું ફળ તુર્ત મળે છે.

१ ३ ४ २ ५ ६
**कृतकर्म कर्ममर्म,-च्छिदे भवेद्भावतो ऽन्यथा श्रांतये ।**
७
**पुण्याधिकानिःपुण्यक-कृतकामदमंत्रसाधनवत् ॥१२३॥**

**અર્થ:**—જેમ પુણ્યવંત પુરૂષે ભાવથી કરેલું ઇચ્છાપૂર્વક મંત્રનું સાધન દારિદ્રનો નાશ કરનારૂં થાય છે અને પુણ્યવંત પુરૂષે ભાવવિના કરેલું ઇચ્છાપૂર્વક મંત્રનુ સાધન શ્રમને માટે થાય છે તેમ ભાવથી કરેલું વંદનાદિક કર્મ, આઠ પ્રકારના કર્મના મર્મને છેદનારૂં થાય છે અને ભાવ વિના કરેલું વંદના કર્મ કેવળ શ્રમને માટે થાય છે.

( श्री आषाढ चातुर्मासिहार-शार्दूलविक्रीडितवृत्तम् )

६ ४ ५ ७ ९ ८
**राजा विश्वहितो जिनो नयपरा व्यापारिणः श्रावकाः,**
३ १ २ १० ११ १२ १३
**स्थाने सर्वगुणोज्वलेऽत्र शमिनः कौटुंबिकास्ते नयम् ।**
१५ १६ १४ १७
**जैनाज्ञागुणपत्रदत्तविधिना वर्षासु तेन स्थिता,**
१८ १९ २४ २१ २५ २० २२ २३
**ज्ञानक्षेत्रमुपास्महे बहुमिथः स्याद्येन पुण्यं धनम् ॥१२४॥**

**અર્થ:**—આ સમગ્ર ગુણથી ઉજ્વલ એવા ક્ષેત્રને વિષે

વિશ્વને હિતકારી એવા શ્રી જિનેશ્વર ભગવાન રૂપ રાજા, ન્યાયમાં તત્પર એવા શ્રાવકોરૂપ મંત્રી વિગેરે અને ઉપશમધારી એવા અમે ખેડુત લોકો (રાજપુરૂષો) છીએ, એજ કારણથી જિનાજ્ઞા ગુણરૂપ પત્રમાં કહેલી આધારરૂપ વિધિએ કરી વર્ષાકાળને વિષે અમે પરસ્પર જ્ઞાનરૂપ ખેતરને ખેડીએ છીએ, કે જેથી પુણ્ય રૂપ પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત થાય.

फुल्लक्रोधविषद्रुमं बहुरजो-मानप्रचंडानिलं,
मायोद्यन्मृगतृष्णिकं परिलसल्लोभाब्धिमापन्निधिम् ।
भिंदन्मोहनिदाघकालमभितः सद्ध्यानवृष्ट्या-भव,-
भ्रांतिश्रांतिभिदेऽस्तु वो नवघनश्रीमच्चतुर्मासकम् ॥ १३५ ॥

**અર્થઃ**-પ્રફુલ્લિત થયાં છે ક્રોધ રૂપી ધંતુરાનાં ઝાડો જેમાં, બહુ પાપરૂપ ઉડતી છે ધૂળ જેમાં, માન રૂપ પ્રચંડ પવનવાળા, માયા રૂપ પ્રગટ થઇ છે મૃગતૃષ્ણા જેમાં, ઉચ્છળી રહ્યો છે લોભ રૂપ સમુદ્ર જેમાં અને આપત્તિઓના ભંડાર એવા મોહરૂપ ઉનાળાના સમયને ઉત્તમ ધ્યાન રૂપ વૃષ્ટિથી ભેદી નાખતું એવું નવીન મેઘરૂપ અષાઢ ચોમાસું, તમારા સંસારમાં ભ્રમણ કરવા રૂપ શ્રમને દૂર કરો ?

( श्री पारणकद्वार-मालिनीवृत्तम् )

प्रतिदिनमपिदानं पुण्यसंपन्निदानं,

पुनरधिकफलं स्यात्पारणाद्योत्तराहे ।
दिशति जलभृदन्नं कृत्तिकादौ सुवृष्टः,
पुनरमलमनर्घ्यं मौक्तिकं स्वातियोगे ॥१३६॥

**અર્થ**:--નિરંતર આપેલું દાન, ધર્મલક્ષ્મીનુ કારણ છે. પરંતુ પૂર્વ પારણા અને ઉત્તર પારણાને દિવસે આપેલું દાન અધિક ફળવાળું હોય છે; જેમકે, કૃત્તિકા નક્ષત્રને વિષે વરસેલો મેઘ શાળી વિગેરે ધાન્ય આપે છે; પરંતુ સ્વાતિ નક્ષત્રમાં વરસેલો મેઘ તો નિર્મળ એવાં અમૂલ્ય મુક્તાફળ આપે છે.

जितभवदकषायः पाक्षिकादेर्दिनोऽग्र्यो,
वितरणकरणैः प्राक्पश्चिमावप्युदारौ ।
विहितभुवनमुक्तिः पार्वणश्चंद्र एक-
स्तादितरशशिनौ किं नो मुहूर्त्ताप्रकाशौ ॥ १३७ ॥

**અર્થ**:--જીત્યો છે સંસારદાયક ક્રોધાદિ કષાય જેણે એવો પખ્ખી ( ચૌદશ આઠમ વિગેરે ) નો દિવસ શ્રેષ્ઠ છે. વળી પારણાનો અને ઉત્તર પારણાનો દિવસ ( તે પખ્ખીનો આગલો દિવસ અને પાછલો દિવસ એમ બન્ને દિવસો) વિધિ વિધાનના કરવા વડે કરીને પણ ઉત્તમ ફળ આપનારા છે.

ઉદાહરણ જેમકે, શું પર્વણિ (પુણિંમા)નો ચંદ્ર એકજ ત્રણ લોકને હર્ષ આપનારો છે. તેના (પર્વણિના ચંદ્ર) વિના ફક્ત બેજ ઘડીના અપ્રકાશવાળો શુક્લ ચતુર્દશીનો ચંદ્ર અથવા તો કૃષ્ણ પડવેનો ચંદ્ર એમ બન્ને ચંદ્રો ત્રણ લોકને હર્ષ કરનારા થતા નથી કે શું ? અર્થાત્ તેઓ પણ હર્ષકારી થાય છે.

( श्री व्याख्यारंभद्वार-शार्दूलविक्रीडितवृत्तम् )

व्याख्यानश्रवणं सदैव हि मुदे पीयुषपानं यथा,
वर्षास्वस्य पुनर्विशेषमहिमा यद्वन्मयूरध्वनेः ।
तद्भव्या इह कृत्रिकापणनिभे पूज्यप्रसादोदयात्,
दानाद्यं गणिमादिवस्तुवद्लं गृह्णंतु पुण्यर्द्धये ॥ १३८ ॥

અર્થઃ-જેવી રીતે અમૃતનું પાન હર્ષને માટે છે તેવી રીતે નિરંતર વ્યાખ્યાનનું સાંભળવું પણ નિશ્ચે હર્ષને માટે છે. વળી જેવી રીતે વર્ષાઋતુમાં મયૂરનો શબ્દ વિશેષે આનંદ આપનારો છે તેવી રીતે વર્ષાઋતુમાં વ્યાખ્યાનનું સાંભળવું પણ વિશેષ પ્રભાવવાળું છે, માટે હે ભવ્ય જનો ? તમે ક્રયવિક્રય કરવાના હાટ સમાન તે વ્યાખ્યાનને સાંભળવામાં દેવગુરૂની પ્રસન્નતાથી ધર્મરૂપ સમૃદ્ધિને માટે દાન, તપ અને ભાવનાને સોપારી પ્રમુખ વસ્તુની માફક ખરીદ કરો ?

वर्षांतर्बहुवर्द्धिनो नवरसैर्जाड्यक्रुधौर्वच्छिदः,
शश्वच्छ्रीजिनसन्निधेरभिनवाद्व्याख्यानरत्नाकरात् ।
मादृग्वाग्लहरीस्फुटं शमसुधासम्यक्त्वचिंतामणि,-
श्रेयःस्वस्तरुमुख्यरत्ननिवहं गृह्णीत्वनायासतः ॥ १३९ ॥

અર્થઃ—હે ભવ્ય જનો ? વર્ષાકાળને વિષે શૃંગારાદિ નવરસોથી બહુ વૃદ્ધિ પામતા, મૂર્ખાઇ અને ક્રોધરૂપ વડવાનળને છેદન કરતા તેમજ જેની પાસે નિરંતર શ્રી જિનરાજ નિવાસ કરે છે એવા નવીન વ્યાખ્યાનરૂપ સમુદ્રથી મ્હારા સરખા પુરૂષોની વાણી વડે પ્રગટ થએલાં ( ઉપશમરૂપ અમૃત, સમકિતરૂપ ચિંતામણિ અને મોક્ષરૂપ કલ્પવૃક્ષ વિગેરે ) રત્નના સમૂહોને તમે મંથન કરવાના પ્રયાસ વિનાજ ગ્રહણ કરો ? આ કાવ્યને વિષે સમુદ્રને અભિનવ વિશેષણ આપ્યું છે; તેનું કારણ એ કે, જે બીજો સમુદ્ર છે તે વર્ષાઋતુમાં બહુ વૃદ્ધિ પામતો નથી અને વડવાનળને છેદે છે તેમજ પોતે વડવાનળથી શોષાય છે અને વ્યાખ્યાનરૂપ સમુદ્ર વર્ષાઋતુમાં વૃદ્ધિ પામે છે, તથા ક્રોધ અને મૂર્ખાઇરૂપ વડવાનળને બૂઝાવી નાંખે છે. વળી આ બીજા સમુદ્ર પાસે લક્ષ્મીનારાયણ રૂપ જિનેશ્વર, ફક્ત વર્ષાઋતુમાં રહે છે અને વ્યાખ્યાન સમુદ્ર પાસે નિરંતર વસે છે. એજ હેતુ છે.

( श्री पुण्यतिथिद्वार-अनुष्टुप्वृत्तम् )

१ २ ५ ३ ४ ७
साऽष्टमी व्यभिचाराय, श्रेयःकर्मणि किं यया ।
११ ८ ९ १० १२ ६
तुल्यः पक्षद्वयेऽपींदु,-र्धृतः पक्षांतरस्थया ॥ १४० ॥

અર્થ:-શુકલ અને કૃષ્ણ એવા બે પક્ષના મધ્ય ભાગને વિષે રહેલી એવી જે અષ્ટમીએ ચંદ્રને સરખી રીતે ધારણ કર્યો છે તે અષ્ટમી શું પુણ્યના કાર્યનો નાશ કરવાનું કારણ થાય છે? અર્થાત્ નથી થતી.

३ ४ २ ५ १ १२ ११
एकैकाऽपि हि पुण्याय, भूतेष्टापि तदंतिके ।
८ ६ ९ ७ १०
योगे किं-त्वब्धिवेलायां, गंगायमुनयोरिव ॥ १४१ ॥

અર્થ:-ગંગા અને જમુના એ બે નદીયોજ તીર્થ છે એટલુંજ નહિ પણ તે બે નદીયોના યોગથી જેમ સમુદ્રની વેલા તીર્થપણું પામે છે તેમ ફક્ત એક ચતુર્દશીજ પુણ્યને અર્થે નથી, પરંતુ તેની પાસે રહેલી પૂર્ણિમા અને અમાવાસ્યા તે પણ પુણ્યને અર્થેજ છે.

( श्री रक्षाद्वार-स्रग्धरावृत्तम् )

२ ३ ६ ४ ५
अर्हश्चिंतामणित्वं कनककुसुमतां पंच यद्भूषणानि,
१ ११ १२ ७ १० ८ ९
यस्यां सत्कंकणत्वं दधति च सततं पंच यल्लक्षणानि ।

१३ १४ १६ १५
धर्मः सिद्धार्थसार्थः सगुरुपदरजो-दोरकस्तद्गुणाली,
२१ १७ १८ २० १९
धार्या सम्यक्त्वरक्षा कुगतिभयभिदे सद्गतिश्रेयसे च ॥१४२॥

**અર્થ**:-હે ભવ્ય લોકો ? જેમાં અરિહંત પ્રભુ, ચિંતામણિ રત્નપણાને, પાંચ આભૂષણો, સુવર્ણનાં પુષ્પપણાને અને પાંચ લક્ષણો, ઉત્તમ કંકણપણાને પામેલાં છે. વળી ધર્મરૂપ, સર્ષવનો ઢગલો, જેના ગુણોના સમૂહરૂપ ઉત્તમ ગુરૂના ચરણની રજ સહિત દોરો બનેલો છે, તે સમ્યકત્વની રક્ષા તમે કુગતિને દૂર કરવા માટે તથા શ્રેષ્ઠગતિરૂપ કલ્યાણને માટે ધારણ કરો.

( श्री पर्युषणाद्वार-शार्दूलविक्रीडितवृत्तम )

१ ३
कल्पाख्यानकपंचदिव्यनिहितः कृप्ताभिषेकोत्सवो,
२ ४ ७
भव्यैः पर्युषणामहः क्षितिपतिर्मिथ्यात्वकोपादिकम् ।
९ ८ ५ ६ १० ११ १४
कृष्ट्वा पंच-कुलं जनेऽतिविषमं भव्यं नवं स्थापयन,
१२ १३ १६ १७ १५
सम्यक्त्वं शममार्दवार्जवनिरीहत्वं शिवायास्तु वः ॥१४३॥

**અર્થ**:-હે ભવ્યજનો! કલ્પસૂત્રના વ્યાખ્યાનરૂપ પંચદિવ્ય-હસ્તિ વિગેરેથી રાજ્ય ઉપર સ્થાપન કરેલો અને ભાવિક જનોએ કર્યો છે પટ્ટાભિષેક જેનો એવો પર્યુષણપર્વોત્સવરૂપ રાજા, લોકને વિષે અતિ વિષમ એવા મિથ્યાત્વ,

ક્રોધ, માન, માયા અને લોભરૂપ પંચકુલને દૂર કરી સમ્યક્ત્વ, ક્ષમા, કોમળપણું, સરળપણું, અને નિર્લોભીપણું એ રૂપ ઉત્તમ નવીન પંચકુળનું સ્થાપન કરતો છતો તમારા કલ્યાણને અર્થે થાઓ ?

( स्रग्धरावृत्तम् )

१ ३ २ ६ ४ ५
चेतः स्थालं विशालं कमलकणगणः श्रावकाणां गुणाली,
७ ८ १० ११ ९
सम्यक्त्वं सद्दुकूलत्रितयमनुपमं नालिकेरं विवेकः ।
१२ १३ १४ १६ १५
जैनाज्ञा मूर्ध्नि दूर्वा मलयजघुसृणे भावलोकानुरागौ,
१७ १९ १८ २२ २१ २०
सत्कीर्तिः पुण्यवर्द्धापनमिति भवतादांतरद्विड्जये वः ॥१४४।

અર્થઃ-જેમાં ચિત્તરૂપ મ્હોટું પાત્ર, શ્રાવકોના ગુણ સમૂહરૂપ ચોખાનો સમૂહ, સમ્યક્ત્વરૂપ ત્રણ રેશમી વસ્ત્ર, ધર્માધર્મના વિવેકરૂપ ઉત્તમ નાળીયેર ઉપર જિનશાસનરૂપ દૂર્વા, ભાવરૂપ ચંદન, લોકના અનુરાગરૂપ કુંકુમ (કેશર) શોભી રહ્યાં છે એવું પર્યુષણ પર્વના પુણ્યરૂપ વર્દ્ધાપન કે જેનાથી ઉત્તમ કીર્તિ થાય છે તે તમારા અંતરના શત્રુને જીતનારૂં થાઓ.

( श्री अष्टाह्निकाद्वार-शार्दूलविक्रीडितवृत्तम )

६ ५ १ ३ ४ २ ७ ८ ९ १०
सौख्यं शाश्वतमेक एव हि जिनः कुर्यात्तु शेषैः सुरैः,
११ १२ १५ १६ १४ १३ १८ १७ २० १९
स्यान्नैहिकमेव किंचन ततो यद्वा मत्रित्रा यथा ।

२१ २४ २२ २३ २५
तद्वत्किं शशिदीपतारमणिभिर्विश्वप्रकाशो भवे,-
२६ २८ २७ २९
देवं मंगलदीपकोच्चशिखयाद्याष्टाह्निका शंसति ॥ १४५ ॥

અર્થઃ-પહેલી અઠ્ઠાઈ, મંગળ દીવાની ઉંચી શિખાથી એમ કહે છે કે શાશ્વત સુખ તો ફક્ત એક જિનરાજ જ આપી શકે છે અને કદાપિ બીજા દેવતા જો આપે તો તે ફક્ત આ લોકના અલ્પ સુખને આપે છે. ઉદાહરણ, સૂર્ય જેવો વિશ્વને પ્રકાશ કરે છે તેવો પ્રકાશ ચંદ્ર, દીવા, તારા અથવાતો મણિઓથી પણ શું થાય ખરો ? અર્થાત્ નજ થાય.

१ २ ३ ४ ५
रागद्वेषजितोऽर्हतोऽङ्घ्रियुगलं पाणिद्वयेनार्चयन्,
६ ७ ८ १६
साधुश्रावकधर्मभाक् परभवे स्वर्गापवर्गौ भजेत् ।
१० ११ ९ १२ १३ १५ १४
दृक्कर्णद्वितीयेन रूपगुणभृत्त्वेहापि तोषं परं,
१९ २० १८ १७
घंटाचामरचेष्टितेन विवृणोत्यष्टाह्निकैकोत्तरा ॥ १४६ ॥

અર્થઃ-બીજી અઠ્ઠાઈ ઘંટા અને ચામરના ચેષ્ટિતથી એમ પ્રગટ કહે છે કે, રાગદ્વેષરહિત એવા જિનરાજના બે ચરણકમળને બે હાથથી પૂજન કરનારો માણસ, સાધુ કે શ્રાવકના ધર્મને સેવનારો થઇ પરભવે સ્વર્ગ અને મોક્ષને પામે છે. વળી બે નેત્રથી શ્રીજિનેશ્વરના સ્વરૂપને નિરખનારો અને બે કાનથી જિનરાજના ગુણોને સાંભળનારો માણસ આ લોકને વિષે પણ ઉત્કૃષ્ટ એવા સંતોષને પામે છે.

५ २ ३ ६ १ ४
त्रैलोक्यं त्रिपदीतनुस्त्रिपथगा प्रीणाति यस्यान्वहं,
१२ ११ ८ ७ ९ १० १४
कालेषु त्रिषु तं त्रिकालविदुरं देवं त्रिशुद्ध्या मह ।
१३ १७ १४ १५ १६
स्वच्छत्रत्रयसंपदे दिशति वो येनैष रत्नत्रयं,
२१ २२ २३ १८ २० १९
त्रिःपुष्पांजलिसंज्ञया ज्ञपयतीत्यष्टाह्निकाद्व्युत्तरा ॥ १४७ ॥

અર્થઃ-ત્રીજી અઠ્ઠાઈ ત્રણ પુષ્પાંજલિની સંજ્ઞાથી એમ સમજાવે છે કે, હે ભવ્યજન? જેની 'ઉપન્નેવા, વિગમેવા, ધુવેવા' રૂપ ત્રણ પદના શરીરવાળી ગંગા ત્રણ લોકને નિરંતર પવિત્ર કરે છે એવા ત્રિકાળના જાણ શ્રી અરિહંત દેવને પ્રભાત, મધ્યાન્હ અને સાયંકાળને વિષે મન, વચન, અને કાયાની શુદ્ધિએ કરીને પૂજન કર, કે જેથી કરીને તે દેવ, પોતાના છત્ર ત્રયરૂપ સંપત્તિને અર્થે રત્નત્રય ( જ્ઞાન, દર્શન, અને ચારિત્ર ) આપે છે.

५ ४ ६ १० १
व्याख्यासद्म चतुर्विधामरकृतं प्राप्यावदच्चश्वतु,-
२ ३ ७ ८ ९ ११
र्मूर्त्तिस्तीर्थपतिश्चतुर्गतिहितं धर्मं चतुर्द्धा बुधाः ।
१६ १७ १२ १३ १४ १५
तं कुर्वंतु चतुःकषायरहितास्तूर्ये पुमर्थे रता,-
२२ २१ १८ १९ २०
ब्रूते संघकृतस्तुतिप्रतिरवैस्तूर्यमष्टाह्निका ॥ १४८ ॥

અર્થઃ-આ ચોથી અઠ્ઠાઇ, ચાર પ્રકારના સંઘે કરેલી

સ્તુતિના પડછંદાથી એમ કહે છે કે, જે ચાર મૂર્તિવાળા શ્રી તીર્થંકર પ્રભુએ, ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનીક એમ ચાર પ્રકારના દેવતાઓએ રચેલા સમવસરણ પ્રત્યે વિરાજિત થઇ દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક એ ચાર પ્રકારની ગતિને સુખકારી એવા દાન, શીળ, તપ, અને ભાવરૂપ જે ચાર પ્રકારનો ધર્મ કહ્યો છે તે ધર્મને હે પંડિત લોકો ? તમે કામ, ક્રોધ, માયા અને લોભરૂપ ચાર કષાયથી રહિત થઇને અને મોક્ષ નામના પુરૂષાર્થને વિષે પ્રીતિવાળાં થઇને આદરો.

५ ३ ४ १ २ ६
किं पंचेंद्रियशर्म पंचविषयैर्मूढा मितं वांछतो,
९ ७ १० १२ ११ ८
दंचंत्यश्च सुभावनानि दधतां पंचव्रतान्युच्चकैः ।
१४ १३ १६ १५ १९ १८ १७
पंचज्ञानवतां यथा बहुसुखा वः स्याद्गतिः पंचमी,
२३ २४ २२ २१ २०
स्पष्टं जल्पति पंचशब्दनिनदैरष्टाह्निका पंचमी ॥१४९॥

**અર્થ**:—પાંચમી અઠ્ઠાઇ વાજીંત્રોના શબ્દથી એમ પ્રગટ કહે છે કે, હે મૂર્ખ જનો ? તમે સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર ઇંદ્રિયના પરિણામવાળા અલ્પ સુખને શા માટે ઇચ્છો છો ? અતિશય સ્ફુરાયમાન એવી ઉત્તમ ભાવનાવાળાં પાંચ મહાવ્રતો ધારણ કરો, કે જેથી મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ જ્ઞાનવંત થએલા તમને નિત્ય સુખ આપનારી મોક્ષરૂપ પાંચમી ગતિ પ્રાપ્ત થાય.

जित्वाषड्विकृतिस्पृहां षडपि तान् मुक्त्वा रसान् शक्तितः,
षड्जीवावनतस्तपः कुरुत षड्भेदं बहिश्चाबहिः ।
द्विड्षड्वर्गजयो मतः षड्तुजा पूजा च चेन्मानसे,
भट्टोन्नादितषड्पदध्वनिरुवाचाष्टाह्निका षष्ठिका ॥ १५० ॥

અર્થઃ-સુભટોએ વગાડેલા ષટ્પદના શબ્દરૂપ છઠ્ઠી અઠ્ઠાઈ એમ કહે છે કે, હે ભવ્ય જનો? જો તમારા ચિત્તને વિષે છ શત્રુઓથી વિજય કરવો માન્ય હોય અને છ રૂતુમાં ઉત્પન્ન થયેલી પૂજા માન્ય હોય તો તમે તેલ, ઘી, ગોળ, દુધ, દહીં અને પકવાન્નરૂપ છ વિકૃતિની સ્પૃહા ત્યજી દઇ તથા મીઠા, તીખા, કડવા, કસેલા, ખાટા, અને ખારા એમ છ પ્રકારના રસને પણ મનના દ્રઢપણાથી ત્યજી દઇ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ જીવોનું રક્ષણ કરવાથી છ અંતરના અને છ બહારના એમ બાર ભેદવાળું તપ અંગિકાર કરો.

सप्तापि व्यसनानि सप्तनरक द्वाराण्यहो सप्तभी,
हेतूनि त्यजताशु पुण्यनृपतेः क्षेत्राणि राज्यांगवत् ।
सप्ताप्याप्नुत सप्तभूमिकगृहे तत्त्वे वसंतु स्वयं,
सत्सप्तस्वरगीतकैतवमुवाचाष्टाह्निका सप्तमी ॥ १५१ ॥

**અર્થ**:-સાતમી અઠ્ઠાઈ ઉત્તમ એવા સાત સ્વરવાળા ગીતના કપટથી (બ્હાનાથી) જેમ હોય તેમ કહે છે કે, હે ભવ્યજનો ? તમે, સાત નરકના અને સાત ભયના કારણ એવા સાત વ્યસનને ત્યજીદ્યો અને પુણ્યરૂપ ભૂપતિના જિન-ભુવનાદિ સાત ક્ષેત્રોને રાજ્યાંગની માફક શીઘ્ર મેળવો. તથા સાત માળના મહેલ સમાન સાત તત્ત્વને વિષે નિવાસ કરો.

३ १ २ ४ ६ ५
मुक्त्वाष्टौ मदकारणान्यविरतं सत्प्रातिहार्याष्टकं,
६ ९ ८ ७ १०११ १२ १५
देवं पूजय पूजयाऽष्टविधया येनैष तुष्टः पदम् ।
१४१३ १६ १७ २०२१ १९ १८
तद्दो यच्छति यत्र नास्ति पतनं दुष्टाष्टकर्मापदा,-
२६ २५ २३२४ २२
चष्टे मांगलिकाष्टदीपकमिषादष्टाह्निकाऽप्यष्टमी ॥१५२॥

**અર્થ**:-આઠમી અઠ્ઠાઈ અષ્ટમંગલિક દીવાથી એમ કહે છે કે, હે ભવ્યજનો ? તમે જાતિ, કુળ, રૂપ, બળ, શ્રુત, તપ, લાભ, સંપત્તિરૂપ મદના આઠ કારણોને ત્યજી દઈ ઉત્તમ પ્રકારની ફુલ, અક્ષત, જળ, ફળ, ચંદન, દીપક, ધૂપ, નૈવેદ્ય એ અષ્ટ પ્રકારી પૂજાયે કરીને તે દેવની પૂજા કરો કે, જે પદથી દુષ્ટ અષ્ટકર્મરૂપ આપત્તિએ કરીને પણ સંસારમાં પડવાપણું નહિ થાય.

७ १ २ ५ ६ ४ ३
नैते ऽप्येत इवोपमानविगमादष्टाह्निकावासरा,
१० ११ १४ १३ ९ १५८ १२
एकैकोऽत्रकला इतीदृसदृशाः किंचित्त्वभूवन्निमे ।

श्राद्धस्वांतपयोधिनेत्रकुमुदश्रेणीचकोरेक्षणो,-
१८ १९ १६ १७
ल्लासाय स्मरतापमोहतिमिरोच्छित्त्यै यतोऽहर्निशम् ॥१५३

**અર્થઃ**–એ પૂર્વે કહેલા અઠ્ઠાઇના દિવસો ઉપમારહિત હોવાથી તે પોતે નહોય તેવા દેખાય છે. વળી તેઓ એક એકથી અધિક મહિમાવાળા હોવાને લીધે કાંઈક ચંદ્ર સમાન છે. તે કારણ માટે તે દિવસો શ્રાવકના ચિત્તરૂપ સમુદ્રના ઉદ્દત્રાસને માટે, શ્રાવકના નેત્રરૂપ કુમુદની પંક્તિના હર્ષને માટે અને શ્રાવકરૂપ ચકોરના નેત્રના આનંદને માટે હો. વળી કામદેવના તાપના નાશને અર્થે અને મોહરૂપ અંધકારના ક્ષયને માટે પણ હો.

( श्री दीपोत्सवद्वारे वसंततिलकावृत्तम् )

७ ५ ६ २ १ ८
कल्याणकं भगवतां धुरि यत्र चाभूत् ,
११ ९ १० १२ १३ १५ १४
श्रेष्ठः स एव दिवसः पुनरागतोऽत्र ।
४ ०
श्रीवीरमोक्षदिवसोद्भवदीपपर्व,
३ १६ १७ १८ २० १९
यद्वत्ततः सुकृतिनोऽत्र महोऽनुवर्षम् ॥ १५४ ॥

**અર્થઃ**–જે દિવસે શ્રીવીર પ્રભુના નિર્વાણ કલ્યાણકથી ઉત્પન્ન થએલા દીવાળીના પર્વની માફક શ્રીતીર્થંકરોનું ધુરંધર કલ્યાણક છે. તે અતિ ઉત્તમ એવો દિવસ વળી આજે પ્રાપ્ત થયો; માટે પુણ્યવંત માણસોએ દરેક વર્ષમાં આ કલ્યાણકના દિવસને વિષે ઉત્સવ કરવો.

( शार्दूलविक्रीडितवृत्तम् )

१ २
सद्ध्यानोज्ज्वलदीपकः प्रविलसत्स्वाध्यायमेरात्रिकः,
३ ४
कल्पाचारसुभोजनः सुगुणवाक्तांबूलशोभाशुभः ।
५
अश्रीनिर्गमलक्ष्म्युपागमजयज्येष्ठावनामोत्तरः,
६ ६ १० ८ ७
शीलालंकृतिभाग् मुदे भवतु वो ऽर्हद्धर्मदीपोत्सवः ॥१५५॥

અર્થ:—ઉત્તમધ્યાનરૂપ જાજ્વલ્યમાન દીવાવાળો, દેદીપ્યમાન સ્વાધ્યાયરૂપ મેરાયાવાળો, કલ્પાચાર, રૂપ ઉત્તમ ભોજન છે જેને વિષે એવા ઉત્તમ ગુણોની વાણીરૂપ તાંબુલની શોભાથી મનોહર, અલક્ષ્મીના જવાથી, લક્ષ્મીના આવવાથી, જયથી અને ગુર્વાદિજનોને પ્રણામ કરવાથી ઉત્કૃષ્ટ તથા શીળરૂપ અલંકારને ધારણ કરનારો એવો જે દીવાળીનો ઉત્સવ તે તમારા હર્ષને અર્થે થાઓ.

श्री व्याख्यासमर्थनद्वार.

५ १ २ ३ ७ ६
व्याख्यानं श्रुतदुग्धसारमधिकं स्निग्धं निपीयाऽऽदरा,-
१० ११ ८ ९ ४
न्मात्याक्षू रसिता मुधा शमदधिश्रेयोघृतोच्छ्रायकृत् ।
१२ १३ १५ १४ १६ १९ २२ २१ २०
अस्मात्तस्य समर्थनाऽद्यतदिदं कालेन भव्यैः पुनः,
१७ २३ २४ १८
सम्यक्त्वांगविवृद्धिकृद्बहुतुषा यैयं तमस्तायभित् ॥१५६॥

અર્થ:—હે ભવ્યજનો ? ઉપશમરૂપ દહીં અને મોક્ષરૂપ ઘીની વૃદ્ધિ કરનારૂં અને સિદ્ધાંતરૂપ અને અતિશયસ્નિગ્ધ દુધ તેના સમાન સારભૂત એવા વ્યાખ્યાનને બહુ

આદરથી સાંભળીને તૃપ્ત થયા છતા તેને ( વ્યાખ્યાનરૂપ દુધને ) ત્યજી દેશો નહિ. કારણ તે વ્યાખ્યાનરૂપ દુધની હવણાં પણ યાચના કરાય છે અને તેથીજ સમ્યકત્વરૂપ શરીરની વૃદ્ધિ કરનારૂં તથા અજ્ઞાનરૂપ તાપને ભેદી નાખનારૂં તે વ્યાખ્યાનરૂપ દુધ અવસરે તમારા સરખા ભવ્યજનોએ બહુ તૃષાથી પાન કરવા યોગ્ય છે.

२ ९ १० ३ ४
सिद्धांतांबुधिसंभवेऽद्य विरते व्याख्याघने सद्रसै,-
५ ६ ८ ७
र्दृष्टान्तैः सकषायतापजनहृद्भूमिं शमित्वाभितः ।
११ १२ १३ १४ १५
सप्तक्षेत्रधरासु वित्तवपनं कुर्वंतु वः पुण्यतो,-
१७ १८ १९ १६ २० १
निःसप्तव्यसनेतिभीति विविधं शस्यं यथा स्याज्जनाः॥१५७

અર્થઃ-હે સજ્જન પુરૂષો ? સિદ્ધાંતરૂપ સમુદ્રથી ઉત્પન્ન થયેલો વ્યાખ્યાનરૂપ મેઘ, દૃષ્ટાંતરૂપ ઉત્તમ જળે કરીને કષાયના તાપવાળા જનોના હૃદયરૂપ પૃથ્વીને સિંચન કરીને વિરામ પામે છતે તમે સાત ક્ષેત્રરૂપ પૃથ્વીને વિષે વિત્તનું વાવવું કરો કે, જેથી પુણ્યને લીધે સાત વ્યસનરૂપ સાત ઇતીના ભયરહિત એવું બહુ પ્રકારનું ધાન્ય તમને પ્રાપ્ત થાય.

श्री चातुर्मासद्वार.

२
व्याख्यानांबुधरोपदेशसलिलैः सुश्राद्धचेतः सरः,-
३ ४ ६ ५ १ ७
पूर्त्तिः कीर्तिनदीततिर्मलरजश्छित्तिश्च यत्राऽभवत् ।

९

वालश्रावकभेक केकिपठनस्वाध्यायकोलाहलं,

१२ ११ १३ ८ १०

सत्कृत्यान्नफलाय वो भवतु तद्वर्षाचतुर्मासकम् ॥१५८॥

**અર્થઃ**-જે કાર્તિક ચોમાસાને વિષે વ્યાખ્યાનરૂપ મેઘના ઉપદેશરૂપ જળવડે સુશ્રાવકના ચિત્તરૂપ તલાવો ભરપૂર થાય છે. કીર્ત્તિરૂપ નદીને પ્રવાહ વહે છે અને પાપરૂપ રજને નાશ થાય છે, અને બાળ શ્રાવકરૂપ દેડકા અને મોરના ધ્વનિરૂપ અભ્યાસને છે શબ્દ જેને વિષે એવું ચોમાસું તમારા સત્કૃત્યરૂપ ધાન્યના ફળના અર્થે થાઓ.

( श्री विहारद्वार-स्रग्धरावृत्तम् )

१ २ ३ ५ ६ ७ ४

घस्त्रे शीतोष्णकाले प्रथमवयसि तत्कर्म कुर्वीत विद्वान्,

८ ९ १० १२ १६ १७ १४१३ १५ १९ १८

येनांते स्यात्सुखीतो वयमपि तदहो ऽवेत्य कुर्मो विहारम् ।

२२ २३ २४ २५

नानार्हत्तीर्थयात्रा श्रुतधरनमनं संशयांतः श्रुतायः,

२६ २८ २७ २१ २०

शुद्धान्नोपध्यवाप्तिः प्रवचनमहिमा मूढबोधाद्यतो यत् ॥१५९॥

**અર્થ**:-વિદ્વાન્ માણસે દિવસે, શિયાળામાં. ઉનાળામાં અને યુવાવસ્થામાં તેવું કાર્ય કરવું જોઈએ કે, જેથી રાત્રિમાં, વર્ષાકાળમાં અને વૃદ્ધાવસ્થામાં સુખી થવાય. એજ કારણથી અમે પણ તે કાર્યને જાણી વિહાર કરીએ છીએ કે, જેથી નાના પ્રકારના અર્હંતના તીર્થની યાત્રા, સિદ્ધાંતના જાણ એવા ગુર્વાદિને નમસ્કાર, શાસ્ત્રના સંશયને નાશ, સિદ્ધાંતને લાભ, શુદ્ધ

બોધ કરવાથી જિનશાસની ઉન્નતિ એ સઘળું થાય છે. આવાં કારણોથી અમે વિહાર કરીએ છીએ.

( श्रीकार्तिकपारणकद्वार–शार्दूलविक्रीडितवृत्तम )

३ २ १ ४ ५
चातुर्मासिकमेकपारणदिनं नून फलं प्राप्नुयात्,
९ १० ११ १४ १३ १२ ६ ७ ८
भर्तुर्वार्षिकमप्यवाप न कथं श्रेयांस एकाह्न्यपि ।
१५ १७ १६ १८
स्थानस्थाननिखातकोटिविभवः कोटीश्वरः किं भवत्,
१९ २० २३ २१ २४ २२
कोटिमूल्यमहामणिं करतले किं खेलयन्नापरः ॥ १६० ॥

અર્થ:-એક પારણાના દિવસ પ્રત્યે ચોમાસાનું ફળ પ્રાપ્ત થાય છે. જૂઓ કે, શ્રેયાંસ કુમારે એકજ દિવસે શ્રી આદિનાથને પારણું કરાવી શું વર્ષાનું ફળ નથી મેળવ્યું ? ઉદાહરણ જેમ, સ્થાને સ્થાને કોટિ સંખ્યાવાળું દ્રવ્ય ભૂમિમાં દાટી રાખનારો માણસ શું કોટીશ્વર કહેવાય ?-અને બીજો કોટિમૂલ્યના રત્નને હાથમાં ખેલાવનારો શું કોટીશ્વર ન કહેવાય ? અર્થાત્ બન્ને કોટીશ્વર કહેવાય.

श्री संघार्चाद्वार.

३ २ ४ ५
तीर्थेशैर्व्रतधर्मपोषणपुरस्कारात्परामुन्नतिं,
६ १ ७ ११ १० ९ ८
नीतं यच्च ददाति भूतिमतुलां श्रीशालिभद्रादिवत् ।
१२ १३ १५ १४ १६ १७
तन्निःस्वतिरस्क्रियालघु कलौ दानं त्वयोल्लासितं,
२० २१ १९ १८ २३ २२ २५ २६ २७ २४
कैः कैर्भद्र पुनः फलिष्यति फलैस्तच्चैर्जिनो वेत्ति तत् ॥१६१॥

**અર્થ**:–વ્રતને વિષે અને ચાર પ્રકારના ધર્મને વિષે અનુકંપા દાન મુખ્ય છે. એ કારણથી એ અનુકંપાદાનને તીર્થંકરોએ વ્રતધર્મના પોષણને વિષે અગ્રેસર કરવાથી મ્હોટી ઉન્નતિને પમાડયું છે. તે દાન શાલિભદ્રાદિની માફક બીજાઓને પણ બહુ લક્ષ્મી આપનારૂં થાય છે. હે પુણ્યવંત જીવ? તેં તેવા દાનને આ કલિયુગને વિષે દરિદ્રી લોકોને કાઢી મૂકવાથી લઘુપણારૂપ પ્રગટ કર્યું, તો તે દાન તને કેવાં કેવાં ફળોથી ફળિભૂત થશે? તે જો જાણી શકે તો તત્ત્વથી જિનેશ્વરજ જાણી શકે તેમ છે, પણ બીજાથી જાણી શકાય તેવું નથી.

માન્યસ્તીર્થપતેઃ પરિગ્રહ ઇવ ક્ષ્માપસ્ય મંત્રો ધ્રુવં,
ધન્યો યસ્ય ગૃહાંગણં સ ચરણાંભોજૈઃ પુનીતેતરામ્ ।
કિં બ્રૂમઃ ફલમસ્ય તદ્ભરતવદ્યોઽર્ચયત્યમું સંમદાત્,
શ્રીરપ્યસ્ય ગ્રહે સ્થિરા પ્રતિભુવઃ શ્રીજૈનપાદા ઇમે ॥૧૬૨॥

**અર્થ**:–જેવી રીતે રાજાને પોતાનો મંત્રી વિગેરે પરિવાર માન્યકારી હોય છે તેવી રીતે શ્રી તીર્થંકરને નિશ્ચે સંઘ માન્યકારી છે. માટે તે સંઘ પોતાના ચરણકમળે કરીને જે પુરૂષના ઘરને પવિત્ર કરે છે, તે પુરૂષને ધન્ય જાણવો. એ સંઘનું પૂજન કરનારને ફળ તો શું કહીયે? પરંતુ જે પુરૂષ ભરત રાજાની માફક અતિ હર્ષથી એ સંઘનું પૂજન કરે છે તેના ઘરને વિષે લક્ષ્મી નિશ્ચલપણે નિવાસ કરે છે તેમાં આ પ્રત્યક્ષ જિનેશ્વરના ચરણોજ સાક્ષિરૂપ છે.

( श्री फागण चातुर्मासद्वार-स्रग्धरावृत्तम् )

नीत्वा क्षेत्रे पवित्रे घनसमयममी संयता राजहंसा,-
स्तत्तत्स्थाने विजह्रुः सुकृतिभिरनिशं जाड्यशीतं च भिन्नम्
शीलक्षौमैस्तपोऽग्निव्रतनियमगृहैर्भावनागंधतैलै,-
र्यत्राचार्यार्कगोभिर्हिमसमयचतुर्मासकं तन्मुदे स्तात् ॥१६३॥

**અર્થ**:-આ સાધુરૂપ રાજહંસો પવિત્ર ક્ષેત્રને વિષે વર્ષાકાળને નિવૃત્ત કરી તેતે દેશમાં વિહાર કરે છે કે, જે દેશમાં શિયાળાના ચાર માસને વિષે પુણ્યવંત માણસો શીળરૂપ વસ્ત્ર, તપરૂપ અગ્નિ, વ્રત અને નિયમરૂપ ઘર, ભાવનારૂપ સુગંધીતેલ અને આચાર્યરૂપ સૂર્યનો તાપ ઇત્યાદિવડે મૂર્ખપણારૂપ તાઢને દૂર કરે છે; તે ફાલ્ગુન ચોમાસું હર્ષને અર્થે થાઓ.

( श्री रजःपर्वद्वार-शार्दूलविक्रीडितवृत्तम् )

चातुर्मासिकपर्वसंभवतपोवह्निस्तदावश्यक,-
भ्रश्यत्कर्मदलोच्छ्रितस्थगणकस्तोमेऽत्र भस्मीकृते ॥
प्रातर्वंदनकं भ्रुवां शुकात्तेधिव्याजाद्विकीर्णेऽभितो,
धन्योऽर्हद्गुणफाल्गुनोऽमलरजाः स्यादागमांभः प्लवैः ॥१६४॥

**અર્થ**:-ચાતુર્માસ પર્વથી ઉત્પન્ન થયેલા તપરૂપ અગ્નિમાં ચાતુર્માસ પર્વના પ્રતિક્રમણવડે પડતાં એવાં કર્મના

દળરૂપ ઉચ્છળતાં છાણુઓનો સમૂહ ભસ્મ થયે છતે અને તે ભસ્મ પ્રાતઃકાળના વંદનને વિષે મુખવસ્ત્રિકાના મિષથી ચારે તરફ ઉડી ગયે છતે અરિહંતના ગુણરૂપ ધન્ય એવો ફાગણ માસ આગમરૂપ જળના સ્નાનથી પાપરહિત થાય છે.

( श्री इंद्रमहोत्सवद्वार–वसंततिलकावृत्तम् )

४ ३ १ २ ५
स्पर्द्धा महत्सु नरवाक् शुकवत् क्रमाय,
११ ६ ९ १० ८ ७
सत्यं पुनः पदमुपैति जनः समर्थः ॥
१३ १२ १४
मर्त्या हि पंचमगुणस्थितिमुक्तियोग्याः,
१७ १५ १६ २० १८१९
श्राद्धेषु ताज्जिनमहेऽनुचितेंद्रताऽपि ॥ १६५ ॥

અર્થઃ–જેવી રીતે માણુસની ભાષા પોપટને શ્રમ માટે થાય છે તેમ મ્હોટા પુરૂષને વિષે સ્પર્ધા કરવી એ પણ શ્રમને માટેજ થાય છે. એ સત્ય છે. માણસો પાંચમી ગુણસ્થિતિ અને મુક્તિને યોગ્ય છે. તો શ્રી જિનેશ્વરના કલ્યાણકને વિષે શ્રાવકોને ઈન્દ્રપણું પણ અયોગ્ય છે. કારણ કે, ઈન્દ્રને પણ ચોથી ગુણ સ્થિતિએ રહેવાપણું છે.

२ ३ १ ४ ५
देवैर्जिनस्य यदिजन्ममहादि चक्रे,
१० ९ ११ ६ ८
न श्रावकैरनुकृतिः क्रियतां तदेषाम् ॥
१३
स्वः शक्रदंतिमदतुंबरुगानरंभा,
१४ १२ १६ १९ १७१८ १५ २०
नृत्यादि चेद्भुवि न कोऽपि ततः करोतु ॥१६६॥

**અર્થઃ**-જો દેવતાએ જિનરાજના જન્મ મહોત્સવાદિ કર્યાં છે, તો શ્રાવકો એ તે પ્રમાણે શું ન કરવું જોઇએ ? અર્થાત્ કરવું જોઇએ. ઉદાહરણ જેમ, સ્વર્ગમાં ઐરાવત હાથીનો મદ, તુંબરૂ નામના ગંધર્વનું ગાન અને રંભા અપ્સરાનુ નૃત્ય ઈત્યાદિ છે તો પછી પૃથ્વીને વિષે મદ, ગાન અને નૃત્યાદિ કોઈ શું ન કરે ? અથાત્ કરે.

(श्री महापूजाद्वार.)

५ ४ २ ३ १
जैनार्चयापि नवभिः कुसुमैरशोक,
६ ८ ७
उच्चोच्चसंपदभवन्नवसेवधीशः
१० ९ ११ १४ १५ १६
लक्षार्चनेन तु फलं जिन एव वेत्ति,
१३ १२
सद्भूस्थकालघनासिक्तसुबीजवत्तत् ॥ १६७ ॥

**અર્થઃ**-અશોક નામનો માલી નવ પુષ્પોવડે કરેલી જિનરાજની પૂજાથી અધિક સંપત્તિવાળો થઈ નવનિધાનનો અધિપતિ થયો. તોપછી લક્ષદ્રવ્ય ખરચીને કરેલી જિનરાજની પૂજાનું ફળ તો ઉત્તમ ભૂમિમાં રહેલા અને વર્ષાકાળના મેઘથી સિંચન થયેલા શ્રેષ્ટ બીજની માફક કેવળી એવા જિનરાજ પોતેજ જાણે છે.

५ ७ ८ ६ ९
आश्चर्यकारि फलमप्यतुलं प्रदास्य,
१ ३ २ ४
त्याश्चर्यभंगिभिरियं विहिता जिनार्चा ॥

कार्यं हि कारणगुणेन भवेत्तु चित्रं,
पुष्पैरिमैस्त्रिदशवृक्षफलप्रसूतिः ॥ १६८ ॥

**અર્થ**:–આશ્ચર્યકારક રચનાવડે કરેલી જિનરાજની પૂજા નિશ્ચે આશ્ચર્યકારી બહુ સમૃદ્ધિ વિગેરે તે પૂજાનું ફળ આપે છે. કારણ કે, કારણના ગુણથી એટલે એકઠા થએલા કારણરૂપ તંતુ (તાંતણા)ઓથી પટ (વસ્ત્ર)રૂપ કાર્ય થાય છે. અહિં આશ્ચર્ય એજ છે કે, આ પૃથ્વીમાં ઉત્પન્ન થએલા પુષ્પથી કલ્પવૃક્ષ જે ફળ આપે છે તે ફળ મળે છે.

श्री चैत्यपरिपाटीद्वार.

अप्येकजैनभवनस्नपनादिना य,-
द्भावादुपार्जि सुकृतं शिवकृद्भवद्भिः ।
स्थानं क्व चैत्यपरिपाटिकयाऽर्जितस्य,
ज्ञातं महत्स्तुतिकृतां हृदयानि संति ॥ १६९ ॥

**અર્થ**:-તમે ભાવથી એક જિનરાજની પૂજાવડે મોક્ષ આપનારૂં પુણ્ય મેળવ્યું; તો પછી ચૈત્યપરિપાટીથી મેળવેલા પુણ્યનું સ્થાન ક્યાં? હા મે જાણ્યું? મહોત્સવને વિષે સ્તુતિ કરનારાઓનાં હૃદયો ચૈત્યપરિપાટીથી મેળવેલાં પુણ્યનાં સ્થાન હોય છે.

अद्योदियाय सुदिनो भवतां कला वा,
जज्ञे यदल्पवमुनाऽपि हि भूरिलाभः ।

१६ १५ १७ १९ १८
चैत्यावलीषु यदुपार्जि शिवाय पुण्यं,
१४ १३
भक्त्या सुलभ्यदलपुष्पफलोपहारैः ॥ १७० ॥

અર્થઃ-આજે તમારો મનોહર દિવસ ઉગ્યો અથવા તો તમારૂં ઉત્તમ વિજ્ઞાન ઉદય પામ્યું. કારણ કે, તમને થોડા ધનથી મ્હોટો લાભ મળ્યો. તે લાભ એ કે, સુખે મેળવી શકાય એવાં પત્ર, પુષ્પ અને ફળો અર્પણ કરવા રૂપ જિનમંદિરોમાં કરેલી ભક્તિપૂર્વક પૂજાથી તમે જે પુણ્ય મેળવ્યું તે પુણ્ય મોક્ષને માટે થયું. આજ કારણથી તમને થોડા ધનવડે મ્હોટો લાભ થયો.

( श्री उद्यापनद्वार-इन्द्रवज्रावृत्तम )

३ ४ १ २ ५ ७ ८ ६ १० ९
शुद्धं तपः केवलमप्युदारं, सोद्यापनस्याऽस्य पुनःस्तुमः किम् ।
१३ ११ १२ १५१४ १६ १७१८
हृद्यं पयो धेनुगुणेन तत्तु, द्राक्षासिताक्षोदयुतं सुधैव ॥१७१॥

અર્થ:-ઉદ્યાપનાદિ વિના પણ કરેલું શુદ્ધ તપ બહુ ફળ આપનારૂં થાય છે તો પછી ઉદ્યાપન સહિત એવા તે તપનું તો શું વર્ણન કરીયે ? દૃષ્ટાંત જેમ, દુધ એ ગાયના ગુણથીજ પુષ્ટિકારક છે તો પછી દ્રાક્ષ અને સાકર સહિત તે દુધ ખરેખરૂં અમૃતજ થાય છે.

५ ३ ४ २ १
सिंहस्तपःप्रक्रम एनतावत्, दुःकर्मदंतावलमंडलीनाम् ।
६ ७ ८ ९ १० १२ ११
तदत्र तस्मिन् प्रखरानिवेशो, यद्वद्यदुद्यापनविस्तरोऽयम् ॥१७

અર્થઃ-પ્રથમ અષ્ટ કર્મરૂપ દુષ્ટ હસ્તિઓની પંક્તિને

નાશ કરવામાં તપક્રમ સિદ્ધ છે. તે કારણથી આજે તે તપક્રમને વિષેજ જેમ સિદ્ધ ઉત્કૃષ્ટ નિવેશરૂપ છે તેવો આ પ્રત્યક્ષ ઉદ્યાપનનો વિસ્તાર છે.

२ १ ३ ५ ४ ६
**वृक्षो यथा दोहदपूरणेन, कायो यथा सद्रसभोजनेन ।**
७ ८ १२ १३ १४ ९ १० ११
**विशेषशोभां लभते यथोक्ते, नोद्यापनेनैव तथा तपोऽपि ॥१७३**

જેમ ઝાડ ઇચ્છા પૂરક ફળ આપવાથી વધારે શોભા પામે અને જેમ શરીર ઉત્તમ ભોજન કરવાથી વધારે શોભા પામે તેમ તપ પણ શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે ઉદ્યાપન કરવાથી વધારે શોભા પામે છે.

**( श्री ध्वजारोपद्वार–शार्दूलविक्रीडितवृत्तम् )**

३ ८ १
**भूपच्छत्रगुरुदराद्वृतिरथाग्रेषूपयोगान्मया,**
२ ५ ७ ४ ९ ६
**वंशत्वे कटसुंडकादिषु जनाश्चाराधिता भूरिशः ।**
१४ १० १२ १३ ११ १५ १७
**नैतत्क्वापि महत्वमापि विलसत्केत्वग्रहस्तोरणत्,**
१९ १६ १८ २२ २० २१
**घंटावाग्भिरिति ध्वजस्त्वरयते वो देवताराधने ॥१७४॥**

**અર્થઃ**–હે લોકો ? જિનેશ્વરના પ્રાસાદ ઉપર રહેલો વાંસરૂપ ધ્વજ ઉડતા લુગડારૂપ હાથને લાંબો કરીને વાગતિ એવી ઘુઘરીયોના શબ્દથી એમ કહે છે કે, મેં રાજાઓના છત્રમાં, રથની ધ્વજામાં, વાડીમાં તેમજ સાદડી અને સુંડલાદિકમાં ઉપયોગથી બહુ માણસોને સેવ્યા છે. તોપણ આવું મ્હોટાઇપણું પામ્યો નથી.

श्री अष्टविधपूजाद्वार.

२ १ ३ ४ ५ ६
नैवेद्यैः सजलैः शिवाध्वसुखदं स्पष्टं समं शंबलं ।
८ ९ १० ११
धूपेनोर्ध्वगतिः सुगंधितदिशावासेन शुभ्रं यशः ॥
१४ १३१२ १५ १७ १६
नृस्वर्गादिफलं फलैश्च कलमैर्जैनाटकार्चात्मनः,
१८ १९ २१ २० २२
पुष्पैर्लोकशिरः स्थितिः शिवतनुर्दीपैर्जिनार्चाफलम् ॥१७५॥

અર્થ:—જળ સહિત નૈવેદ્ય વડે જિનરાજની પૂજા કરવાથી મોક્ષમાર્ગને વિષે સુખ આપનારૂં પ્રગટ ભાતું મળે છે. ધૂપ વડે પૂજા કરવાથી ઉંચી ગતિ, વાસ ક્ષેપ વડે સુગંધિ દિશા કરવાથી ઉજ્વલ યશ, ફળ વડે પૂજા કરવાથી મનુષ્ય અને દેવાદિ, ફળ અને અક્ષત વડે પૂજા કરવાથી અક્ષતપણું ( નહિ ક્ષય થવાપણું ) પ્રાપ્ત થાય છે. વળી પુષ્પ વડે જીનરાજની પૂજા કરવાથી સર્વ લોક ઉપર નિવાસ અને દીપ વડે પૂજા કરવાથી મોક્ષ શરીર આવી મળે છે; માટે જેવી રીતે પૂજા કરીએ તેવું ફળ પ્રાપ્ત થાય છે.

श्री अष्टमंगळद्वार.

१ २ ३
आदर्शोदित केवलर्द्धिरसमैश्वर्यश्च भद्रासना,-
७ ६ ५ ९ ८
द्दृत्थांडस्य शरावसंपुटतनोर्यः कामकुंभः पुरः ।
१२ १३ १४१० १६ १५ ११
श्रीवत्सांगमिवस्फुटश्च तनुते नित्योत्सवः स्वस्तिका,-
१७ १८ १९२१ २२ २०
न्नंद्यावर्तवदद्भुताकृतिकृतानंदः स वो ऽव्याज्जिनः ॥१७६॥

**અર્થ**:-જેમને દર્પણની માફક કેવળ પ્રાપ્ત થયું છે. ભદ્રાસનથી જેમને મ્હોટું ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે. પાત્રના સંપુટ સમાન શરીર વાળા બ્રહ્માંડની આગળ જે પૂર્ણ કળશરૂપ છે. સ્વસ્તિકથી જેમને શ્રીવત્સાંગની માફક પ્રત્યક્ષ હમેશાં ઉત્સવ છે. નંદાવર્તની માફક જેમણે અદ્ભુત આકૃતીથી આનંદ ઉપજાવ્યો છે એવા તે જિનરાજ તમારૂં રક્ષણ કરો.

( श्री मुक्तिद्वार-स्त्रग्धरावृत्तम )

मुक्तेः सौख्यप्रमाणं भवतु सुरगिरिः सोऽस्ति वा योजनानां,
लक्षं वार्द्धिःस्वयंभूरमण इति पुनः सोऽस्ति रज्जुप्रमाणः।
लोकातीत तदेतज्जिनपतिरपि वा नोपमातुं प्रगल्भो,
भूभृद्भोगानुभूतिं स्वजनमनुवदन् यद्वदज्ञः पुलिंदः ॥१७७॥

**અર્થ**:-મોક્ષ સુખનું પ્રમાણ મેરૂ પર્વત જેટલું મ્હોટું કહીએ તો તે ઘટતું નથી. કારણ કે, મેરૂ પર્વત લાખ યો-જનનો છે અને મુક્તિ સુખ તો બહુ મ્હોટું છે. વળી મોક્ષ સુખનું પ્રમાણ સ્વયંભૂ રમણ સમુદ્ર સમાન કહીએ તો તે પણ ઘટતું નથી; કારણ તે પણ રજ્જુ પ્રમાણ એટલે દોરડી વતી માપી શકાય તેટલો છે. અર્થાત્ મેરૂ પર્વત અને સ્વયંભૂ રમણ સમુદ્ર એ બન્ને લોકમાં છે માટે તેમનું પ્રમાણ જાણી શકાય છે અને મોક્ષ સુખનું પ્રમાણ જાણી શકાતું નથી. તે મોક્ષસુખ તો લોકની બહાર છે; માટે તે સુખ તો જિનેશ્વરો જાણી શકતા હશે; પરંતુ જિનેશ્વરો પણ રાજાની ભોગ-લક્ષ્મીના અનુભવને જાણતા છતા પણ પોતાના કુટુંબીને

કહેવા સમર્થ નહિ થએલા ભીલ્લની માફક તે મોક્ષ સુખને ઉપમાથી દઢ કરવાને સમર્થ થતા નથી.

( शार्दूलविक्रीडितवृत्तम् )

यत्पादांबुजभृंगतामविरतं भेजुस्त्रिलोकीजना,
यश्चिंतामणिवत्तदीयहृदयाभीष्टार्थसंपादकः ।
सोप्यर्हन्महितो यदर्थमनिशं तत्तत्तपस्तप्तवा,-
न्माऽभीष्टं हृदि कस्य कस्य तदहो नैःश्रेयसं मंगलम् ॥१७८

અર્થઃ-ત્રણ લોકના પ્રાણીઓ જેમના ચરણ કમળને ભમરાની માફક સેવન કરે છે અને જે ચિંતામણિ રત્નની માફક તે સેવા કરનારાઓને મનોવાંછિત આપે છે તે પૂજ્ય શ્રીઅરિહંત પ્રભુએ મુક્તિને માટે નિરંતર તે તે તપ કર્યું. અહો? આશ્ચર્ય છે કે, કોના કોના હૃદયને વિષે મોક્ષ રૂપ માંગલિક ઈષ્ટ નથી? અર્થાત્ સર્વને ઇષ્ટ છે.

( अथ प्रशस्तिद्वार-इंद्रवज्रावृत्तम् )

श्रीवज्रसेनस्य गुरोस्त्रिषष्टि,-सारप्रबंधस्फुटसद्गुणस्य ।
शिष्येण चक्रे हरिणेयमिष्टा, सूक्तावली नेमिचरित्रकर्त्रा ॥१७९

અર્થઃ-ત્રિશષ્ટિ શલાકા પુરૂષચરિત્રના કર્તા શ્રીવજ્રસેન ગુરૂના શિષ્ય એવા હરિ નામના કવીશ્વર, કે જેમણે શ્રી નેમિનાથનું ચરિત્ર રચ્યું છે તે કવીશ્વરે આ સૂક્તમૂક્તાવલી (કર્પૂર પ્રકરણ) નામનો ગ્રંથ રચ્યો છે.

॥ इति श्रीकर्पूरप्रकरग्रंथस्यान्वयभाषान्तरसहित समाप्त ॥